૨૫૩૨

# ધીરજનું ધન યાને સંકટ અને સબુરી.

એક વારતા.

બનાવનાર

બહમનજી નવરોજજી કાબરાજી,
"ફુરસદ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહી-બચ્ચાની સજની, "પાકીજેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહર," "ફરાંમર્ઝ," "કાચા કાનની ખરાબી યાને એબનેઝર અને શીરીન,"
ઇત્યાદીના કર્તા.

મુંબઈ મધે
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં
સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૮૬.

મારા

મરહુમ પીતાજીની

એક ગંભીર યાદને

અર્પણ.

"But what strange Art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

ગુજરાતી વાંચનારી શોકીન પ્રજા સાથની અમારી પીછાંણ વધતી જાય છે, અને તેનાં પરીણામમાં અમોને આ એક ત્રીજી વારતા સમેત તેમના વચ્ચે દેખાવ કરવાને ખુશી પેદા થાય છે. અમારાં આગલાં પ્રગટ કરેલાં 'નાવેલો' "દેલજંગ દલેર" અને "સિપાહુ બચ્ચાની સજજની" એ અમારાં વાંચનારાંઓને અમારા માટે એટલો ઓસ્તવાર વીશ્વાસ બેસાડી દીધો છે, કે તેઓ માંહેથી એક બે નહીં પણ ઘણાકોએ અમારાં આ અને હવે પછી બાહેર પડે તે સઘલાં પુસ્તકો માટે પોતાનાં મુબારક નામ આગલથી નોંધી રાખવાની અમોને એકઠી પરવાંનગી આપી મેલી છે, અને અમો વરસ દર વરસ કાયદાસર એકેક નાવેલ જે પ્રગટ કરયા જઈએ છીએ તે માટે બેશક અમો જાહેરમાં અમને મલતાં એ અમારાં કદરદાંન ગ્રાહકો તરફનાં સ્તુતી પાત્ર ઉતેજનનેજ આભારી છીએ.

એ ઉતેજનનો કશો ગેરઉપયોગ થાય નહીં તેની અમારા તરફથી પુરતી સંભાલ લેવામાં આવે છે અને લેવામાં આવશે એવી અમો તરફની ખાશ ખાત્રી આપવાની અમો જરૂર જોઈશું નહીં. અમારાં નાવેલો ગુજરાતી નાવેલોમાં રશીક તરીકે પેહેલી પંકતીનો દાવો કરી શકે તેવાં કરવાને જેમ અમો કાલજી ધરાવીએ છીએ તેમજ તેથી બેવડી કાલજી અમો અમારાં નાવેલો પુરતાં નીતીમાન અને નીષ્કલંક નીવડે તેવાં કરવાની પણ અમો રાખીએ છીએ—તે એટલે સુધી કે જો જરૂર પડશે તો અમારી કરેલી વારતાઓમાંથી એક પણ લીટી અમર્યાદશીલ હોય એવી બતાવી આપવાને અમો અમને બુરૂં બોલનાર હીચકારાઓને હીંમતથી ચેલેંજ કરી શકીશું.

"ધીરજનું ધન" એ પણ અમારી આગલી બંને વારતાઓ પેઠ એક ઈંગ્રેજી 'નાવેલ' ઉપરથી ઉપજાવી કાઢેલી વારતા છે; અને તેમાં પણ તેઓની પેઠે નેકી અને બદીનાં સામસામાં ચિત્રો ઉભાં કરી તેમનાં સેવટો મનપસંદ રીતે ચીતારવાને મેહેનત કરવામાં આવી છે. આ વારતા અમોએ આગલ પાંચ વરસની વાત ઉપર જાંણીતાં "ગુલ અફશાંન" ચોપાન્યાંમાં કટકે કટકે લખી

## દીબાચો.

હતી, પણ તે અમારી શરૂઆતની કોશેશ હોવાથી અમારૂં લખાંણ એટલું લઈ ચલાઉ અને કાચું હતું, તેમજ તેમાં સઘલા બનાવો એટલા ટુંકમાં ટપકાવી દેવામાં આવ્યા હતા કે આ વેલાએ તે વારતા નવેસરથી વીગતવારે આખી લખી કાઢવાનો નવો શ્રમ લેવાનું અમોએ ઘટીટ જોયું છે. એમ થવાથી એ વારતામાં અસલ કરતાં અતી ઘણો વધારો અને સુધારો થયો છે, અને "ગુલ અફશાંન" માં જેઓએ એ વારતા વાંચી હશે તેમને માટે પણ એ વારતા નવી જેવીજ તૈયાર થઈ છે. એ રીતે એ વારતા એકી વારે નવેસર લખી કાઢવાના સબબે અમોને અમારી આગલી વારતાઓ કરતાં એમાં લગાર વધારે મેહેનત થઈ છે, અને તેથી શોકીન વાંચનારાંઓની રેહેમદીલીમાં વિશવાશ લાવી અમારી મેહેનતનાં પ્રમાણમાં આ પુસ્તકની કીંમત સાદી નજરે લગાર વધારે રાખવાની અમોએ અગત જોઈ રજા લીધી છે, જે ઉમેદ છે જે અમને આપવામાં આવશે.

જે શેઠીઆઓ અને સદ ગ્રહસ્થો વગર ખુશામતે દર સાલ પ્રગટ થતાં અમારાં પુસ્તકો એક સરેસ્તાથી લેયા જાય છે (જેમનાં નામ અમારી વારતાની આખેરીએ આ વખતે પણ સાચવી રાખવાને અમો મગરૂર છીએ) તેમનો ઉપકાર માનવાની આ તક હાથ કરીએ છીએ. એમ કરતાં અમો એટલુંજ ઇચ્છશું કે એક ગ્રંથ કરતા અથવા મોટા નાવેલીસ્ટ થવાનો ફશો પણ ફાંકો રાખવા વના અમોએ જે અમારી અદના કોશેશ જારી રાખવાનો ઠડાવ કીધો છે, તેમાં એવાં ઉતેજનને અમો દર સાલ વધારે અને વધારે લાયક થતા જઇશું, અને અમારાં વાંચનારાંઓની ફુરસદનો વખત અમારી વારતાઓ વાંચેથી ફોકટ ગુમાયો એમ અમો કદી બોલાવા દઇશું નહીં.

બ. ન. કાબરાજી,
બનાવનાર.

જાનેવારી ૧૮૮૬

# સાંકલીઉં.

—•○•—


| | | સફે. |
|---|---|---|
| પ્રકરણ | ૧ લું—પેહેલી પીછાંણ | ૧ |
| ” | ૨ જું—એક દરદી પહરોણો | ૬ |
| ” | ૩ જું—માહીયાર અને ગુલરૂખ | ૧૧ |
| ” | ૪ થું—જવાહીરો અને એક ગુલાબ | ૧૬ |
| ” | ૫ મું—કાઉસ | ૨૨ |
| ” | ૬ ઠું—માતબર મેહેલ | ૨૬ |
| ” | ૭ મું—“હા” કે “ના”? | ૩૨ |
| ” | ૮ મું—એક નહીં ધારેલો દોસ્ત | ૩૫ |
| ” | ૯ મું—“ચોરને પોટલે ધુલનીધુલ” | ૪૧ |
| ” | ૧૦ મું—અરદેશર | ૪૮ |
| ” | ૧૧ મું—માતબર મેહેલનો માલેક | ૫૩ |
| ” | ૧૨ મું—જાલેજર | ૫૭ |
| ” | ૧૩ મું—કાઉસનો બીજો દેખાવ | ૬૪ |
| ” | ૧૪ મું—પૈસા! | ૭૧ |
| ” | ૧૫ મું—વસીયતનામું | ૭૬ |
| ” | ૧૬ મું—મોહોતનું બીછાંનું | ૮૦ |
| ” | ૧૭ મું—લોભનું કાવત્રૂં | ૮૯ |
| ” | ૧૮ મું—“કર ને જો” | ૯૧ |
| ” | ૧૯ મું—જુનું વસીયતનામું | ૯૬ |
| ” | ૨૦ મું—પૈસાની પીડા | ૯૯ |
| ” | ૨૧ મું—ધણી ધણીયાંની | ૧૦૪ |
| ” | ૨૨ મું—તેહેમીના | ૧૦૮ |
| ” | ૨૩ મું—જુગારી જીગતર | ૧૧૪ |
| ” | ૨૪ મું—જુગાર ખાનું | ૧૧૮ |
| ” | ૨૫ મું—ઠગારા પાસા | ૧૨૨ |
| ” | ૨૬ મું—પાસાની ઠગાઈ | ૧૩૦ |
| ” | ૨૭ મું—પાસાના હીમાયતીઓ | ૧૩૭ |

સાંકળીઉં.


| | | | |
|---|---|---|---|
| પ્રકરણ | ૨૮ મું—પ્યારની એક કાંહાંણી | .................... | ૧૩૯ |
| ,, | ૨૯ મું— ,, ,, (ચાલુ) | ............ | ૧૪૫ |
| ,, | ૩૦ મું—"પડ પાસા પોબાર!" | ............... | ૧૫૨ |
| ,, | ૩૧ મું—તપાસ | ............................... | ૧૫૫ |
| ,, | ૩૨ મું—તેહેમીનાનું તરકટ | ...................... | ૧૬૨ |
| ,, | ૩૩ મું—એક મુલાકાત | ........................... | ૧૬૭ |
| ,, | ૩૪ મું—પારજો | ................................. | ૧૭૦ |
| ,, | ૩૫ મું—સુખી સેવટ | ........................... | ૧૭૭ |




૨૫૩૨

# ધીરજનું ધન યાને સંકટ અને સબુરી.

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

### પેહેલી પીછાંણ.

સમી સાંજનો સમો હતો. સૂર્ય પોતાની મહાભારત મેહેનતની મુસાફરી લગભગ તમામ કરી રેહેવા આવ્યો હતો, અને તેની રંજથી ઉપજતી થાકથી તે ગોયા શાંત અને સુસ્ત થઇ પડ્યો હતો. રંગ બેરંગી પક્ષીઓ પોતપોતાના માળામાં ઉતાવલાં પોંહોંચવા ચોમેર ઉડાઉડ કરી રહેલાં નજરે આવતાં હતાં, અને તે વિચીત્ર પંખેરાંઓના તહરેવાર નીકલતા અવાજોથી દોલતગર શેહેરની સરહદ ઉપર આવેલું પુરઆબ નામનું એક નાહનું પણ સુઘડ અને સુખવાસી ગામડું તે પ્રસંગે ગાજી વાજી રહ્યું હતું. બાજુંએથી નીચાંણમાં વેહેતું એક નાહનું બીલોરી નાળું પોતાના ધીમા એક સરખા નાદથી ગાયણ કરતું જતું હતું, અને પવનની ધીમી લેહેરીથી આસપાસનાં ઝાડોની ધીમી હીલતી ડાળીઓની અઠડા અઠડી વચ્ચે ઉભો થતો પાંદડાંઓનો ખણખણાટ અવાજ કાંનને ખુશ લાગે અને આંખને તાઢક આપે એવા ઉપલા કુદરતના એક અને અનેક દેખાવોને વધારે દેલપઝીર કરવામાં મદદ કરતો હતો.

આ સઘળો દેખાવ, ઉપર કહ્યું તેમ દોલતગર શેહેરની સરહદ ઉપર આવેલાં પુરઆબ નામનાં ગામડાંનાં એક ખેતરમાં જોવામાં આવતો હતો, કે જે ખેતરની બાજુએ આવેલા રસ્તા ઉપરથી ધીમે કદમે એક ગાડું પસાર થતું હતું. આ ગાડું શોભીતા દેખાવનું અને બેસવા માટે પુરતી સગવડ તથા મોકલાસ ધરાવનારૂં હતું, અને તેને એક નાહનું આસુદું ટટુ જોડેલું હતું જેની આસુદગી અને સુખવાસી હાલત તેના શેઠની ખાસ દેખરેખ, જતન અને તેના સુ-

મ નહીં પણ સખી હાથનો જોનારને ખ્યાલ આપતી હતી. આ ટટ્ટુનો વલી હાંકનાર પણ ખેડુની પોશાકમાં એક તનદરોસ્ત જવાંન નજરે આવતો હતો, જેનો મજબુત બાંધો તેનાં કસાયલાં હાડકાં ને મેહેનતુ દીલનો અભ્યાસ કરાવતો હતો. તે એકવીસથી બાવીસ વરસનો ભરજવાંન હતો, અને તે દેખાવલો પ્રમાણીક અને સુખવાસી લાગતો હતો. તેનો પોશાક કોઈ રીતે ઉંચ નહીં હતો તોપણ સુઘડ અને સાફ હતો, અને જોકે સઘલી પ્રકારે તે એક ખેતી કરનાર ખેડુત હતો, તોપણ તેનામાં કાંઇબી અસભ્ય, અસ્વચ્છ કે અણઘડપણું જોવામાં આવતું ન હતુ. તેની ચતુર ચશમો, તેની પોહોલી પેસાની અને તેનો ખુબસુરત દેખાવ જોનારને પેહેલીજ નજરે તેના લાભમાં જીતી લે, અને તેને માટે તે એક સાદો ખુરજીગર છતે ઘણો સારો વિચાર પેદા કરે એમ હતું.

આ ગાડું હાંકનાર જવાંનનું નામ જેહાંગીર હતું, પણ ગાડાંમાં જેહાંગીર એકલોજ ન હતો. તે તે ગાડું હાંકવા આગલથી બેઠેલો હતો, જ્યારે ગાડાંના પાછલા ભાગમાં એક સતરથી અઢાર વરસની વયની અતી ખુબસુરત જવાંન અબલા બેઠેલી હતી. તેણીની ગાડાંમાં બેસવાની અદાથી અને તેણીને લગતા વલગતા બીજા બાહેરના દેખાવથી અનુમાન કરવાને સેહેલ હતું કે તેણી કોઈ બીનવાંન ખેડુતની બેટી હતી, કે જ્યારે જેહાંગીર તે ખેડુતનો એક માનીતો વીશ્વાસુ નોકર હતો, જે તેણીને બઝારમાં કાંઈ ખરીદીઓ સારૂ લઈ જઇ હવણાં પાછો ધીમે ધીમે ઘર તરફ હાંકી જતો હતો.

અમોએ કહ્યું કે ઉપલી અબલા નામે ગુલરૂખ ખુબસુરત હતી, અને તેમ કેહેવામાં અમોએ કશી સહરાગત અથવા ભુલ કરી નથી. તે સરોવરનાં ઝાડ જેવી સીધી, પતલી અને ઉંચી એક સુંદરી હતી, અને તે નાજનીન દેખાવે નાજુક તોપણ એક આસુદાં ગામડાંની તાજગીબખ્શ હવાના પુણ્યવંત પ્રતાપે મજબુત અને તનદરોસ્ત હતી, જે તનદરોસ્તીની પ્રગટ ગુવાહી આપવાને તેના ભરેલા ગોલાબી રૂખસાર ઉપરનો મનહર લાલાસજ બસ થઇ પડતો હતો. તેની ગરદન ઉંચી, મરોરદાર અને બરફ જેવી સફેદ હતી, જે તેણીની અપાર ખુબસુરતીમાં ખાસ ઉંમેરો કનાર એક તત્ત્વ હતો. તેણીના બાલ કાલા અને ચલકતા હતા, અને જયારે માંથા ઉપર અલગી મુકેલી એક ટોપી ઉપાડી તેણી

તેઓને તેમની મરજી મુઆફેક તેણીનાં ખભાં ઉપર નાચવા અથ-વા વીખરાઇ પડવા દેતી ત્યારે નાગ સમાન પેચ અને વલખાઇ કંમર સુધી પોંહોંચતાં તે જુલફોનો થાથ ખચીત જોવા જોગ થઇ પડતો હતો. તેની આંખના ડોળા કાળા અને ખુબસુરત હતા, અને તેણીની મીઠી ચશમોમાં શરમ, સાલેસાઇ અને સભ્યતા સ-માઇ રહેલી પ્રગટ જણાતી હતી. તેણીની અદામાં નરમાસ, તે-ણીની ચલણમાં અદબ અને તેણીનાં બોલવામાં મીઠાસ, માયા અને પાક મોહોબત વસેલી હતી. તેણી બોલવા અથવા પ્યારથી હસવાને જયારે પોતાનું મોં ખુલ્લું કરતી ત્યારે દાધદુધ વગરના શુદ્ધ સફેદ, ખુબસુરત મોતીના દાંણાં સમાન તેણીના દાંતોની બે હારથી તેણીનાં વદનની શોભામાં વધારો થતાં જોનારને વધારે ખુશ થ-વાને કારણ મલતું હતું. તેણી એક ધનવાંન બેહુનની બેટી હતી, તોપણ તેણીના પોશાકમાં જોવા જોગ એ હતું કે તે અતી ઘણો સાદો હતો. તે મગરૂરી કશીપણ ધરાવતી હતી નહીં; અકસર કરીને ગરીબ માણસો ઉપર તે ખાસ કરી માયાલુ અને મેહેરબાંન હતી. જયાં નાણાંની મદદથી અથવા કદાચ પોતાની જાતો મેહેનતની મદદથી કોઇક ગરીબનું દુઃખ નીવારણ કરી શકાય એમ હોય ત્યાં પોતાનો માયાવંત હાથ મેહેરબાંનીમાં લંબાબાને તે સદા તતપર હતી. તેણીના ધરમ ઘણા હતા, અને તેમાં ઘણું વધારે પસંદ કરવા જોગ એ હતું કે તે ઘણા છુપા હતા. તે કોઇની શાબાશી પામવાના હેતુથી ધરમ કરતી હતી નહીં. એવા ધરમો આપસ્વાર્થ-થી મોકલા હોતા નથી, એટલે પરમાર્થી અને નીનસ્વાર્થી ધરમો-માં જે પેહેલી પંકતોનાં ખાલેસ ખરાં સુખનો આશીરવાદ ભરેલા હોય છે તે એવા ધરમોમાં હોતો નથી, માટે એ ધરમો ખરા ધ-રમ નથી. ઢોલ વગાડી પ્રસિદ્ધ કરવાના હેતુથી થયલા ધરમો ઘણા કીધા હોય, અને કદાચ ઘણા મોટા પણ કીધા હોય, પણ છુપો ધરમ એક કીધાથી જે શોભા અને જે ખરું પુણ હાંસલ છે તે એવા તે ઘણા અને ઘણા મોટા ધરમોમાં પણ મલતું નથી. 'જમના હાથે થયલો ધરમ ડાબા હાથને ખબર પડે નહીં' તેજ ખરો ધરમ માનવામાં આવે છે, અને એવાજ ધરમો મોડે વેહલે પોતાની મેલ અજવાલામાં આવતાં આપણી ખરી સ્તુતીને પાત્ર થાય છે.

ગુલરૂખને તેણીની માતાનું સુખ ન હતું. તેણી જે વખતે

આંઠ વરસની ઉંમરની હતી ત્યારથી તે માતા બેહેસ્ત પામી હતી, અને તેથી તે પોતાની સઘલી કેલવણી ને ઉંચ તરબીયત માટે પોતાના બાપને આભારી હતી. તે બાપનું એ બેટી એકપુરૂં એક લાડકું બચ્ચું હતું, અને તેમ છતાં ગુલરૂખ તે લાડથી છકેલી અથવા બેહેકેલી ન હતી. તે તેના બાપનું એક તાબેદાર ફરજંદ હતું, અને પોતાના બાપના લાડ અને પ્યારનો હવે તેણીનો વારો આવતાં તે બુઢાપામાં તેની ખરી કાલજીભરી માવજત અને હજારો પ્યાર સમેત બદલો વાલી આપતી હતી.

ગુલરૂખ સમજમાં આવવા પછીથી સઘલો ઘરનો કારોબાર પોતે ચલાવતી હતી, અને દર અઠવાડીયામાં બે વાર પોતાના બુરજીગર બાપની બેકુતી ગાડીમાં સવાર થઇ દૌલતગર શેહેરમાં પરચુટણ ઘર સંસારી ખરીદાઓ કરવા જતી હતી, જે વખતે હંમેશ જેહાંગીર તેને ઘરથી ત્યાં ને ત્યાંથી ઘર હાંકી જતો હતો. જેહાંગીર આ કામ કરવામાં કશી હલકાઇ માનતો ન હતો અથવા લેશ પણ શરમાતો ન હતો; બોર તે એ કામમાં એક છુપી મોજ સમજતો હતો, કેમકે વાંચનારને કહીશું તો તે અચરત થશે નહી કે જેહાંગીર પરીચેહેર ગુલરૂખના હાથનો એક છુપો ઉમેદવાર હતો.

જેહાંગીરનાં માબાપ કોણ તે જેહાંગીરને અથવા કોઇને રોશન ન હતું. તેને ગુલરૂખના પીતાએ એક મુસાફરીને દરમ્યાન એક કુવાની પાલપરથી જયારે તે અતી ઘણું નાંઘલું બાલક હતું ત્યારે ઉપાડી લીધો હતો અને તેનાં પેહેરણમાં સીવેલી એક ચીઠીમાં જેગી તેને ઉપાડી લીએ તેને તેનું નામ જેહાંગીર રાખી તેની પ્યારથી પરવરશી કરવાને કોઇ અબલા જાતીએ વગર સહી સાથે અરજ ગુજારેલી હતી. આ અરજને અનુસરીને ગુલરૂખના પીતા માહીયારે તેને પોતાની સંભાલ હેઠલ લીધો હતો, અને તે વેલાએ તેને કશું બચ્ચું ન હતું, માટે ગુલરૂખની મરનાર માતા પણ એ બાલકને પોતાના પ્યારભર આશરા હેઠલ લેવાને ખુશી થઇ હતી.

આ રીતે જેહાંગીર ગુલરૂખના પીતા માહીયારનાં ઘરમાં આવવા પાંમ્યો હતો, અને તે લગભગ ત્રણ વરસનો થયો ત્યારે તેણીની માતાએ તેણીને જનમ આપ્યો હતો. આથી જેહાંગીર ઉમરનું વાહાલ કેટલેક દરજજે કુદરતી રીતે થવું જોઇએ તેમ કમી

થયું ખરૂં, પણ તેથી તે બાલક કશીબી રીતે હાડમારી કે દુ:ખમાં આવી પડયું એવું કશુ પણ થયું નહીં.

હયાં વાંચનાર જોશે કે જેહાંગીર અને ગુલરૂખ છેક બચગીથીજ સાથે ઉધરયા પામ્યાં હતાં, અને તેમના વચ્ચે છેક બચગીથીજ એકઠાં રમવાના સબબે સારો એખલાસ સમાયો હતો. આ એખલાસે ઉમરે પોંહોંચતાં એકલા જેહાંગીરના બાબમાં પ્યારનું રૂપ પકડયું હતું, અને જે વખતને વારતે આ પ્રકરણ લખવામાં આવે છે તે વખતે તે ભલા જવાંનનાં દીલમાં ગુલરૂખ માટેની એક પાક મોહોબતે વાસો કરેલો હતો.

જેહાંગીરનો એ પ્યાર છુપો હતો, કેમકે ગુલરૂખ જેહાંગીરને ચાહાતી હતી એ ખરૂં, પણ તેણી તેને એક બેહેનનાજ પ્યારથી ચાહતી હતી, અને તેથી વધુ કશા પણ વિચારોએ તેણીનાં મગજમાં આજ તુલક ઘર કીધું ન હતું. જેહાંગીર આ જોતો અને જાંણતો હતો, અને તેથીજ પોતાના પ્યાર માટે પોતાનાં દીલથી તે છુપો બલતો હતો. તેને તે પ્યાર જાહેર નહીં કરવાને એક નહીં પણ અનેક કારણો હતાં. પ્રથમતો ગુલરૂખ તેને ચાહતી ન હતી એ વાત તેને રોશન હતી માટે તે પોતાનો પ્યાર જાહેર ન કરતો હતો, અને બીજું તો તે જોતો હતો કે તેના અને તેણીના વચ્ચે દુન્યાઇ દરજજાની એક નહીં દુર થઇ શકે એવી નડ હતી. જેહાંગીર દહાડેનો થવા પછીથી બુઢા માહીયારે તેને પોતાનાં ખેતીવાડીનાં કામમાં વડો અને બીજા સઘલા નોકર નફરોનો ઉપરી બનાવ્યો હતો, અને તેથી ગમે તે પણ તે માહીયારના એક વડા નોકરથી આલે હતો નહીં, અને તેવા એક પડતા ખડતા મલેલા ગરીબ નોકરની જીંદગી ગુજારતા જવાંનસે નેકાથી જોડાવાને ખુદ ગુલરૂખ રાજી થાય, અથવા તેણીને તેનો બાપ તેમ કરવા દીએ એ વિચાર જેહાંગોરને મનથી બેવકુફી અને નાદાનીયતથી ભરપુર હતો, અને એ સઘલા ખ્યાલથી આપણે જોયું તેમ તે ગુલરૂખની મોહબતમાં છુપ્યો બલતો હતો.

હાં જેહાંગીરની અને ગુલરૂખની ઓલખ અમો ધારીએ છીએ જે વાંચનારને સમજ પડે એવી રીતે પુરતી આપવામાં આવી છે, અને તે થઇ રેહેવે હવે આપણે નીચલાં પ્રરકરણમાં આપણી વારતાથી રીતસર આગલ ચાલીશું.

# પ્રકરણ ૨ જું.

## એક દરદી પહેરોણો.

સુંદર ગુલરૂખને લઈને ઘરે વળતી ગાડી લગભગ ઘરની લગોલગ આવી રહી હતી, અને બુઢા બુરજગર માહીયારનાં સાદાં પણ શોભીતાં મકાનને ફરતાં એક ખુશનુમા ખેતર તરફ તે વળવા જતી હતી, તેવામાંજ રસ્તાની બાજુએ ઘાસમાં પડેલા કોઈ એક બુઢા શખ્સપર ગુલરૂખનું ધ્યાન ખેંચાયું, અને તેણીએ બુમ પાડી પોતાની ગાડી થોભાવી. તેણીએ જોયું કે ત્યાં બાજુએ કોઈ અતી ઘરડો પુરૂષ મરવા સુતેલો હોય તેમ મુશ્કેલાઈએ દમ ખેંચતો પડેલો હતો, અને ફકત તેજ તે દયાલુ સુંદરીનું દીલ ઉસકેરવાને બસ હતું. "સબર સબર જેહાંગીર," તેણે ગભરાતમાં ગાડી થોભાવતાં કહયું, "આ કોઇ બચારો ગરીબ શખ્સ હયાં—"પણ તટલાં તો જેહાંગીરની નજર પણ ત્યાં પોહોંચી ચુકી હતી, ને તે પોતાનાં તેજી ટટુને થોભાવી તેની પોલોલી પીઠ ઉપર લગામ ફેંકી એક કુદકે હેઠે કુદી પડયો હતો. તેની પછવાડેજ તેવીજ ઉતાવલી ઝડપથી ગુલરૂખ ઉતરી આવી, અને પછી તેણીએ જેહાંગીરની મદદથી તે બુઢાને તરો બેસાડયો, અને એક બેઠીને છાજતી મમતાથી પોતાની છાતીનો તેને ટકયો કરી આપ્યો. આ ટેકાવથી તે ઘરડા શખ્સને બેશક અતી ઘણો આરામ થયલો જણાયો, કેમકે હવે તે વધારે સગવડથી દમ ખેંચતો જણાતો હતો. ગાડીમાં જે ઘર ઉપયોગી સામાન હતો તેમાં કાંઇક દારૂ પણ હતો, અને તે એક વાસણમાં થોડો મંગાવી ભલી ગુલે તે ડોસાને પાયો. તેણે તે ઘણી ખુશીથી પીધો ને ખંખાર મારી લગાર વધારે સાવધ થયો. હવે તેનાં મોંપર પાંણી છાંટી તેની સુરતી દુર કરવાના હેતુથી હેઠાંણનાં નાલાંમાંથી થોડુંક પાંણી લઇ આવવાને ગુલે જેહાંગીરને તાકીદ કરી, અને તે જયારે પાંણી લેવા ગયો ત્યારે તેણીએ ધીરજથી તેણીની છાતીપર માંથુ નાંખી પડેલા તે દરદીનો ચેહરો ધ્યાનથી તપાસ્યો. તે ચેહરો દુન્યાઇ હાડમારીઓની કરચલીથી ભરપુર હતો, અને જહરીથી જુકતી તેની ચશમોએ લગભગ પોતાસો ઉનાલા શીયાલા જોયા હોય એવો તેનો દેખાવ હતો. તેનો ચેહરો કદરૂપો—લગભગ કદરબાહાંમણો હતો, અને તો પણ તે-

ના પોશાક વગેરેપરથી તે છેક આપ્પાવરખો ભીખારી હોય એવું કશું જણાતું હતું નહીં.

જેહાંગીર પાંણી લઇ આવ્યો કે ગુલરૂખે તેનાવડે તે બુઢાનું મોં છાંટયું, અને આ ઠંડાં આબથી તેને ખરેખરી વધારે તાજગી અને હોશ્યારી આવી. તેણે આસપાસ જોયું, અને અજાણ્યા બે આતુર ચેહરાઓ તેની ઉપર કાલજીથી વાંકા વલેલા દેખી તેણે તે પોતે કયાં હતો તે અરધી બેભાંની વચ્ચે પુછયું.

"અમો તમને પીછાંણતાં નથી," ગુલે કહયું, "પણ જો તમારૂં મકાંન દુર હોય તો અમારૂં મકાંન પાસેજ છે, અને તમો પુરતી હોશયારીમાં આપો ત્યાંસુધી અમારાં ગરીબ મકાંનનો આસરો લેવાને તમારે બીલકુલ અચકાવું નહીં."

તે બુઢાએ આ ઉપરથી ભાગા તુટા બોલોમાં ભલી ગુલ અને તેવાજ ભલા જેહાંગીરનો ઉપકાર માન્યો, અને તેઓની મેહેરબાંનીભરી મદદનો લાભ લેવાને ખુશી બતાવી, એટલે જેહાંગીરે સંભાલથી તે ડોસાને ઉપાડીને તે ગાડાંમાં સગવડ કરી સુવાડયો (જે સઘલામાં ગુલની મદદ જારીજ હતી), અને પછીથી જ્યારે ધીમાં કદમે જેહાંગીરે ટટુને મોં આગળથી પકડીને ચાલતો ચલાવા માંડયું, ત્યારે ગાડાંની લગોલગ ગુલરૂખ પણ સાથે ચાલતી થઈ.

એ રીતે ઘરે પોહોંચતાં બહુ વાર થઇ નહીં. તે ઘર નીચી અને બેઠી બાંધણીનું નાનું પણ રોણકદાર અને દેખાવલું હતું. તેની આસપાસ એક નાહનો બાગ ને પછીથી ચોપાસ ફરતાં વીસતીર્ણ ખેતરો હતાં, જે સઘલી ગુલરૂખના પીતા માહીયારની મીલકત હતી.

ગુલરૂખે જતાંને વાર પેહેલાં ઘરમાં દોડી જઇ પોતાના બાપના કાંને લાગી તેણી કોણને કેવી હાલતમાં લઇ આવી હતી તે ટુંકમાં કહયું, ને ભલા માહીયારે તેણીને વાંસો થોકી શાબાશી આપી. "ઘણી દયાનું—ઘણું ભલું કામ કીધું તેં મારાં બચ્ચાં," માહીયારે ગુલરૂખને તેણીની શુભ નેમમાં ઉત્તેજન આપતાં કહયું, "ચાલ આપણે તે પરાયા દરદીને તેને લાયકની જગ્યા આપ્યે."

પેલો દરદી હજી તો ગાડાંમાંજ પડેલો હતો તેટલાં એક ક-પાટામાં તેને માટે એક હવાવાલા ઓરડામાં એક સુખદાયક બિ-

છાંણું તૈયાર કરવામાં આવ્યું, ને માહીયાર અને ગુલરૂખની ખાસ દુખરેખ હેઠલ જેહાંગીર ને બીજા નોકરોએ તેને ફુલ પાંણુ પેરે ઉંચકીને લઇ જઇને તે બિછાંણાંપર સુવાડયો. એમ છતે તેની હાલત સુધરી નહીં, એટલે એક બીજો ટટુ જોડી જેહાંગીર પાછો નિકળ્યો ને દૌલતગર તરફથી એક કાબેલ તબીબને લઇ આવ્યો. તેણે આવી દરદીની હાલત જોઇ, અને જણાવ્યું કે જો વેલાસર તેની સંભાલ લેવામાં આવી તેમ નહીં લેવામાં આવત તો અત્યાર આગમચનો તે આ જેહાંનથી ચાલતો થતે, પણ હવે તે ધારતી તુરત વેલા વહી ગઇ છે, અને ફકત એક લાંબો બાટલો લાગશે એવો સંભવ છે. તબીબના આ અભીપ્રાયથી તે દરદી કોણ હતો ને તેનાં કોઇ સગાં વહાલાં હતાં કે નહીં તે જાણવું અગતનું જણાયું, કેમકે જો તેનાં સગાં વહાલાં હોય તો તેમને ચેતાવાની અથવા તેને તેઓને હવાલે કરવાની અગત હતી. આ ઉપરથી સુંદર ગુલે દરદીનો સ્વભાવ સમાલી નરમાસથી એ વીશે પરપુછ કીધી, પણ તેથી તો તે દરદીનો મિજાજ જતો રહયો. તેણે લગાર તારમાંજ પોતાના દગલામાંથી એક નોંધપોઠી મંગાવી, અને તે ઉઘાડી તેમાં મુકેલા એક નોટના ચોડામાંથી બે ચાર પાંચ બાહેર ખેંચી કાઢી. "બાઇ," તેણે તે અવેજ ગુલરૂખને આપવા કરતાં કહયું, "તમોએ મમતાથી મને આશરો આપ્યો તો મારે માટેના ખરચથી એકજ દહાડામાં ગભરાઇ ના જાઓ. હું કાંઇ તમારા બાપ જેવો ધનવાંન નથી, પણ તેમ તમો ધારો છો તેવો છેક ભીખારી બી નથી."

ગુલરૂખ આ રીતે તેનાં મનમાં વગર કારણે ઓછું આવેલું જોઇ ઘણી દલગીર થઇ. તેણે તેને સમજાવ્યું કે તેણીએ જે તેહેકીક કરવા માંડી તેમાં એવી નીચ મતલબ કશી હતી નહીં, ને તે દરદીએ આપવા કાઢેલા પૈસા નાકબુલ કરીં તેને જણાવ્યું કે માહીયાર પોતાના પહરોણાની મદારત કરતાં એટલો સેહલેથી થાકવાનો કે કંટાલવાનો નથી. આ જવાબથી તે દરદી લગાર ખુશી થયલો જણાયો, ને તેણે ઘણી સંભાલથી પેલી નોંધપોઠી પોતાના ટકયા તલે મુકી.

એ પછી તે પોતે કોણ હતો તે વીશે તેણે ગુલરૂખને કાંઇક ખુલાસામાં કેહેવાની જરૂર જોઇ. તેણે કહયું કે "મારૂં નામ અ-

દેશર છે અને હું આગલ ઘણો ધનવાંન હતો, પણ એક એતેફાકે મારા પૈસાટકાથી હું ઓહાર થઇ ગયો ને તે દનથી મારૂં માંથું અરધું ફરી ગયું છે. હું હવે જે મારૂં થોડું ઘણું છે તે લઇ દેશેદેશ ભટકતો ફરૂંછું, ને આ પુરઆબ ગામડાંની ધરમશાલામાં ગઇ કાલેજ આવીને ઉતરયો હતો, અનેઆવતી કાલે અહીંથી ઉપડી જનાર હતો. મારાં સગાંવહાલાંઓ સઘળાં મરણ પામેલાં છે, ને આ ઓહલી સૃષ્ટિની સપાટી ઉપર હું એકલોજ વહાલાં વગરનો નમાયો છું!"

દયાલુ દીલની ગુલરૂખને આ ટુંક હેવાલથી તે ગરીબ દરદીની ઘણી દયા આવી, ને તેણે તેને સધયારો આપ્યો કે હવે તેણે જરાબી ફીકર કરવી નહીં, પણ જ્યાં તુલક તેની મરજી થાય ત્યાં વેર બુરજીગર માહીયારનાં ગરીબ મકાંનને તેણે જરૂર કરી પોતીકાં તરીકે ગણવું. એ પછી તે દરદી અર્દેશરની ફરમાએશથી તેના કાંઇકિ જુજવી સામન સુમનની એક પેટી જે તે ગામડાંની ધરમશાલામાં રહી ગઇ હતી તે મંગાવી લેવામાં આવી, ને તે માહીયારનાં મકાંનમાં ગોઠવાઇને રહયો.

ગુલરૂખ તેને પોતાના બાપ સમાન ચાહીને તેની કાલજીભરી મદારત કરતી હતી, પણ અર્દેશર કોઇ ઘણો ફાંટાદાર અને અપકારી ખવાસનો આસામી જણાયો. તેની માવજતમાં જો જરાબી ઓછું પડતું તો તેનો મિજાજ ફરી જતો, અને જાંણે તે ઘર તેના બાપનું હોય ને ગુલરૂખ તેની બેટી અથવા કોઇ દાયા હોય તેમ તે તેણીની ધુલ કાઢી નાંખતો! આથી ગુલરૂખ જેટલી અચરત તેટલીજ દલગીર થતી હતી. તે જોતી હતી કે આવી મદારતના હેઆંનમાં ઉપકારના સુખનો બદલે તે મજબનો ઘસેલો ડોસો સામો આટલો બધો દમ આપતો હતો જે ઘણું ગેરવાજબી હતું, પણ તે બચારો દુન્યાઇ હાડમારીઓથી મજબનો ફેરાવન બની ગયો છે એમ સમજી તે દયાલુ છોકરી તેના નાલાયક ઠપકા અથવા તાંણાજાંણી ભરેલા સુખનો મનમાં લાવતી ન હતી.

તોપણ અર્દેશરના બાબમાં જે વાતે બુઢા માહીયાર ને ભલી ગુલરૂખને વધતાં ચોંકાવ્યાં તે તેની ચોકસ માંદગીને દરમ્યાંન તેને બખલા લવલવારાથી જાહેર પડેલી કેટલીક વાત હતી. માહીયારનાં ઘરમાં આવવા પછી એ દરદીની હાલત લગાર વધારે બગડી હતી,

ને તે અરસામાં તે કેટલુંક તાપની જુમમાં બરબડયો હતો, જેણે બતાવી આપ્યું હતું કે તેની છાતીપર કોઈબી ચોકસ પાપનો ભાર હતો જે તેને આજેજ અને બેજાર બનાવતો હતો. "મારા ખુદા" તે બોલતો સાંભાલતો, "હું તારો બચ્ચીત અપરાધી છું. તું મને માંફ કરી શકશે નહીં. તારી દરગાહામાં હું સાફ દીલે આવી શકવાનો નથી. મારાં એ પાપોનો ભાર મારી છાતીપર હું મરશ ત્યાં વેર રહી જશે" ઇત્યાદિ. આવી મકસદના તેના બેફામ બકબકારાથી માહીયારને ત્રાસ પડયો હતો કે તે કદાચ કોઈ બુરો આદમી હશે, અને તેમ હોય તો તેઓની પરોણાગત એક કપાત્ર આસામી ઉપર ઉતરેલી જોઈ તેમને ખેદ થાય એ વાંચનાર જોશે કે બીલકુલ સ્વભાવીક હતું.

વાત કરતાં એ રીતે એક માસ વહી ગયો, અને ગુલરૂખની ખંતી મેહેનત ને જાતી દેખરેખભરી માવજતથી દરદી અર્દેશરની હાલત ઘણે દરજ્જે સુધરી અને તે પોતાનું બિછાનું છોડી જરા લગાર ઘરમાં હાલચાલ કરવા લાગ્યો, પણ તોબી અજાયબ જેવું એ હતું કે તેણે તે ઘર છોડી જવાની કશીપણ મરજી બતાવી નહીં! એથી ઉલટું જ્યારે એક સહવારે તે ગુલરૂખ ને માહીયાર સાથે નાસ્તા ઉપર બેઠેલો હતો ત્યારે તેણે સામો બીજો એક માસ ત્યાંજ ધામો નાંખવાની વાત કાઢી. "દોસ્ત માહીયાર," તેણે કહ્યું, "તમારી મેહેરબાંનીભરી મદારતનો હું ગેરકાયદે લાભ નહીં લેતો હોઉં તો તમારે ત્યાં એક માસ વધુ રેહેવાની મને રજા આપશો?"

માહીયારને તુરત આ નહીં ધારેલા ને નહીં વકી રાખેલા સવાલનો શો જવાબ દેવો તે સમજાયું નહીં. તેને યાદ આવ્યું કે અર્દેશર કોઈ દીલનો દાઘેલ હતો, ને તેનું પાપ કઈ કીસમનું હતું તે જાણવા વના તેને પોતાને ઘર વધુ વાર રેહેવા દેવાને તે બંને બાપ બેટીનું દીલ ચાલ્યું નહીં. અર્દેશરે તેઓનો આ ગભરાત બારીક આંખે તપાસ્યો ને તે ગભરાતનું કારણ સમજી ગએલો જણાયો. "તમારા ગુંચવાડાનું કારણ હું પાંમી ગયો છું," તેણે કહ્યું. "ઉંઘમાં અથવા મારી માંદગીને દરમ્યાંન મારાં પાપના થઇ ગયલા એકરારથી તમો ચોકેલાં છો એમ જણાય છે, પણ તે પાક ખુદાનાં નામથી હું તમોને જણાવું છું કે મારૂં પાપ ફક્ત મારે પોતાને લગતું છે. તે એવી કીસમનું નથી કે મને આ આશરો

આપવા ખાતર તમારાં ઘરને તે ફરીથી બદનામીમાં લાવી મેલે. મેં કોઈનું ખુંન કર્યું નથી, કોઇની ચોરી કીધી નથી, કોઇનાં ગલાં ફાંસ્યાં અથવા ઘર ભાંજ્યાં નથી, કોઈનું ખાધેલું હરાંમ કીધું નથી, કોઇ નાવારેસને રખડાવ્યો નથી. મારૂં પાપ મારી ને મારા ખુદા સંબંધી છે, અને તે એકલા પાક ખુદાનેજ રોશન છે કે તે એક પાપને માટે હું કેવો પસ્તાવાથી બલી મરૂં છું."

તે ઉપલું અસરકારક ઢપે બોલીને ચુપ રહ્યો, કે ગુલરૂખે તુરત પોતાના ભલા પીતાના કાંનપર પડી તેને એક માસ વધુ ત્યાં રેહેવાની રજા આપવાની અરજ ગુજારી. તેણી આ અરજ ગુજારી રહી કે તેની અર્દેશરપર નજર ગઇ, ને તે તેણીને ઘણુંજ ધ્યાં-નથી જોતો અને તેની હીલચાલો બારીકાઇથી તપાસતો હોય એવુ જણાયું. બીજા હાથપર, ગુલરૂખે કીધેલી ભલાંમણની કશી જરૂર ન હતી, કેમકે અર્દેશર સખત લાગણીઓ સમેત જે બોલીને ચુપ રહ્યો હતો તેથી એ ભલા ખુરજીગરનાં દીલમાં પણ રેહેમ આવી હતી, અને તેથી તેનાં બોલવાપર એતબાર લાવી તેણે તે દરદીને બીજો એકજ માસ નહીં પણ જયાં સુધી તેની મરજી થાય ત્યાં સુધી તે મકાંનને પોતાનું ગણવા બાખુશી રજા આપી. હાં અર્દેશર હેમાંનના થોડાક બોજો બરખડી પોતાના ઓરડા તરફ ચાલ્યો, ત્યારે ઘરડો માહીયાર પોતાની ચેહરેનમુન બેટીને લઇને તે દરદીને વીશે વાત કરતો લગાર બાગમાં લટાર મારવા નિકલ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### માહીયાર અને ગુલરૂખ.

ખુરજીગર માહીયાર એ રીતે જયારે પોતાની ચેહરેનમુન બેટી સાથ પોતાનાં મકાંનને લગતા બાગ તરફ જવા માંડે છે ત્યારે તેને ત્યાં જતા મેલી તે ત્યાં પોહોંચે તે અરસામાં તેને અને તેના કુટુંબને લગતા આપણી વારતા સાથ સંબંધ ધરાવનાર કેટલાક અગતના ખુલાસા આપવાને આપણે અત્રે થોભીશું.

માહીયારના બાપદાદાઓ સર્વે ખુરજીગર હતા, અને તેઓનો કબીલો પુરઆબ ને તેની આસેપાસેનાં ગામડાંઓમાં એક લગાર વગવાલો કબીલા તરીકે વરસોથી જાંણીતો થયલો હતો. માહીયારના

બાપને માહીયાર સાથે પાંચ છોકરાં થયલાં હતાં, જેમાં ત્રણ છોકરા ને બે છોકરીઓ હતી. આ ત્રણે છોકરાઓના ખવાસ અને વલાંણની તે ડોસાએ બારીકાઇથી પ્રથમ તપાસ કરી લીધી હતી, અને પછી મરતી વેલાએ પોતાના માલ મીલકતની તેઓ વચ્ચે તેમની વલાંણોને અનુસરીને વેંહેંચણી કરી હતી. વડો દીકરો જેનું નામ શાહાપુર હતું તેની વલાંણ ખેડુતી ધંધા કરતાં દુન્યાઇ વેપાર વણજ તરફ વધારે ખેંચાયલી હતી, માટે તેને ફાલે તેના બાપનાં મરણ વખતે એક સારી રોકડ નાણાંની રકમ આપી હતી. જેનો તેણે રૂડો ઉપયોગ કરી 'એકનાં ચાર કીધાં હતાં,' અને તે પોતાની ઓરતનાં મોહતને બે વરસ થયાં તેમ મુવો ત્યારે પોતા પાછલ છોડી ગયલા પોતાના એક કાઉસ નામના બેટા માટે તે મોટી રકમ મેલી ગયો હતો.

એ પછી બીજો બેટો જાલેજર નામનો હતો, જેને દુન્યામાં મુસાફરીઓ કરવાની ભારે લાલચ હતી, અને તેથી તેને માટે પણ તેનો બાપ એક મનમાનતી રોકડ રકમ મુકી ગયો હતો. આ રકમ સાથે તેણે મુસાફરીમાં જોહોકાવ્યું, પણ તે ઘરમાંથી બાહેર પડયો તે દીવસથી તેની નસલ નાબુદ થઇ ગઇ હતી. અને વરસો થઇ જવા છતાં તેના તરફના કશાજ સમાચાર નહીં ફરી વલવે તેનાં હૈયાત સગાં વ્હાલાંઓએ માહા દુઃખ વચ્ચે તેને કોઇ અકસ્માતમાં અટવાઇ મુવેલો માન્યો હતો, ને વખતના વધાગ સાથે તે લગભગ વીસરાઇ ગયો હતો.

ત્રીજી ને ચોથી બે દીકરીઓ હતી. તેમને પોતાની હૈયાતીમાંજ તેમના બાપે દોલતગર શેહેરમાં ઉમરાવ ખાનદાનોમાં પરણાવી આપી હતી, અને તેઓ પણ જે વખતને માટે આપણી વારતા શરૂ થાય છે તે વખતની આગમચની પોતાના ભરથારો અને બબે દીકરીઓને પોતાની પાછલ મુકી મરણ પાંમી હતી.

પાંચમો ને છેલ્લો છોકરો માહીયાર હતો જેની વલાંણ પોતાના બાપદાદાના બુજીગર ધંધાપરજ દોડતી હતી, એટલે તેને તેના બાપે ફાલામાં પોતાનાં ખેતરો આપ્યાં હતાં, જે વધારી તથા સુધારીને માહીયારે વધારે ઉપજ આપનારાં બનાવ્યાં હતાં.

વાંચનાર એ રીતે જોશે કે માહીયારનાં સઘલાં ભાઇ બેહેનો આપણી વારતાની શરૂઆત આગમચનાં મરણ પામેલાં છે, ને

તેનાં હેયાત સગાંઓમાં ફકત તેના વડા ભાઇ શાહપુરનો એકપુરો બેટો કાઉસ અને તેની બે મરનાર બેહેનોના ખાવંદો ને તેમની બબે છોકરીઓજ હતી.

કાઉસે તેના બાપની આપેલી બેશુમાર દોલત તે લુચ્છો, ખરચાલુ અને ઉદારીઓ હોવાથી લગભગ ફના ફાટયો કરી મેલી હતી, અને તે તેમજ તેના બેઉ ફુવાઓ તથા ફુઇની છોકરીઓ બુજોર્ગ માહીયાર ને તેની બેટી ગુલરૂખને નીચી પંકતીનાં બુરજીગરો સમજી ધીક્કારતાં હતાં, એટલે તેમના વચ્ચે આજ તુલક ઝાઝો સગપણનો વ્યવહાર હતો નહીં, અને તેઓ સગાં છતાં ત્રાહીત હોય તેમ એકમેકનાં સુખે દુખે પણ જુદાનાં અલગાં અને વગલાં હતાં.

હ્યાં માહીયારનાં અગત જોગ કુટુંબીઓની અમોએ આપવા માંડેલી ઓલખ પુરી થાય છે, એટલે તે અને તેની બેટી ગુલરૂખ જેઓ નાસ્તાથી ફારેગ થયા કેડે બાગમાં લટાર મારે છે તેમને આપણે પકડી પાડીશું, અને તેઓની વાતચીત કઇ વલાંણ લીએ છે તે જોઇશું.

"આએ અર્દેશાર મને કોઇ ભેદ ભરેલો આસામી જણાય છે, બેટી ગુલ," બુઢો માહીયાર નાસ્તાના ઓરડા માહેથી પોતાની દીકરી જોડે બાગ તરફ વલાણ લેતાં બોલ્યો; "તે આપણને વિશ્વાસથી કે ખુલાસાથી પોતાની જેટલી હકીકત કેહેવી જોઇએ તેટલી કેહેતો નથી એમ મને ભય છે. ગમે તે હોય, પણ હું ખુશી છું કે એણે આપણી ખાત્રી કીધી છે કે એને ઘરમાં રાખવાથી આપણે માથે કોઇ દીન બદનામી આવે અથવા આપણને શરમાવું થાએ એવી કોઇ કીસમનો એ તકસીરવાર નથી."

"એની તકસીર ત્યારે કઇ કોસમની હશે, પીતાજી?" ભોલી ગુલરૂખે નીરદોશ ભલાઇમાં પુછ્યું.

"હું તે સમજી નથી શકતો, મારી દીકરી," માહીયારે કહ્યું, "પણ એ બોલતો હતો ત્યારે મેં એની હીલચાલ તપાસી, અને મને એમ લાગ્યું કે એ ખરાંપણાંની ખાત્રી અને જોશ સમેત બોલતો હતો, માટે એ ચાહે ત્યાં તુલક એને આપણાં મકાંનમાં રાખવા ખાતર હવે હું દલગીર થતો નથી. એનું પેટ આપણને શું ભારી પડવાનું છે?"

"હા, ને એ વલી બચારો કહેતો હતો કે તે વ્હાલાં વતનોનો નમાયો છે," ગુલે દયાથી કહ્યું; "એવા એકને આપણાં છાપરાંનો આસરો એને તેમજ આપણને એકસરખો આશીરવાદ થશે."

"હા, પણ સાંમે જો દીકરી," માહીયારનું ધ્યાંન આ વાત ઉપરથી બીજી મેર ખેંચાતાં તેણે ગુલરૂખનું પણ ધ્યાંન ખેંચ્યું, "આપણો પેલો જેહાંગીર પેલા તુફાંણી ઘોડાને કેવો જબરાઇથી જેર કરે છે! એ દલેર જવાંન વીશે તારૂં શું મત છે, દીકરી ગુલ?"

"તમારા સવાલની મતલબજ હું પુરી રીતે સમજી નથી શકતી, પીતાજી," ગુલે પોતાને પુછવામાં આવેલા સવાલની આરથી મકસદ પાંમી જઇ નીરદોશ શરમથી લગભગ લાલ થતા ચેહેરાએ જવાબ દીધો.

"હું એમ પુછું છું બેટી," માહીયારે ખુલાસાથી સમજાવ્યું, "કે જેમ જેહાંગીરના સઘલા ભલા ખવાસો ને ઉમદા ગુણો માટે મને ઉંચું મત છે તેમજ તેજ મત તું પણ એ તારા બચપણના સાથી માટે ધરાવે છે કે તારૂં મત તેથી કોઇ રીતે જુદું પડેછે?"

"અને એવી કીસમના એક સવાલની આજેજ કાંઇ જરૂર?" ગુલે હજી હસતે ચેહેરે પોતાને થયલા સવાલોપર સવાલોજ જારી રાખ્યા.

"હા મારી દીકરી," બુઢા માહીયારે ગંભીર સાદે સમજાવ્યું, "તું દાહી છે અને દહાડેની થઇ છે એટલે હવે તારી તેમજ મારી પસંદગીનો તને એક ભલો ભરથાર મલે એમ હું મારી હૈયાતીમાંજ થયલું જોવાને ઉમેદવાર છું. એવા ભરથાર જો તને સુધરેલી દુન્યામાંથી અપાવા માંગું તો મને મગરૂર બનાવે એવાં તારાં આ હોસાંનના સબબે તેમજ તારી ભલાઇની લાયકાતોને લીધે ઘણાક ધનવાંન જવાંનો તારા હાથના ઉમેદવાર તરીકે આગલ પડે એમ હું માંનું છું, પણ મને મારા પાકા અનુભવે શીખાડેલું છે કે જે ભલાઇ અને સાલેસાઇ એક ગરીબનાં ઝુપડાંમાં મલે છે તે એક ધનવાંનના મેહેલ જેવાં મકાંનમાં મલતી નથી. દાખલા તરીકે તારા ફુવાઓ અને તેમની બેટીઓ તેમજ તારો પીતરાઇ કાઉસ શેહેરમાં વસી પૈસાની ધમાલભરી ઘુમચકરી વચ્ચે શું સીખ્યાં? તેઓ તકોબરીથી ઘેરાઇ અને ભરાઇ ગયાં છે, ને જેઓ તેમના કરતાં વધારે લાયકાતથી ભરેલાં છે તેમને તેમની ગામડેની જીંદગી માટે ગામડયાં અને ગરીબ સમજી તુચ્છ તરીકે ધીક્કારે છે!"

ગુલરૂખ કોઈ દહાડો નહીં ને પોતાના બાપને આજે પેહેલીજ વાર આવી શાંત ગંભીરતામાં એટલા ભારથી બોલતાં સાંભલી ગભરાઈ ગઈ, અને તેનો બુઢો બાપ જ્યારે ઉપલું અસરકારક રૂપે બોલી એકાદ બે પલ દમ ખાવા થોભ્યો ત્યારે જવાબમાં શું બોલવું તે પણ તુરત વેલા તે નેકજાદ સુંદરીને સુજયું નહીં.

"એટલા માટે મારાં બચ્ચાં," પોતાની બેટીપર પોતાનાં બોલવાની અસર થયલી જોઇ ખુશ માહીયારે તુરત તેજ રૂપે પાછું ચલાવ્યું, "મારી મરજી તને કોઇ શેહેરી ઉમરાવ કરતાં ગરીબ પણ લાયક બુરજીગર સાથ પરણાવાની વધારે છે, અને તે માટે મેં જવાંન જેહાંગીરને મારા મનમાં નક્કી કરી મેલ્યો છે, અને હું માનતો નથી કે તે મરજીની સામે અવાજ ઉઠાવાને તને કશું પણ કારણ હોય."

તેણીનો બાપ જયારે ઉપલું છેલ્લું બોલતો હતો ત્યારે ગુલના ગુલાબી રોખસારો શરમથી વધારે ને વધારે લાલ થતા જતા હતા. તેણીના હાથમાં એક ગુલાબ હતો જે તેણીએ ધ્યાંનમાં ને ધ્યાનમાં નીચી નજરે સુંઘી પીખી નાંખ્યો હતો. તેના બાપે આજે તાજી કરેલી ગંભીર વાતપર તેની જીંદગીમાં પેહેલીજ વાર આજે તેનું ધ્યાંન ખેંચાયું હતું. શેહેરી છોકરીઓનાં બેવકુફ માબાપો તેમને પાસે બેસાડી તેમનો વખત આવે તેની ઘણાંક વરસ આગમચથી તેમનાં મગજમાં પરણવા અદરાવાના ખયાલો ઉભા કરે છે તેમ ગુલરૂખનાં સારાં નસીબે તેના બાબમાં કરવામાં આવ્યું ન હતું, ને તેથી આજ વેર તેણીના બચ્ચાં સહીત નીરદોશ વીચારો વચ્ચે એ દુન્યાઇ વિચારોએ વાસો કર્યો ન હોતો, અને આજે પેહેલીજ તે ખયાલ થતાં તે તે વાત ઉપર ગંભીર ઘોર કરવા પડી એ સ્વભાવીક હતું એમ વાંચનારને કેહેવું પડશે નહીં.

"તું મને જવાબ નથી દેતી દીકરી ગુલ?" માહીયારે જવાબને માટે થોભીને ગંભીર આતુરતાથી પાછું પુછયું. "કહે મને બરાબર, જેહાંગીરને એક ભરથાર તરીકે કબુલ રાખવાને તું ખુશી સાથે તૈયાર છે?"

"મારા મુરબીજીની મરજી સાચવવાને હું તાબેદારીનું સર જોંકાવસ, કેમકે મને રોશન છે કે તમો જે મારે માટે કરશો તમાં

મને નુકશાન થનાર નથી," ગુલરૂખે નીચી નજરે ટુંક પણ સાલસ જવાબ આપ્યો.

બરાબર એજ વખતે પાસેની ઝાડી ખખડી ને દરદી અર્દેશર એક ગરમ બંદુસમાં વીંટાયલો બાહિર આવ્યો. ગુલરૂખ તેને જોતાં-જ ચોંકી અને વલી શરમથી લાલ થઇ, કેમકે તેનાં તેમજ તેજ વખતે માહીયારનાં પણ મનમાં આવ્યું કે તે તેમની ખાનગી વાત છુપાઇને સાંભલતો હતો. આ વેહેમ તોપણ તુરત તેમને નાપાયાદાર જણાયો, કેમકે અર્દેશીરે તેમને હવણાંજ જોયાં હોય તેમ તે તેઓ તરફ આવ્યો અને બોલ્યો, "ઓહો તમો હાં છો? મને ખબર નહીં, નહીં તો કે હું ક્યારનો તમોને એ તરફ આવી મલતે. આજે મને લગાર શક્તિ વધારે આવેલી જણાય છે એટલે આ બંદુસ ઓધી બાગમાં લગાર લટાર મારવા હું પણ તમારી પુઠે બાહેર પડયો હતો, અને કયારનો તમોને બાગના બીજા ભાગોપર શોધ્યા કરતો હતો."

આ ખુલાસાથી જેમ માહીયારની તેમજ ગુલરૂખની પણ ખાત્રી થઇ કે તેણે તેઓની છાંની ઘર સંસારી વાત કશી સાંભલી નથી, અને એ રીતે તેમનાં મનનું સમાધાન થવે તેઓ તેનાસે તુરત મલી ગયાં, ને હવે તહરેવાર વાંચનારને વગર અગતની વાતો કરતાં તેઓ ત્રણે બાગમાં સાથે સેહેલ કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૪ થું.

### જવાહીરો અને એક ગુલાબ.

દરદી અર્દેશરને હવે સાજો થતાં ઘણી મુશ્કેલી પડી નહીં. બુઢાપાની માંદગી વચ્ચે નીપજેલી નાતવાંની સિવાય હવે બાજું કોઇ દુઃખ તેને રહ્યું ન હતું, અને હવે તે એકલો ઘરમાં અને બાગમાં તેમજ બાગની આસપાસના ખેતરોમાં ફરી શકતો હતો; તેની માંદગી સાથે તેનો પાજી સ્વભાવ પણ સુધરતો જતો જણાતો હતો. શરૂઆતમાં તે ગુલરૂખ જોડે જરા જરામાં ચીઢડાં ફાડનારો, ચીરડાઉ અને ફાંટાનો ફરેલો આસામી જણાયો હતો, પણ રફતે રફતે તે તેની મદારત કરનાર તે જવાંન નાર તરફ વધારે નમ્ર અને વધારે માયાલુ થતો જતો હતો. તે એકાદ બે વાત વીશે ઘણે

ચોકકસ રહેતો હતો, અને તેમાં એક તે દીવસના નીયમીત ભાગમાં કરવા ઠડાવેલી તેની બંદગીઓ નહીં ચુકતો હતો તે હતું. આ બંદગીઓ તે ઘણાંજ ગંભીર એકાગ્ર ચીત્તે કરતો, અને પોતે કરેલાં કાંઇક પાપને પસ્તાવાનાં ઝરણનાં પાણીથી ધોઇ કાઢવાને આરજુમંદ હોય તેવે હાલે સાચ્ચાં દીલની તાજસભરી બંદગીઓ કરતો તે અવાર નવાર પકડાઇ આવતો હતો. બીજી જે વાતમાં તે ચોકકસ હતો તે પોતાની પેલી એક મોટી નોંધ પોઠી કોઇન હાથમાં નહીં જાય તે વીશે હતો. તે તે પોઠીને ઘણીજ સાહુચેત સંભાળથી ઉંચી ને ઉંચી રાખવાની કાળજી કરતો હતો, જોકે તેનું એમ કરવાનું કારણ ગુલરૂખ કે માહીયાર કોઇ સમજી શકતું ન હતું.

દરદી અરદેશરે બીજો એક માસ ભલા મહીયાર પાસ માંગી લીધો હતો તે વાતને લગભગ પંદર દીવસ થયા હતા, અને એક દીવસે ગુલરૂખ પોતાના ઓરડામાં પોતાનાં કાંઇક કામ ઉપર એકલી બેઠેલી હતી, તેટલામાં ત્યાં તે બારણું ઉંઘાડી દાખલ થયો. માહીયારનાં ઘરમાં તે હવે એટલો પલટાઇ ગયો હતો કે ગમે ત્યાં તે હવે છુટથી જઇને ઉભો રહેતો હતો, એટલે ગુલરૂખના એકાંત ઓરડામાં પણ તેણીને કશું ચેતાવ્યા વના જઇ ઉભો રેહેવાને તેણે કશી અડચણ કરી નહીં.

ગુલરૂખ તેને જોઇને ઉભી થઇ, અને બાઆદરમાન તેણે બેસવાને ખુરસી આપી. તે તે ઉપર બેઠો, અને પછી ગુલરૂખને પોતા સામે બેસાડી તેણે પોતાનાં બદનનાં મોટાં ગજવામાંથી ધીમે રહીને એક નાહનો દાબડો કાઢયો. તે મોતીની સીપની બનાવતનો સાદો પણ શોભાયમાન હતો. "દીકરી ગુલરૂખ," અરદેશરે આજે અસાધારણ મમતાથી કહ્યું, "મારી ભયભરી માંદગી વચ્ચે તું બેઠીએ મારી અતી ઘણી મેહેરબાંનીથી મદારત કરેલી છે, અને જોકે હું મારી માંદગી વચ્ચે વારંવાર ચીરડાઉ અને અપકારી થયો છું, તોપણ તેં વગર ચીરડાવે ને વગર કંટાલવે મારી માવજત કરી છે; એનાં અદના હેસાંનમાં આ નાધલી દાબડી મારી તરફની તું બેટી એક નજીવી ભેટ તરીકે કબુલ રાખ"—અને અરદેશરે એમ કેહેતાં એક ચાંપ દાબી જેથી તે દાબડીનું મોં ઉડીને ઉઘડી ગયું,

અને પછી તેમાં આંખ નહીં ઠડે એવાં કેટલાંક ચકચકીત ઘરે-ણાંઓ સુંદર ગુલરૂખની નજરે આવ્યાં.

ગુલરૂખ મોહીત થઇ ગઇ. આ ઘરેણાંઓ એવી તો નાદર કારીગરીની બનાવતનાં એવાં તો બેમુલાં ખુબસુરત નંગ નજરે આવતાં હતાં કે તે પેહેડનારી જો જરાબી ખુબસુરત હોય તો તે કાંઇ તેણીને ઓરજ ઠડેરાના તાપમાં બતાવે એમ હતું, અને તેથી ગુલરૂખ તે ઘરેણાં તરફ એકાદ બે પલ ખાટી મીઠી નજરે જોવા લાગી, કે જયારે બુઢો અર્દેશર તેની દરેક લાગણીઓ ઘણાંજ ધ્યાંનથી તેણી નહીં જોય તેમ તપાસતો ગયો.

"મારી તરફની એ મીસ્કીન ભેટ લેવાને મારી બેટી તું શ-રમા ના," અર્દેશરે પાછું ચલાવ્યું; "એ કાંઇ તેં અને તારા બાપે મારાપર ખરચેલાં બેશુમાર નાણાંનો બદલો નથી, કેમકે તે બદલો નહીં વલાય એ કીસમનો છે, પણ તું તરફનાં મારાં માન ને હેસાંનના અવેજમાં એ ભેટ તું કબુલ રાખ."

"નહીં કાકાજી"—અને વાંચનારે હાં જાંણવું જોઇએ કે ગુલરૂખ બુઢા અર્દેશરને હંમેશ કાકાજીના માન ભરેલા એલકા-બથીજ બોલાવતી હતી—"નહીં કાકાજી," તેણીએ કહ્યું, "એ ભેટ નાકબુલ કરી તમારાં મનમાં હું કાંઇ ઓછું લાવવા માંગતી નથી, પણ એ નાદર ભેટ નાકબુલ રાખવા ખાતર તમો મને માંફ કરશો એવી હું આશા રાખું છું."

બુઢો અર્દેશર જયારે ભેટ આપવા માટે ભલાંમણ કરતો હતો ત્યારે ગુલરૂખ જે માત્ર પેહેલી નજરે તે કીમતી જવાહીરોથી છક થઇ ગઇ હતી, તેણે વધારે ગંભીર ઘોર કરી લેવાની તક હાથ કીધી હતી. આ ઘરેણાં કબુલ રાખવાથી જે સાર અસારનું પરીણામ થાય તે વીશે તે ચતુર સુંદરીનાં મગજમાં વિજલીની ઝડપથી વિચારો આવ્યા અને ગયા હતા, (જે બુઢો અર્દેશર ધ્યાંનથી સઘલું તપાસ હતો) અને સેવટે એ ભેટ મન મારીને ખરાં જીગ-રથી નાકબુલ રાખવાનો તેણીએ ઠડાવ કીધો હતો.

"તું એ ભેટ નાકબુલ રાખશે તો હું કાંઇ દીલમાં ઓછું લાવીશ નહી," અર્દેશરે ગુલરૂખનો જવાબ સાંભળી લઇ કહ્યું, "પણ તુંને જો અડચણ નહીં હોય તો મને જણાવશે કે એ ભેટ નાકબુ-લ રાખવાનું તારૂં કારણ શું છે?"

"કારણમાં ફક્ત એટલુંજ કાકાજી," ગુલરૂખે સમજાવ્યું, "કે હું એવા દેખાવલા ઠેરા કરતાં સંગીન સાદાઇ વધારે પસંદ કરૂં છું. હું એક વચલે વાંધેના બુરજીગરની બેટી છું, અને મારાં ગામડાંના એકાંતવાસ વચ્ચે આજ સુધી જે સાદાઈની શોભાને મેં મારી કરેલી છે તેમાં વગર અગતે ફેરફાર થએલો જોવાને હું રાજી થતી નથી. મારા સદાના સાદા પોશાક સાથે આ બેમુલાં જવાહીરો મને શોભા આપવાનાં નથી એમ હું ખરૂં કરી માનું છું, ને તેથી તમો મુરબ્બીજીની એ કીમતી ભેટ હજારો હેસાંન અને માંન સમેત ના પાડું છું."

"જેવી તારી મરજી ત્યારે, બેટી," અર્દેશરે કહ્યું,–અને તે કશી પણ બોંહસ કરવા વના ચુપચુપ તે દાબડો ગજવાંમાં મેલી આ-વ્યો હતો તેવોજ તે ઓરડામાંથી બાહેર નિકળી ગયો.

ગુલરૂખને આ વાતથી ઘણી અચરતી લાગી. તેણે તેને જરા પણ બોંહસ નહીં કરી એ શું? બોંહસ કીધાથી તેણી તે ઘરેણાં લેત એવું તો નહીંજ હતું, પણ ત્યારે તેની શું ખરેખર આપવાની મતલબજ નહીંજ હશે? શું તે અમથું નામનું મન મનાવા આવ્યો હતો, કે બોંહસ કીધાથી બી કાંઇ વલવાનું નથી ને તેણી તે કબુલ રાખવાની નથી એવી તેની એકદમ ખાત્રી થઇ ગઈ હતી? એ ભેટની કાંઈ બીજી મતલબ તો ના હોય? એ ભેટમાં કશો ભેદ તો નહીં હોય? આ દરદી અર્દેશર પોતે અત્યારમાંજ કોઇ ભેદી પુરૂશ જણાય છે, તો તેની દરેક હીલચાલો બાતેનમાં કાંઇ ભરમ સાચવતી હોય એમ કા નહીં બને? એ આપણે તેના લાયક વખતે ને લાયક જગ્યાએ જોઇશું.

ઉપલા બનાવની સાંજે સુંદર ગુલરૂખ બાગમાં એકલીજ સેહેલ કરતી હતી. તેના હાથમાં બેધ્યાંનપણાં વચ્ચે તેણીએ તોડી લીધેલો એક ખુબસુરત ગોલાબ રહી ગયો હતો, અને તેણીનું ધ્યાંન પેલાં ઘરેણાંઓ ને તેને લગતા વલગતા બનાવોપર રોકાય-લું હતું. તેણી બાગમાંથી ખેતરમાં પડી, ને ત્યાં એક મોટાં ઝાડને અઢેલીને ઘાસમાં બેઠી. ત્યાં તેણીએ નવી રવેસે પેલાં ઘરેણાં વીશે ગંભીર ઘોર કીધો, અને સેવટે ફરીને તેણી તેજ પરીણામના વિ-ચાર ઉપર આવી, એટલે તેનાથી મનસે તોપણ લગભગ બીજા સાંભલી શકે તેમ મોટે બોલાઇ ગયું કે "બેશક સઘલાં જવાહીરો-

ના દેખાવલા ઠાઠ માઠ કરતાં મારા સાદા પોશાક ઉપર આવાં એક ગુલાબની સાદાઇ વધારે શોભા આપશે."

"અને ત્યારે તારા કોમલ કરવડે એજ ખુબસુરત ગોલાબ તું મને સપુરદ કર, પ્યારી ગુલરૂખ," તેજ પલે એક આવાજે પછવાડેથી કહ્યું.

ગુલરૂખ ચોંકી ઉઠી. તેણીએ પાછું ફરી જોયું ને જવાંન જેહાંગીર તેણીની બાજુએ ઉભેલો હતો! તેણીના પાક એકાંતવાસ વચ્ચે જેહાંગીરે કરેલી આ ખલલ તેણીને અમર્યાદશીલ જણાઇ, અને તેણી જે વાકય મનસે બોલી હતી તે સાંભલી લેવાની જેહાંગીરને તક મલી માટે તેણી પોતાનાં મનસે ખીજવાઇ. જેહાંગીરે તેના પાસથી તે ભાગ્યશાલી ગોલાબ લેવાને હાથ લંબાવ્યો, પણ પોતાનાં ખીજવાયલાં મનની ખફગી વચ્ચે તે ગોલાબ તેણીએ પાછળ ખેંચી લીધો.

"કેમ મને એ આપતી નથી, પ્યારી ગુલ?" જેહાંગીરે ફીકો પડી પુછયું; "તું કહે છે કે બુઢા અર્દેશરના જવાહીરો કરતાં આ સાદો ગુલાબ તને વધારે શોભા આપે છે, તો તેજ ગોલાબને તું તરફના મારા પ્યારની પાક ઇધાંણમાં મારો કરવાને હું મગરૂર નહી થવશ?"

"અને તેં કેમ જાંણ્યું કે અર્દેશરે મને ભેટ આપવા માંગી ને તે મેં નાકબુલ ફરમાવી?" ગુલરૂખે અરધા ગુસ્સા અરધી અચરતી વચ્ચે પુછયું.

"મને મારા વાલી અને મુરબ્બી તે તારા ભલા પીતા માહીયારે એ વાતથી વાકેફ કીધો," જેહાંગીરે ખુલાસો કર્યો. "અને તેઓએજ મને તારા હાથ માટે ઉમેદ બાંધવાને નહીં વકી રાખેલી આશા આપી હતી, પણ હું જોઉ છું કે તું ગુસ્સે ભરાય છે. હું તુંને નાપંસદ છું ગુલ? મારી ગરીબાઇ માટે તું મને હીણે છે?"

ગુલે પેહેલા ગુસ્સા વચ્ચે જેહાંગીરને લગભગ હરકાટી કાઢયો હતો એ ખરૂં, પોતાના બાપ સાથ જેહાંગીર વીશે વાત થવા પછી ઘણે દીવસે અચબુચ વલી જેહાંગીરના પ્યારની વાત તેનાં ધ્યાંનપર આવતાં તે તેને પેહેલી એકાદ બે પલ નાપસંદ થઇ પડી હતી એ ખરૂં, અને વલી જેહાંગીર એક ભરથાર તરીકે ગુલને જેવો જોઇએ એવો ખરેખર પસંદ નહીં હતો એબી ખરૂં, પણ જેહાં-

ગીર જ્યારે ઉપલું છેલ્લું બોલ્યો ત્યારે તેને કબુલ રાખવાનાં કારણમાં માહીયારે કહી સંભળાવેલો સંગીન સબક અક્ષરે અક્ષર સાથ તેણી-ને યાદ આવ્યો, અને તેથી પોતે તેના તરફ ચલાવેલી નાલાયક ચાલ માટે તેણી તુરત લજવાઇ ગઈ. પોતાની ગરીબાઇ માટે તેને હીણવા વીશે જ્યારે જેહાંગીરે કાકલુદી સાથે ફરીયાદ ઉઠાવી ત્યારે તે શબ્દો તેને ધાતકી તીરની પેઠે વાગ્યા, અને ત્યારેજ તેણીને યાદ અને ધ્યાંન આવ્યું કે જેહાંગીરનો એ રીતે સેહજથી અનાદર કરવામાં તેણીએ તેણીના ભલા અને વિચારવંત બાપ તરફ નાફર-માનીનું કદમ ઉઠાવ્યું હતું.

આ સઘલાં ઉપરથી પોતાની ચાલ માટે તેણી માંફ માંગવા જતી હતી, અને પ્યારથી હસી પેલા માંગેલો ગોલાબ સુંદર ગુલ-રૂખ જેહાંગીરને નજર કરવા જતી હતી, તેવામાંજ તે ખેતરની સાંમેથી એક ખુબસુરત દેખાવનો ભપકા ભરેલો જવાંન આવતો જણાતો હતો તે ઉપર તેનું ધ્યાંન ખેંચાયું. આ જવાંન આવ્યો તેવો ગુલરૂખ અને જેહાંગીર હતાં ત્યાં આવ્યો, અને ગુલરૂખ તેને જોતાંજ તેને પોતાના પીતરાઇ કાઉસ તરીકે પીછાંણી પોતાનાં દીલની સદાની સાદાઇ વચ્ચે ખુશ થઇ ગઇ. તે ઘણાં વરસો પછી નહીં ધારેલી રીતે આવ્યો હતો. ઉપર એક ઠેકાંણે અમોએ કહેલું છે કે તેની ચાલ ચલણ સારી ન હતી, ને તે એક શોકેરી તરીકે ભલા માહીયાર ને તેની બેટીને ગાંમડયાં સમજી ધીક્કારતો હતો. એમ છતાં તે આજે નહી ધારેલી રીતે અત્રે આવી ચઢયો હતો, અને ગુલરૂખ તેને જોતાંજ જેહાંગીરને લગતી બીનાઓ ભુલી ગઇ, અને તેને જોઇ પોતાનાં ભલાં દીલની ભોલાઇ વચ્ચે ખુશ થઇ ગઇ.

"કોણ?" કાઉસ તેને જોતાંજ તેની ખુબસુરતીથી છક થઇ જઇ બોલ્યો, "મારી પ્યારી પીતરેણ ગુલ! આ કેટલો ફેરફાર? ગુલ, તું અને હું સાથે રમેલાં છીએ, ને તે પછી આજે ઘણુંએ તને જોવાને મલવાની ઉલટ થતાં તને એક ખુબસુરત બાઅલા તરીકે હું જોવાની ઉમેદમાં આવ્યો હતો. પણ તને અકલ હેરતમાં ના-ખનારી ખુબસુરતીમાં ખીલી નીકલેલી જોવાની મારી વકી ના હતી."

ગુલ આ સુખનો સાંભલી શરમથી લાલ થઇ ગઇ, અને મી-ઠાસથી હસવાની મનહર અદા સમેત તેણીએ નીચું જોયું. "હું તને જોવાને ઘણી ખુશી થઇ છું, કાઉસ," તેણીએ પોતાનો સી-

ધતની વાત પુરી થતાં કહ્યું. "આમ ગરીબ ગાંમડેનાં સગાંઓને તેં આ નહીં ધારેલું માન આપ્યું છે."

"તું મારી મશ્કરી કરે છે, ગુલ," કાઉસે પોતાના હાથનાં બે આંગલાંવડે ગુલના ગોલાબી રેખસાર ઉપર એક અછાત મારી કહ્યું, "પણ કાકાજી માહીવાર કયાં છે! ચાલ મને લઇ જા તેઓ પાસે."

"ઘણી ખુશીથી," ગુલે કહ્યું–અને આ નવા બનાવની નહીં વકી રાખેલી ગરબડમાં જેહાંગીરને અને જેહાંગીરને થયલાં અપમાંનની વાતને વીસારી દઇ તેણી કાઉસ સાથ ત્યાંથી ચાલી ગઇ.

ગરીબ બચારો જેહાંગીર! તેને ગુલની આ ચાલ દયાહીણ, ઘાતકી, નાતરસ લાગી. તે સમજયો નહીં કે તેણી તેને અને તેને કરેલાં અપમાનને ભુલીને ચાલી ગઇ, પણ તેણે માન્યું—અને વલી વીશ્વાસથી માન્યું–કે તેણી તેને હીણીને ચાલી ગઇ. તેની ગરીબાઇ–તેની પરાધીન હાલત માટે તે હીણાયો હતો એમ તેને લાગ્યું, અને કાઉસના તોરના ડોરા આગલ તેની ગરીબાઇ વચ્ચે તે અંધારામાં અને ધીક્કારમાં આવી ગયો એમ તેને ખ્યાલ થયો. એ ઘાતકી ખ્યાલ હતો, ને તેણે તે ભલા જવાંનને ગમીથી ઘાયલ કીધો. પેલો ગોલાબ ગુલ પોતાના પીતરાઇ સાથ ઘરમાં જતાં બેભાંનપણાં વચ્ચે ત્યાંજ નાંખી ગઇ હતી તે તેણે ગમખાર ઉભરાઓ વચ્ચે ઉપાડી લીધો, અને ઉભાતાં દીલની હજારો લાગણીઓ વચ્ચે પાક મોહોબતનો તે ઉપર એક બોસો લેતાં તેણે પોતાની આંખમાંથી આંસુ ખંખેરી નાંખ્યાં.

---

## પ્રકરણ ૫ મું.

### કાઉસ.

લગભગ બાર વરસના અરસામાં કાઉસના પોતામાં પણ ભારે ફેરફાર થયલો હતો. તે પણ પતલો અને ઉંચો, ખુબસુરત અને બાપકાદાર, ટચાક અને ધસકી થયો હતો. તે દુર્ગુણી, લુચ્છો, કુછંદી હતો, એટલે તે ધસકી, ટચાક અને દમામવાલો તો હોવોજ જોઇએ, અને તે જુગારી, ખરચાલ અને અનીનોમાન હતો, એટલે પૈસે ખાલી અને કરજદાર પણ હોવોજ જોઇએ. આ તેની સઘલી

બુરાઇની ભરા માહીયારને પુરેપુરી કશી ખબર ના હતી. તે તેની વિરૂદ્ધ મત બાંધવા જોગ એટલુંજ જાણી શકયો હતો કે તે ખરચાલ અને મગરૂર થયો છે, અને તે વાંકો કાંઇ એવી કીસમના નહીં હતા કે જેથી જ્યારે નહીં વકી રાખેલે વખતે કાઉસ ચાલી ચલાવીને તેને ઘેર વેર આવે ત્યારે તે ભોલો ગ્રહસ્થ તેને ઓછા પ્યારનો આવકાર આપે.

ગુલરૂખ પોતાના એ પીતરાઇને પ્રીતભર્યા આવકાર સમેત પોતાના પીતા સાથ મેલવવા ઘર તરફ લઇ જતી હતી, પણ તેટલાંજ માહીયાર બાગના એક બીજા ભાગ તરફ સેહેલ કરતો જણાયો. આથી તેઓ બાગમાંજ મલ્યાં, અને માહીયારે પોતાના મરનાર બેરાદરના આ એકપુરા ચેરાગને ખરાં ભોલાં દીલની સઘલી ભલાઇથી ભરપુર એક ઘણી ખુશી ભરેલો આવકાર આપ્યો. અરસ પરસ બેર આફ્રીયતો પુછવા પછી માહીયારે પોતાના બે બંઘેવીઓ ને તેમની બેટીઓની ખબર પુછી. "બેટા કાઉસ," તેણે પુછયું, "તે તારા ફુવાઓ અને તેમની બેટીઓના કાંઇ સમાચાર?"

"અરે કાકાજી તેઓની તકોબરીજ એટલી છે," કાઉસે કહયું, "કે મને પણ કંટાલીને તેઓ સાથ સઘલો વેહેવાર પડતો મેલવો પડયો છે. તેઓ કાંઇ નાંખપર માખ નહીં બેસવા દે એવાં તુમાખદાર બની ગયાં છે, અને વલી મારા ફુવાઓના બાબમાં વધારે ધીક્કારવા જોગ એ છે કે તેઓ આવક કરતાં ખરચ બેવડો રાખી બંને બાલે બાલ કરજદાર થઇ ગયા છે."

કાઉસ ફુરતાજી હતો, અને આ તેની ફુરતાજના એક નમુના ઉપર વાંચનારનું ધ્યાંન ખેચશું. તે લુચ્છો પોતે તકોબરીયો હતો, પોતે કરજદાર હતો અને તોબી પોતાના વાંકોનો તે ટોપલો પોતાના ફુવાઓને માંથે નાંખી પોતે સાધુ દેખાતાં પોતાના કાકાને વધરે વ્હાલો થઇ પડવાને તેણે આ તક હાથ કીધી.

"એવાં માણસો મોડે વ્હેલે પસતાયા વના રેહેતાં નથી," માહીયારે પોતાના બંને બનેવીઓની કાઉસે જણાવેલી ચાલ માટે અફસોસ બતાવ્યો. "પણ એમ કેમ દીકરા," તેને વલી યાદ આવવાથી તેણે કાઉસ તરફ ફરીને વધાર્યું, "મેં તો તારે માટે પણ એજ કીસમની ફરીઆદો સાંભલી છે! શું તે ખરી નથી?"

"ખરી ?" કાઉસ જાંણે કેવોક અચરત થઇ ગયો હોય તેમ બોલી ખુશમિજાજે ખડખડ હસી પડયો, "કાકાજી, પીઠ પાદશાહાની છે. તમારી પોતાની પછવાડે શું શું અણઘટતું ને ખોટું બોલાતું હશે તેની તમને પોતાને કેટલી થોડી ખબર છે ?"

"ખરૂં બેટા," કાઉસની ભલાઇ અને સારી ચાલ માટે આ તેનાં તોર ભરેલાં બોલવાથી ભોલા માહીયારની એક તડાકામાં ખાત્રી થઇ જતાં તેણે કહ્યું, "અને તોબી તું માનશે, તારી પછવાડે નીંદા તો એટલી બધી વધી હતી કે તું એક હલકી નીતીની ગાયણ-કાર નારીપર મોહી પડયો ને તેનાસે પરણ્યો !

"એ વલી નવો ટુકો !" કાઉસે હજી ધુમ હસવાનું દોલ બતાવી જારી રાખ્યું ; "બસ એજ કાકાજી, કે એથીબી નાબેહેતર કાંઇ બાકાત છે?"

"એ સમાચાર જયારે મારે કાંને આવ્યા," માહીયારે સ-મજાવ્યું, "ત્યારે તે માનવાને મેં ધીક્કાર સાથ ના પાડી, કેમકે તું ગમે એવો હોય, પણ છેક તારા મરનાર રાંક પીતાનાં નામને એટલી હદ સુધી નરસ લગાડે એ વાત મારા ખ્યાલમાંજ ઉતરી શકી નહી. પણ વારૂ કાઉસ," માહીયારે હાં વાત ફેરવી, "તારી પીતરેણ ગુલરૂખ વિશે તેં શું મત બાંધ્યું? તેણીની ખુબસુરતીમાં તું કેટલો ફેર જુએ છે ?"

ગુલરૂખ તેના બાપના આ કઢંગા સવાલથી વલી શરમાઇ ગઇ, અને શરમ ઉડાવા ખુશ મિજાજે એ સવાલ ઉપર હસવા પડી. તેના ભોલા બાપે એ સવાલ જેને નહીં પુછવો ઘટે તેનેજ પુછયો હતો, અને કુદરતાજી કાઉસે જે જવાબ દીધો તે જેટયો માહીયારને ખુશ કરવાની મકસદથી તેટલોજ ખરાંપણાંના વિશ્વાસથી ભરેલો હતો.

"ફેર પુછોછો, કાકાજી?" કાઉસે જવાબ દીવો, "એણીના ચંદ્રસમ ચેહેરાને ખુબસુરતીના તેજથી દીપતો કરવામાં એકબી કસર કે કસુર થયલી જોવામાં આવતી નથી."

"અને પેલો મારો કરી લીધેલો બેટો જેહાગીરબી વખતના વધારા સાથે ખુબસુરતી, ને તેથી વધારે–સદગુણોના સુધારામાં ઓછો વધતો જતો નથી," માહીયારે મગરૂરી લઇને કહ્યું.

પણ કાઉસને જેહાંગીરની વાત પસંદ આવી નહીં. ગુલરૂખને હાં એકાએક જેહાંગીર યાદ આવ્યો, ને કાઉસની ગરબડમાં તેણી

તેને લગભગ તરછોડી ચાલી આવી હતી તેથી તેનાં મનમાં ઘણું ઓછું આવ્યું હશે એમ ખ્યાલ થતાંજ તેણીને ભારે દુઃખ થયું. જેહાંગીરનું નામ માહીયારનાં મોંપરથી બાહેર પડતાંજ ગુલરૂખ ચોંકી, કે જ્યારે કાઉસે ટીચકું કીધું. ગુલરૂખ દુઃખી થવા લાગી ને કાઉસ મનમાં અફસોસ કરવા લાગ્યો, કેમકે ગુલરૂખની પારવનાની ખુબસુરતીએ અત્યારમાંજ તેને જખમી કીધો હતો, અને તેમાં જેહાંગીર કાઉસને એક હરીફ સમાન જણાયો. ગુલરૂખનો અફસોસ મોહબતભરેલો હતો—પ્યારથી દીપતો હતો, કાઉસનો ખેદ કીનાનો હતો—વેરથી ભરેલો હતો.

આજ વેલાએ ત્યાં વલી અર્દેશરનું આવવું થયું, અને કાઉસે તેને દુરથીજ જોતાં તે અજાણ્યો કોણ હતો તેની પરપુછ કરતાં તેનાં આવવા પેહેલાં માહીયારે તેને ઓલખાવી દીધો. તે એક કેવો ફાંટાદાર આદમી હતો તે અને રફતે રફતે તે માહીયારનાં ઘરમાં કેવો હલી ગયો હતો તે કાઉસને તેણે ટુંક વીગતોમાં સમજાવી લીધું, ને પછી તેનાં તે તરફ આવી પુગતાં અરસ પરસ જાહેર ઓલખાંણો થઈ.

કાઉસ આ ઘસાયલા પીસાયલા પોશાકમાંના કંગાલ સરખા દેખાવના ડોસાને જોઈને કશો રાજી થયો નહીં. એક તો તે તેને જોઈ ફફડયો કે જયારે બીજી સહવારે જેહાંગીર ને માહીયાર ખેતરે જતે ત્યારે સુંદર ગુલરૂખ જોડે એકલો પડવાની તેની તક જતી રહી, કેમકે તેમ થવામાં આ બુઢો કવાબમાં હાડકું થઈ પડયું, ને બીજું તો બુઢો અર્દેશર કાઉસને કાંઈ એવો તો ધારી ધારીને ને ટાંકી ટાંકીને જોતો હતો કે તે જાંણે કાઉસનું જીગર વાંચવા માંગતો હોય—ને તેથી બી કાઉસને તે અકારો થયો. ટુંકમાં કાઉસ પેહેલીજ નજરે આ અર્દેશરને ધીક્કારવા પડયો, અને તેને કોઈ અભણ, બેઅદબ, અરધા ઘેલા બુઢા બુરજીગર તરીકે ઠોકી બેસાડયો.

એ પછી ખાનાનો વખત થયો, અને તે વખતે રાબેતા મુઆફક ખાનાની વખતે જવાંન જેહાંગીર હાજર થયો. તે આજે એટલો ગમખાર હતો કે ખાવાની તેને કશી રૂચી ના હતી, અને તે ભુખ્યોજ સુઈ જવાનો ઇરાદો રાખતો હતો, પણ તેમ કીધાથી ગુલરૂખનું દીલ દુઃખાશે અથવા તેણીને અપમાન થશે એવો ડર

કરી તે જમવા આવ્યો હતો. તેને જોતાંજ ગુલરૂખ તેની આગલ દોડી ગઇ, અને જાંણે સાંહજની પોતાની નાલાયક ચાલનો બદલો વાલી આવતી હોય તેમ પ્યારથી હાથ પકડી તેને અંદર લઇ આવી. આ કાઉસથી કેમ વેઠાય? તે આ દેખાવ જોઇ અદેખાઇથી બલતો હતો, તેટલાં—આગમાં તેલ—તેનો કાકો માહીયાર જેહાંગીરનો હાથ પકડી તેની આગલ લઈ આવ્યો. "બેટા કાઉસ," તેણે કહ્યું, "આ મારો જેહાંગીર. તેં એને ગુલરૂખ જોડે છેક બાર વરસ પર જોયો હતો ત્યાર પછી આજ સુધીમાં કેટલો સુધારો મુએછે?"

"હં: હા, જેહાંગીર?" કાઉસે શું બોલવું તે નહીં સુજવાથી વાખાંટામાં કીધાં, અને અરધું હસીને અરધા ખીજાજથી ઉપલા બે ચાર બોલો બોલી તે ખાનાંની ટેબલપર ગુલરૂખ પાસ બેસી ગયો. આથી જેહાંગીર ને અર્દેશરે તેની સામેની હારપર બેઠક લીધી, જ્યારે માહીયારે રાબેતા મુઆફેક ટેબલના હેડની જગ્યા લીધી.

કાઉસે જેહાંગીરને કરેલું અપમાંન માહીયાર બરાબર જોઇ નહીં શકયો હતો, પણ તે અર્દેશર બરાબર જોઇ લઇ બરાબર સમજ્યો હતો, માટે ખાનાંપર તેણે કાઉસને બોલવા જેહાંગીર ને જેહાંગીરનેજ લગતી વાતો રજુ કરવાની તક લીધી. આથી થયું એમ કે સઘલાંઓને તે વાતમાં ઘણી ખુશીથી ભાગ લેતાં જોઇ પોતાની મરજી ઉપરાત સભ્યતાને ખાતર આ વાતોમાં ભાગ લેવાને કાઉસને પણ ફરજ પડી.

---

## પ્રકરણ ૬ ઠું
### માનબર મેહેલ.

બીજે દને સહવારે નાસ્તાથી ફારેગ થયા કેડે એક અરધો કલાક બુઢો માહીયાર પોતાના ભત્રીજા કાઉસ જોડે એકાંતમાં તાહેલે બેઠો. તે દીલનો દયાલુ હતો, અને તેથી પોતાની બે મરનાર બેહેનોની બેટીઓ વાશે જે વાતો તેણે સાંભલી હતી તે વીગે વીગતે પરપુછ કરવાની તેણે કાલજી કરી હતી. કાઉસનાં કેહેવા પ્રમાણે તે મરનાર બેહેનોના ખાવીંદો ઉડાઉીયા અને કરજદાર હતા, અને ત્યારે તેઓનાં મરણ પછી તે બે બેહેનોની બબે બેટીઓનું શું થશે તે વિશે એ બુઢા બુરજીગરને ચિંતા થતી હતી. વાતપરથી વાત વધી, અને માહીયારે પોતાની બેટીની શાદીની પુરતા વિશ્વાસમાં પોતા-

ના ભત્રીજા આગલ વાત કાહી. "હા મારા દીકરા," તેણે કહ્યું; "હું તારા આગલ ખુલ્લું કરવાને કશી અડચણ જોતો નથી કે હું આપણી ગુલરૂખની શાદી મારાં ઘરમાં બચગીથી ઉછરેલા જવાંન જેહાંગીર સાથ કરવા માંગુંછું."

"પણ જેહાંગીર એ તમારી બેહેરેનમુન બેટીને પસંદ આવશે, કાકાજી?" કાઉસે કાંગલો થઈ પુછ્યું.

"પસંદ આવશે!" માહીયારે અચરત થઇ સવાલ ઉપર સવાલ કીધો; "એટલે? એ તે કેવો સવાલ? કાંય નહીં પસંદ આવે વારૂં? મારા જેહાંગીરને શું છે? તે તમો શેહેરી છોકરાઓ જેવો છશકી નથી. પણ તેથી કુવડ કે અવદશા જેવો નથી; તે પૈસાદાર નથી ને ગરીબ છે, પણ ગરીબ છે તેથીજ સાલેસ, સભ્યતાભરેલો અને લાયકીવાલો છે. તેનામાં એક ભલા ભરથારને દીપાવનારા એકે એક ગુણો ગોઠવાયલા ને સમાયલા છે, અને તો પછી મારી ગુલરૂખને એથી બેહેતર જવાંન કોણ મલવાનો છે?"

કાઉસ ચુપ થઇ ગયો.

તે પોતાનું કુટવાનો હતો. તેનો કાકો જો જરા નમતી દોરીને તેને લાહરો આપતે તો તે પોતાની ઉમેદવારી જાહેર કરનારો હતો, પણ તેની લાયકાતો ઉપરાંત જેહાંગીરની લાયકાતો વધુ છે એવી મકસદનું પોતાના કાકાને જાહેર કરતો જોઇ તે ચુપજ થઇ ગયો. તેણે જોયું કે હવે એ વીશે આતરે રકજીક વધારવામાં માલ ન હતો, અને તેથી તે પંચીએ સીફત સાથે તુરત વાત ફેરવાવી. "ધણીની મરજીનો કોઇ ધણી નથી, કાકાજી," તેણે નાંખતી કરી; "તમારો વિચાર મારા કરતાં વધારે પાકો ને અનુભવી છે, ને તેથી તમો જે કરશો તે તમારી બેટીના લાભનુંજ કરશો એમ હું ભરોસાથી સમજું છું.—પણ વારૂં કાકાજી," તેણે વાત ફેરવી, "પેલા મારા એક ગુમ થઇ ગયલા કાકા જાલેજર વિશે શું તમો નકકીજ માનોછો કે તેઓ મરી ગયાછે?"

"મરી ગયા પુછોછો, મારા દીકરા?" માહીયારે અચરતીમાં પુછ્યું; "તે કાંઇ આજ કાલની વાત છે? જો જીવતો હોય તો તેને ગુમ થવાને આજે ૪૫ વરસ થવા આવ્યાં તેવા અતી લાંબા અરસામાં તેની કશી પણ નિશાંન જાહેર થાય નહીં?"

"ખરી વાત છે, કાકાજી," કાઉસે કહ્યું; "હું તમારાં મતને એકમત છું."

"આએ બુઢા અર્દેશર સાથે." માહીયારે હસીને ધ્યાન ખેંચ્યું. "મને મારા ભાઇ જેટલોજ સહવાસ થઇ ગયો છે. પેહેલાં એ આવ્યો ત્યારે ચીરડાઉ અને કંગાલો આપનારો હતો, પણ હવે રેહતે રેહતે એટલો હલી ગયો છે કે બીજા આંઠ દીવસમાં એ આપણું મકાંન છોડી જનાર છે તે વાતથી મને જુદાઇનો ગમ પેદા થાય છે."

"પણ એ ખરી વાત કાકાજી," કાઉસે ખરેખરી અચરતીમાં પુછયું, "કે એ ડોસાએ આપણી ગુલને બેમુલાં નંગો બેટ આપવા કાઢયાં હતાં?"

"હા ખરી વાત છે, બેટા," માહીયારે કહયું. "તે ચકચકીત જવાહીરો બેટ કરવાની તેણે મરજી બતાવી હતી ખરી, પણ મારી લાયકીવાલી બેટીએ તે ઉપકાર સહિત નામંજુર રાખ્યાં, કે તે મારા જેવા ગરીબ બુરજીગરની બેટીને એ ઠાઠમાઠનાં આભુપણ શોભે નહીં. એવી એક દીકરીને માટે હું મગરૂર છું."

"અને તમો લાયક રીતે મગરૂર છો, કાકાજી," કાઉસે સીકકે ચલાવ્યું; "પણ હું જે પુછવા માંગું છું તે એમ કે એ અર્દેશર તમો લોક જાહેર કરો છો તેમ કંગાલીયતમાં એટલો ગરીબ છે, અને ત્યારે એવાં બેમુલાં નંગો કયાથી લાવ્યો?"

"એ બચારો જાહેર કરે છે કે આગલ તે ઘણો ધનવાંન હતો પણ હાલ પડી ભાગેલો છે," માહીયારે સમજાવ્યું, "અને તેથી મને લાગે છે કે તે આગલા ચઢતા દીવસોની યાદ તરીકે એટલો ખજાણો તેણે સાચવી રાખ્યો હશે, અને પોતાનું હેસાંન જાહેર કરવા તેણે એ તકે તે આપવા કાઢયાં હશે."

હયાં આ વાત બંધ પડી, અને વાંચનારને કેટલીક બીજી વગર અગતની વાતચીત કરી તેઓ છુટા પડયા, કેમકે માહીયારનો જેહાંગીર જોડે ખેતરોમાં એક લટાર મારી આવવાનો વખત થયો હતો. એમ થવાથી કાઉસ થોડોક વારનોજ એકલો પડેલો હતો, તેવામાં ત્યાં બુઢો અર્દેશર આવી લાગ્યો. કાઉસની એ બુઢા તરફની વર્તણુક ઘણી સુધરી ગઇ હતી. પ્રથમ તે તેના તરફ ઠંડો અને બેદરકાર હતો, પણ પછીથી તે વધારે માન ભરેલો થયો હતો, માટે તેને જોતાંજ તેણે કાંઇક તેના જોડે કાંઇક વાત છેડવાની મકસદથી સવાલ કીધો. "કેમ, કયાં ચલાવ્યું મુરબ્બી સાહેબ?" તેણે પુછયું.

"નાસ્તાપર આજે બે બુકા વધારે ખવાયા છે," અર્દેશરે બેદરકારીની ઢબે જવાબ દીધો, "અને તેથી અહીંનો પેલો માતબર મેહેલ જોવા જાઉં છું. તે અહીંથી લગાર દુર છે, અને તેટલું ચાલશું તો બપોરે પાછી ભુખ લાગશે."

"જો કશી બી અડચણ નહીં હોય તો હું સાહેબની સાથે આવું?" કાઉસે રજા ચાહી.

"અડચણ?" અર્દેશરે ખુશ મિજાજે હસીને કહ્યું, "મને શાંની અડચણ? મરજી થતી હોય તો સુખેથી આવો, મારા દોસ્ત. તમે થોડા મારા પગ લઇને ચાલવાના છો!"

કાઉસે આ તકનો લાભ લીધો, અને અર્દેશર સાથે તે તે માતબર મેહેલ જોવા ચાલ્યો.

"એ મેહેલ તમોએ આગલ જોયલો હશે?" અર્દેશરે રસ્તે જતાં પુછ્યું.

"નહીંજી," કાઉસે કહ્યું; "એ પ્રખ્યાત ઇમારતનું મેં નામ સાંભલ્યું છે, અને તેની વાખનાખી સાંભલી છે તે સિવાય તે વીશે હું કશું જાંણતો નથી.".

"મેંબી એ વિશે સઘલું તમારા લાયકીવાલા કાકાનેજ મોંથી સાંભલ્યું," અર્દેશરે સમજાવ્યું. "કહે છે કે એ મોટા મેહેલનાં માલેકો એટલાં માતબર હતાં કે તેઓ ઉપરથી એ મેહેલ પણ તેજ નામે ઓલખાવા લાગ્યો, પણ નસીબનું ચક્કર ફરતાં હાલ તેઓને વખત એવો બારીક આવી ગયો છે કે તે બાપડાંઓને એ ગંજાવર મેહેલ છોડી ચાલતું થવું પડયું છે, અને એ મકાંન તેનાં સઘલાં શોભાયમાન કીંમતી રાચરચીલાં ને સામણ સુમન સુધ્ધાં તેઓએ વેચવા કાઢયું છે."

"ત્યારે એવો મોટો ધનવાંન ખરીદદાર આજના વખતમાં એ લોકને કોણ મલવાનો છે, શેઠજી?" કાઉસે અચરતી બતાવી.

"દુન્યા કોઇથી—કશાંથી ખાલી નથી, મારા દોસ્ત," બુઢા અર્દેશરે પોતાનો અનુભવ કહયો. "તે બચારાં પડી ભાગેલાં ધનવાંનોને નસીબે અથવા તેઓનાં સંખ્યાબંધ માંગણાંરાઓને નસીબે કાઇ ને કોઇ બી સખીનો લાલ મલી જવાનો."

"પણ આપણને અંદર જવા દેવામાં આવશે કે?" કાઉસે વેહેમ બતાવ્યો.

"કેમ, તમો જેવા એસકી ફક્કડ જવાંનને કોણ અટકાવવાનું?" અર્દેશરે હસીને મોગમમાં ટીકા કીધા; "અટકાવે તો મારા જેવા એક ગરીબ પોશાકનાને કોઇ અટકાવે, કેમકે કોઇબી કેહશે કે મારા જેવો ભીખારી તે એ મોટો મેહેલ શું ખરીદવાનો હતો જે એ જોવા આવ્યો!"

એ વગેરે બીજી તહરેવાર વાતો કરતા તેઓ તે ગંજાવર ઇમારત પાસ આવી પોંહોંચ્યા.

માતબર મેહેલ ખરેખરોજ માતબર હતો. તેનો ઠાઠ—તેનો દોર—તેનો દબદબો એક પાદશાહી મકાંનને દરેક પ્રકારે મલતો આવતો હતો. માંહેલાં શોભાયમાન મકાંનની આસપાસ એક સુંદર વિખ્યાત બાગ ફરી વલેલો હતો, જેમાં તરેહ કીસમના પેચ દર પેચ ખાતા વેલાઓ નાજુક સાંખોનાં ઝુલફાં મીસાલે પવનથી હીંચકા ખાતા ખાતા તેમની તરફ જોનારાઓને પોતાની મરોરદાર દોક ઉંચી કરી તેમના તરફ આવવાને માટે ગોયા આવકાર દેયા જતા હતા. નાના પ્રકારના ઝાડો પુશ્કલ ફુલોના ભારથી ઝુમી પડી સર નમાવી સલાંમ ફરમાવતાં હોય એવું લાગતું હતું; જાઇ, જુઇ, ચંપેલી, મોગરાં, અને ગુલાબના વાસથી આખો બાગ મેહેક મેહેક થતો હતો.

બાગના મધ્ય ભાગમાં એક ઉંચો શોભીતો ફુવારો બાંધેલો હતો, જે માંહેલું નાચતું કુદતું ગુલાબ જલ ઉંચે ઉડી નીચે આસાએશ માટે બનાવેલાં આસન ઉપર પટકાઇ પડી આસપાસ ગોઠવેલી બેઠક ઉપર ઠંડકનો છટકાવ કરતું હતું, અને ત્યાં બતકો અને હંસો પોતાની મરોડદાર દોલતી ઠુમકદાર ચાલે ચાલી આવી પાણીમાં રમત ગમત કરતાં હતાં.

નાના પ્રકારનાં રંગ બેરંગી પક્ષીઓથી ઝાડોમાં ગોયા જીવ આવ્યો હતો, અને તેમના સુસ્વરોથી હવામાં રાગ વરસ્યો હતો, જે કાંનને ઘણી ખુશ મજાહ આપવાનું એક સાંધણ થઇ પડતું હતું. સૂર્યનો તેજસ્વી પ્રકાશ તે ઇમારતનાં ખીલારી બાંધકાંમ ઉપર પડી તેને નજર નહીં થડે એવો પ્રકાશ પુરો પાડતો હતો, અને એવી સઘલી રીતીઓએ માતબર મેહેલ સંપુર્ણ માતબર હાલતમાં હતો. તેનાં જમાનાની ગીરદેશમાં ગરીબ થઇ પડેલાં એકવારનાં માતબર માલેકોએ પોતાના તંગ હાલના ખેદયુક્ત પરીણામમાં તેને વેચવા

કાઢયો હતો, અને તેની કીંમત નામનાં તાલેવંતો પોતાનો ભપકો અને અકડાત જાહેર કરવા સારૂ ખરીદી શકે એવી નાનીસી રકમ નહીં હતી. તે બાવીસ લાખ રૂપીઆની ગંજાવર રકમ હતી!

માતબર મેહેલ સઘલો ફરીને જોતાં અર્દેશર અને કાઉસને પણ કલાક થઇ ગયા. તે એવા બારીકીથી એવી સંભાલથી એટલા સુધરેલા શોખથી સણગારવામાં આવ્યો હતો કે તેને આખો જોઇ રેહેતાં એટલો લાંબો વખત થઇ ગયો તેમાં કશું નવું ન હતું. વાંચનારે ધ્યાંન રાખવું કે એ મેહેલ પુરઆબ ગામડાંની સહરદ વટાડી મોટાં શેહેરમાં દાખલ થતા નાકાપરજ એક ઘણી રમણ્ય જગ્યા ઉપર આવેલો હતો.

તેઓ જયારે માતબર મેહેલ જોઇને ઘરે પાછા ફરીઆ ત્યારે ખાંણું તેમને માટે મોઠી થતું હતું. માણીયાર ઘણા વારનો ખેતરેથી પાછો ફરેલો હતો, અને જમવાને માટે તેમની વાટ જોઇને બેસી રહયો હતો.

ખાણા પછી સૌ વગે સગે થયાં ત્યારે કાઉસ પોતાના ઓરડામાં જવા ગયો. હવે તેનો ઓરડો અર્દેશરનો ઓરડો મુકયા પછી આવતો હતો, માટે તેને પોતાના ઓરડામાં જવા હમણાં પણ અર્દેશરના ઓરડા પાસેથી પસાર થવું પડયું. એમ કરતાં તેણે જોયું કે અર્દેશર પોતાના ઓરડામાં હતો નહીં અને તેણે વધારે જોયું કે અર્દેશર જે નોંધ પોઠી જીવની પેઠે જાલવતો હતો તે કાંઇક ગફલતીથી તેના બિછાંણાં ઉપર ઊંઘાડી પડેલી હતી! આ તક કાઉસ કેમ ચુકે? આ અર્દેશર કોઇ ભેદી માણસ તેને લાગતો હતો, અને ત્યારે તે કોણ હતો તે વગેરે વિશે પોતાની ખાત્રી કરી લેવાની આ એક પુરી ભાગ્યશાલી તક જતી મેલે તેમાંનો આસામી પોહોંચેલો કાઉસ હતો નહીં. તે આજુ બાજુ કોઇને નહીં જોઇ ઓરડામાં ધસી ગયો, અને તે પોઠી ઉપાડી લઇ તેમાંનાં કાગલીયાં વગેરે તપાસ્યાં. વાંચતાં વાંચતાં તેના કપાલ ઉપર કરચલી આવી, તેના દોલા ફાટી ગયા, તે ઉજલો પુણી સરખો થયો, વલી જરા જરા મુછમાં હસ્યો અને પછી પોતાનાં કપાલ ઉપરનો પરસેવો લુછયો.

બરાબર એજ વખતે કોઇ તે તરફ આવતું હોય એવાં પગલાં થયાં, ને તેના હાથ ધ્રુજવા લાગ્યા. તે ગભરાયો કે રખેને અર્દેશર પોતે અથવા કોઇ બીજું તે તરફ આવે ને તે આ ચોરીથી વાંચતો

પકડાઇ આવે, ને તેથી જોકે તે નોંધોમાં તેને બાજું ઘણું અગતનું વાંચી લેવાનું હતું, તોબી તે પોથી ત્યાંજ પડતી મેલીને બાહેર નિકલી ગયો. તેને કોઇ મલ્યું નહીં; તેણે વિશ્વાસથી માન્યું કે તેને કોઇએ જોયોજ નહીં હતો, અને તે કોઇનું બી ધ્યાન ખેંચવા વના પોતાના ઓરડામાં સટકી જવા પામ્યો. ત્યાં જઇ તેણે નોંધ પોથીમાં જે અગતનું વાંચ્યું હતું—આજે તેણે જે અતી અગતની શોધ કીધી હતી તે ઉપર તે વિચાર કરવા પડયો.

એવું તે એણે શું વાંચ્યું હશે ?

---

## પ્રકરણ ૭ મું

### "હા" કે "ના" ?

કાઉસને પોતાના કાકાનાં ઘરમાં આવવાને એક માસ થઇ ગયો, પણ તેણે તે છોડી જવાનું કશું મન બતાવ્યું નહીં; અરદેશર જે અઠવાડીએ જવાનો હતો તે ઉપર બીજાં ત્રણ અઠવાડીયાં વહી ગયાં, પણ તેણે બી તે ઘરમાં નાંખેલા ધામા ઉઠાવાની કાંઇ વાતજ કરી નહીં. માહીયાર અને ગુલરૂખ આ બંને પહરોણાઓને ચાહતા શીખ્યાં હતાં, એટલે તેમનાં એ રેહવાથી જરાએ કંટાલતાં ન હતાં, પણ ઓર ખુશી થતાં હતાં, અને તેથી તે બંને પહરોણાઓને હજી આપણે માહીયારનાં ઘરમાંજ પડેલા જોઇએ છીએ.

એક દીવસ માહીયારને શેહેરમાં કાંઇ અગતનું કામ બજાવાનું હશે, માટે તે પોતા સાથે કાઉસને લઇને ગયો. આ તકનો લાભ લઇ બુઢા અરદેશરે જવાંન જેહાંગીરને એકાંતમાં પોતાના ઓરડામાં બોલાવી મંગાવ્યો.

"કાંઇ ફરમાશ, મુરબ્બી સાહેબ?" જેહાંગીરે આવતાંને વાર માનથી સવાલ કીધો.

"હા જેહાંગીર," અરદેશરે કહયું; "તુંએ મારી માંદગીમાં મારી ઘણી ખાતરદારી કીધી છે, અને તારી સદાની સારી ચાલથી મને અતી ઘણો ખુશી કીધો છે, એટલે હું તુંને સલ્લાહના એકાદ બે બોલ કેહેવા માંગું છું. તે સલ્લાહ હું તુંને એક તારૂં ભલું ઇચ્છનાર દોસ્ત તરીકે આપું છું, ને તે સારી લાગે તો તે ઉપર તું અમલ કરજે, પણ તે સલ્લાહ તને મારા તરફથી મલી છે એમ જાહેર કરવાની કાંઇ જરૂર નહીં."

"હું તમારો ઉપકારી છું, સાહેબ," જેહાંગીરે કહયું; "જે હોય તે વિશ્વાસથી ફરમાવો."

"ત્યારે હું એમ પુછું," અર્દેશરે પુછયું, "કે તું શું ગુલરૂ-અને ઘણી ચાહે છે ?"

"હા સાહેબ," જેહાંગીરે લાયકીથી લગાર શરમાઇને કહયું, "પણ—"

"એ તારાં "પણ" હાલ તરત જવા દે," અર્દેશરે હસીને કહયું, "અને હું પુછું તેનોજ જવાબ દે. શું આએ બી વાત ખરી છે કે ગુલના પીતા માડીયારે પોતે તારી આએ આશાઓને ઉત્તેજન આપ્યું હતું ?"

"હા જી," જેહાંગીરે કહયું.

"ત્યારે હું કહું છું તેમ કર," અર્દેશરે સલ્લાહ આપી. "તું આજ સાંહજે ગુલને એકાંતમાં બાગમાં મલ, અને તેની પાસ હા કે નાનો એકાંતમાં જવાબ માંગ."

"હું તે જવાબ માંગી ચુકયો છું, અને મને તે જવાબ મલી ચુકયો છે સાહેબ," જેહાંગીરે નીરાશાનાં દુ:ખથી ઘાયલ થઇ કહયું.

"હું તે સર્વે જાંણું છું, પણ ત્યાર બાદ એ છોકરીના વિચારો પાછા ફર્યા હોય, માટે આજે સાંહજે તું એ સેવટનો જવાબ મેલવી લે," અર્દેશરે કહયું. "તું બલાપાએ મનમાં ને મનમાં બલી બલીને લેવાતો ને તવાતો જાય છે તે મને પસંદ આવતું નથી. હા કે ના, તર કે ફર રસ્તો આવી જાય તો પછી આગલ શું કરવું તે સુજ પડે, વાસ્તે જે તે જઇને નકી કરી લેજે, ને પછી મને મલજે."

"વારૂં મુરબ્બી સાહેબ, આજે કાઉસ નથી તે તકનો લાભ લેઇ તમારી આ કીમતી સલ્લાહ ઉપર સાંહજે હું અમલ કરશ."

* * * * *

"બાંનુ," જેહાંગીરે ગુલને બાગમાં ફરતી હતી તે વખતે તેને બુઢા અર્દેશરની સલ્લાહ મુજબ મલી લેવાની તક હાથ કરી કહયું, "તમો સાથ એક બે સુખન વાત કરી લેવાની મને પરવાંનગી મલશે ?"

"પરવાંનગી ?" ગુલરૂએ અચરત થઇ કહયું; "તું આજે કાંઇ એવી રીતે વાત કરવા આવ્યોછ, જેહાંગીર, કે જાંણે તું ને હું પારકાં હોઇએ."

"અને લગભગ તેમજ છે," જેહાંગીરે નાસીપાસીથી કહયું.

"ગુલરૂખ તારા હાથની મારી છુપી ઉમેદવારીને આપણા મુરબ્બીજીએ ઉત્તેજેરી આપવા પછીથી હું તને એવા પ્યારથી ચાહતો થયો છું કે તારા એક હા કે ના ઉપર ગોયા મારી જીંદગીનો આધાર લટકે છે. હું ગરીબ છું, હું બુરજીગર છું, પણ લાગણીઓથી ખાલી નથી. મારૂં હૈયું કોઇબી તાલેવંતની પેઠે પ્યાર, આશા, નીરાશા સઘળી લાગણીઓની કીમત બુજી શકે છે, અને ત્યારે બોલ તું મને ભરથાર તરીકે કબુલ રાખશે?"

ગુલરૂખ આ પાધરા અચબુચ થયલા સવાલનો વળી એકદમ જવાબ આપી શકી નહીં. તે ગભરાઇ ગઇ. તેનાં દીલમાં વળી એક વાર હજારો લડત ચાલવા લાગી. કુરતાજી કાઉસની લટરાજ ઉપર તે નિરદોશ નાદાન છોકરી મોહીત થઇ હતી, અને જેહાંગીર કરતાં કાઉસને પરણવામાં વધારે સુખ છે એમ તેણીને ખ્યાલ થયો હતો. "બીજા હાથપર જેહાંગીરનો અનાદર નહીં કરવાનો તેના બાપનો હુકમ હતો માટે પોતાના બાપ તરફની વફાદાર તાબેદારીની લાગણીઓ અને તેનાં દીલનાં ખરાં ખેંચાણના જુસ્સાઓ વચ્ચે તેની છાતીમાં જુદ્ધ જાગ્યું હતું. અંતે કેટલાક ગંભીર પલ ચુપ રહી તેણીએ ચુપકીદી તોડી.

"જેહાંગીર," તેણીએ કહ્યું, "તારા સઘળા ઉંચા ગુણો–તારી સઘલી ભલી ચાલો હું વખાણું છું, તે સઘલાં તરફ હું ખરાં જીગરનાં માનથી જોઉં છું, હું તને ચાહું છું, પણ મારો–ચાહો એક બેહેન સમાન સમજજે, કેમકે તેથી વધુ મારો ચાહ હું–તુંને આપી શકતી નથી."

"થઇ ચુકયું", જેહાંગીરે એક જખમલાગો હોય તેમ તુટેલાં ધીમે–ધીમે સાદે કહ્યું; "ગુલ, તારા બાપે મને આપેલી આંશાને લીધેજ આજ વેર મેં મારી ઉમેદવારીને મારી છાતીમાં સપોવી હતી, પણ આજના આ તારા સેવટના જખાબથી હું તેને કચડી નાંખવાની કોશેશ કરશ. સલાંમ ગુલરૂખ, તારા નવા પ્યારાના પ્યારમાં તું ઠગાય નહીં ને સદા સુખી રેહે એવી હું તારા બચપગીના એક ગરીબ સાથીની દુવા તુંને આમીન થાઓ"—અને જેહાંગીર બીજી પલે ગુલરૂખ આગલથી ગુમ થઇ ગયો.

તેણી એ રીતે તેને ઉત્તેજેરાયલો જતો રહેલો જોઇ ઘણીજ ગભરાઇ ગઇ. તેણીના પગ ધ્રુજવા લાગ્યા, હાથ ફફડવા લાગ્યા,

મગજ ઘુમવા લાગ્યું; તેણીએ ગભરાયલા સાહાદે-કુગલાયલે ચેહેરે જેહાંગીરને પાછો બોલાવા હાંકો મારી—પણ જેહાંગીર આવ્યો નહીં!

તેણી ધ્રુજતાં તન બદન સાથે ગભરાયલી એક પાસેના બાંકપર બેસી ગઇ. તેણીને લાગ્યું કે તેના અનુભવી બાપની મરજી વિરૂદ્ધ ચુકાદો આપવામાં તેણીએ ખરેખર અતી અધટીટ પગલું લીધું હતું, અને તેથી તેણીની હરણી સમાન ચપલ ચશમોમાંથી મોતી સમાન આંસુઓ નિકલી પડવા.

તે એમ કેટલો વાર દુઃખ આધીન બેસી રહી તેની તેને ખબર પડી નહીં; તેટલાં પછવાડેથી કાઉસ તેને પોકારતો આવી મલ્યો. તેણે તેને હસીને હસાવી—તે કુરતાજી લુગ્છાએ તેનો વ્હાલો થવા—તેણીનો માનીતો થવા તહરેવાર ગમતો ઉભી કીધી. અને પોતાના એ પીતગઇની સંગતમાં ગુલરૂખ ફરી એક વાર જેહાંગીરને અને જેહાંગીરને કરેલા જખમને વીસરી ગઇ.

---

## પ્રકરણ ૮ મુ.

### એક નહીં ધારેલો દોસ્ત.

ખાણાંની વખતે રાત્રે સરેરના મુજબ જેહાંગીર ટેબલ ઉપર હાજર થયો નહીં. તે કયાં હતો? આજ વેર તે ઘરના કાયદાઓ સંભાલવામા સૌથી સરસ હતો, અને આજે તે હજી નહીં મલે એમ કેમ?

માડીયારે ખાનું ખોટી કરવા ચાહ્યું, પણ અંતે ઘણું અસુરૂ થવાથી પહરોણાઓને ખાતર તેને જમવું પડયું. જેહાંગીરની શોધમાં ઠેકાંણે ઠેકાંણે માણસો દોડી પોંહોંચ્યાં હતાં, અને ખાનું પુરૂ થાય તે પેહેલાં સૌ તે નહીં મલવાના માઠા સમાચાર લઇ પાછાં ફરતાં હતાં.

આ દુઃખ ભરેલા સમાચારથી સુંદર ગુલરૂખનો ગુલાબી ચેહેરો કરમાઇ ગયો હતો. તેણીનો જીવ ઉડી ગયો હતો. શું જેહાંગીરે તેણીના જવાબથી જખમાઇ જીવપર કીધું હશે? ઓ! તે ભયંકાર વિચારજ તે સુંદરીનું મગજ ફેરવી નાંખવાને બસ હતો.

પોતાના ગભરાત વચ્ચે સુંદર ગુલની નજર બુઢા અરદેશર પર ગઈ, અને તે તેણીને એટલી તો ધારી ધારીને જોતો હતો કે તેણી થથરી ગઇ. આ બુઢા ત્રાહીતનો તેણીપર કશો ધાક નહીં છતે તેણી પોતાના બાપ કરતાં આલે તેનાથી બીહીતી હતી, અને તેથી જાંણે તે સઘલું જાંણતો હોય તેવી ઢપે તેને પોતા તરફ

તાંકી તાંકીને જોતો જોઇ ગુલ વધારે ગભરાઇ-વધારે ફગલાઇ-વધારે દુઃખી થઇ.

આજનું ખાનું ખુશ તરબીયત હતું નહીં. રશેતા પ્રમાણે હસવા બોલવા વચ્ચે તે પુરૂં થયું નહીં. કાઉસ જેહાંગીર નહીં આવવાથી મનમાં રાજી રાજી થઇ ગયો હતો, અને તે ખુશાલીમાં તણે હસી હસી ને વાતો હાંકવાની પેરવી કરવા માંડી ખરી, પણ સઘલાંને તેની ખુશીમાં લેશ પણ ભાગ નહીં લેતાં જોઇ સૌની ગંભીરતામાં ભાગ લેવાને તેને પોતાની મરજી વિરૂદ્ધ આજે ફરજ પડી.

ભરી ભુખે કોઇએ ખાધું નહીં.

ખાનાની રકાબીઓ ભરેલી ને ભરેલી ઉંચકી લઇ જવામાં આવી.

ખાનાથી ફારેગ થવા પછી મહીયારે પોતે પોતાના એ બેટા સમાન દીકરાની ખોલમાં બાહેર પડવાની મકસદ જાહેર કરી. તણે કહ્યું કે તણે જેહાંગીરને છેક બચ્ચગીથી પાલ્યો હતો માટે તે તેને એક દીકરા સીવાય બીજા કાંઇ લેખે ગણતા ન હતા, ને જેહાંગીરનાં ઘરમાંથી ગુમ થવાથી તેને પોતાનો પેટનો દીકરો ગુમ થવા જેવો ગમ લાગ્યો હતો માટે આજે રાત્રે તે નિરાંતે ઉંઘી શકવાનો નથી. તેને ગુલપર લેશબી વેહેમ ના હતો. ક્યાંથી હોય? તે સમજતા હતા કે ગુલ તો બોર તણે ચાહતા હતા ને તેનાસે નેકાથી એક થવાને ખડે પગે તેયાર હતો, પણ તેને વેહેમ હતો કે કદાચ કાઉસે પોતાની તુંદાઇમાં તેને કાંઇ અપમાન કર્યું હોય, ને તેથી તે એ બાપીકું સરખું મકાન મુકી ચાલતો થયો હોય. એ સઘળા ખ્યાલોથી તેને શોધીને મનાવી લાવવા માહીયાર પોતે જવા કરતા હતા, તેટલાં એક નોકરે લાવી તેના હાથમાં એક ચીઠી મેલી. તણે કહ્યું કે તે તેને જેહાંગીરના ઓરડાની ટેબલપરથી મલી આવી.

માહીયારે ઉતાવલા ગભરાતમાં તે ઉખેડી, અને મોટે સાહદે તે વાંચવા માંડી. તે ટુંક હતી ને તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"મેહેરબાન મુરબીજી,

આ ઘર સદા સુધીનું છોડી જતાં મને ભારે દુઃખ ઉપજે છે. જે ઘરમાં બચ્ચગીથી હું ઉછરયો છુ તેને છેલ્લી સલાંમ કરી જતાં હું ગમખારીનાં આંસુ વરસાવુ છું, પણ હું માંગી લઉ છું કે તેમ કરવા ખાતર મને નિમકહરાંમ સમજશો નહીં, અથવા મારે માટે આડું વિચારશો નહી. ગુલરૂખને મારા આશીશ કહેજો. બુજોર્ગ અરદશીર અને બેરાદર કાઉસને બંદગી પોહોંચાડજો, અને તમો પણ તમારાં હજારો હેસાંનો મારી ગરદનપર છે ને સદા રેહશે તે માટે મારી અંતઃકરણની દુવા કબુલ ફરમાવજોજી.

જેહાંગીર."

ભલા માહીયારને જેહાંગીરે તેનું ઘર છોડી જવાનું કારણ કશું સમજાયું નહીં. ઉપલી ચીઠી એટલી તો ટુંક હતી, અને વલી તે એવા તો અપુગ ખુલાસાની હતી કે તે ઉપરથી શો સારાંશ ઉઠાવો તે એ લાયકીવાલા બુરજીગરને જણાયું નહીં.

તે જ્યારે એ ચીઠી વાંચતો હતો ત્યારે સુંદર ગુલનાં મોં ઉપર હજારો ફેરફાર અને તેણીની છાતીમાં હજારો જુસ્સાઓ થતા હતા. પોતાના ભલા બાપને જેહાંગીરની જુદાઇનો ગમ ખાતો જોઇ તેણી માનતી હતી કે એ સર્વ દુઃખનું મુલ હુંજ છું, અને તેમ સમજી તેણી અતી ઘણી દુઃખી થતી હતી. એમ કરતાં વલી એક વાર તેણીની નજર સામે બેઠેલા બુઢા અર્દેશર તરફ ગઇ, અને ફરી એક વાર તેણી તેના દોલાના દાબ તલે દબાઇ ગઇ.

માહીયારે હવાં ઠડાવ જાહેર કરયો કે બીજી સહવારે જેહાંગીરની ચાંપતી ખોલ ચલાવી તેને હું મલશ, અને કોઇબી રસ્તે સમજાવીને ઘરમાં પાછો લાવશ.

"તમો ભુલ કરશો." અર્દેશરે એ ઠડાવ સાંભલી લઇને પુરતી ગંભીરતામાં કહયું; "જેહાંગીર પાકા ઠડાવનો અને દાહયો જવાંન છે અને તે જો એક વાર આ ઘર તજી ગયો તો હવે કોઇબી રસ્તે પાછો ફરનાર નથી. હવે એ ઘરપરથી તેનું મન ઉઠી ગયું તો તેને તેને રસ્તે રેહેવા દેવામાંજ ડાહપણ છે. તે ભુખે મરશે એવી પણ આપણને ધાસ્તી નથી. તેના હાડકાં કસાએલાં છે, તો પોતાનાં બાજુબલે તે પોતાનું પેટ પુરૂં કેઠેથીબી ખોલી ખાઇ શકશે."

કેટલાંક માણસો એવાં આવે છે કે જેમના દોલાનો દાબ કે બોલવાનો તાપજ માત્ર તેમની પક્ષમાં આપણા વિચારો જીતી લેવાને બસ છે; વાંચનાર જોઇ ચુકયા છે કે અર્દેશર તે કીસમનો એક આસામી હતો, અને તેથી તેણે દીધેલી સલ્લાહ માહીયારે પુખ્ત વિચાર કરી અંતે માન્ય કરી.

બીજી સહવારે અર્દેશર સકકારે ઉઠયો, અને જેમ બને એમ જલદી ગુલને એકાંતમાં મલી લેવાની તક હાથ કરી. તેણી પણ ભરેલી છાતી સમેત ઉઠી હતી. આખી રાત જેહાંગીરને તેણીએ કરેલાં દુઃખના ખ્યાલથી તેણીએ કોરા ઉજાગરામાં ગુજારી હતી, અને પોતાના ભલા અને ભોલા બાપની આગલ પોતાનો વાંક ખરેખરો

કબુલ કરી દેવાના એરાદાથી તેણી અર્દેશરના ઓરડા આગલથી ઉ-તાવલી પસાર થતી હતી, તેટલાં તેણે તેણીને અટકાવી.

"સબુર કર બેટી," અર્દેશરે અસાધારણ મમતાથી કહયું; "અંદર આવ, મારે તારા સાથે કાંઇ વાત કરવી છે."

ગુલ ફગલાયલી તેના ઓરડામાં ગઇ.

તેને ધસકો પડતો હતો કે આ જમાને ખાધેલ બુઢો કોઇબી રીતે જેહાંગીરનાં ગુમ થવાની વાત કાઢશે, ને તેણીને તાનાજાંની ને ઠપકાથી વીંધી નાંખશે.

"કેમ દીકરી ગુલ," તેણે તેણીને બોલાવી બેસાડી ને એક બાપને છાજતી સઘલી મમતાથી પુછયું, "એટલી ઉતાવલમાં કયાં જતી હતી?"

"મારા પીતાજીને મારે મલવું છે," ગુલે ગમખાર સાદ્દે કહયું.

"મને પુછવાની રજા છે બેટી કે આજે તેની એટલી ઉતાવલ શી છે?" અર્દેશરે અજાંણ્યો થઇને પુછયું. "મને એ પુછવાનો હક નથી તોપણ જો તને મારામાં કશોબી વિશ્વાસ હોય તો તું તે મને કેહેવાને અડચણ કરશે નહીં."

"મારે મારા મુરબ્બીજી સાથે કાંઇ વાત કરવી છે," ગુલે શર-માઇ શરમાઇ અને અચકાઇ અચકાઇને કહયું.

"અને તે તારી કાંઇ વાત તે જહાંગીરને લગતીછે નહીં વારૂં?" અર્દેશરે પુછયું; "તેં તેનો હાથ ના પાડયો છે, ખરૂં કેના?"

ગુલ દંગ થઇ ગઇ!

આ બુઢો છે કોણ? તેનાથી કશું છાનું હોતું નથી!

ગુલને કબુલ કર્યા વના ચાલ્યું નહીં. "હાજી," તેણીએ લગ-ભગ રડી દઇને કહયું; "મને માફ કરો. મેં મારા મેહેરબાંન બા-પનું ફરમાંન તોડયું છે. જેહાંગીરનો હાથ મેં ના પાડયો છે."

"ચિંતા નહીં, ચિંતા નહીં," અર્દેશરે ધીરજ આપી, "પણ જેહાંગીરને ના પાડવાનાં કારણમાં તારો પીતરાઇ કાઉસ છે, નહીં વારૂં? કહે દીકરી, તું શું કાઉસને ખરાં જીગરથી ચાહે છે?"

"હા કાકાજી," ગુલે આ બુઢો જરાકે જરાક વાત જાંણતો જણાતો હતો તે ઉપર મનમાં બેહદ અચરત થઇ શરમાલ ચેહરે ક-

કહ્યું; "એ મારો પ્યાર મેં મારા બાપથી છુપાવવાનો વાંક કીધો છે તે અને તેને ખાતર મેં જેહાંગીરને આ ઘરથી જતો કીધો છે તે સઘલું કબુલ કરી હું મારા મુરબીની માફી માગવા જાઉં છું."

"નહીં ગુલરૂખ," અર્દેશરે અતી ઘણી ગંભીરતાથી સલ્લાહ આપી; "તારો બાપ જેહાંગીરનાં ગુમ થવાથી દુઃખી છે તેને એ તારો વાંક જાહેર કરી વધારે દુઃખી કરવામાં જરાબી ડાહપણ નથી. તું તે તારા વાંકને માટે પસ્તાય છે એજ પુરતું છે. જેહાંગીરને નાપાડવામાં તેં કશો વાંક કરેલો હું જોતો નથી. જયાં તારૂં દીલ નહીં ત્યાં તારા બાપને માત્ર રાજી રાખવા તું હા પાડી તારો હાથ નેકામાં આપે એ તારો સંસાર જાંણી જોઇને ધુલ મેલવવા સમાન છે, ને એ અવિચારી પગલું તેં નથી લીધું તે જોઇ હું ખુશ છું. વાંક તારા બાપનો ઘણો છે. તારો સેવટનો દ્રઢ ચુકાદો જાંણ્યા વના તેણે જેહાંગીરને ખોટી આશાઓ આપી હુલસાવી મેલ્યો તેથી બગાડ વધારે થયો છે. હવે બની તે નહીં બની થવાની નથી. બાઇ, તને ખોટી અને આડે મારગે ઉતારનારી સલ્લાહ આપવા પેહેલાં હું મારી જીભ કાપી નાંખશ, માટે જયારે હું તને સલ્લાહ આપું છું કે તું એ જેહાંગીર સંબંધી એકરાર તારા બાપ આગલ કરતી ના ત્યારે ખરૂં માનજે કે હું તમો સઘલાંઓનું એકીવારે સારૂં ચાહવા ને સારૂં કરવા માટેજ તેમ કરૂં છું. કાઉસ પર તું ફીદા છે તો ભલે, પણ તે વીશેના શીખામણના બે બોલ મારા પાસ મોજુદ છે, અને તે એજકે કાઉસને તારી મોહબતનો કોલ આપવા પેહેલાં તેના સારા નરસા ગુણોની એક બારીકમાં બારીક તપાસ લેજે, અને તેનાસે નેકાથી એક થઇ તું સુખી થશે કે દુઃખી તે વીશે તું પોતે તારી પુરી અને પકી ખાત્રી કરી લેજે."

"ઓ કેવી નાદર નસીહત!" ગુલ ખુશ ખુશ થઇ બોલી; "કેવી નહીં માંગેલી—નહીં વકી રાખેલી મેહેરબાંની! કાકાજી અર્દેશર, આ તમારા લંબાણ ખુલાસાથી મારી છાતી ઉપરનો એક મોટો ભાર તમોએ દુર કીધો છે. એ શિખાંમણ આપવાની તમારી શકલીજ એવી મોજેજીત છે કે તેના બોલે બોલ ઉપર અમલ કરવાને હું હડાવ કરૂં છું."—અને ગુલ ફરી ફરીને ઉપકાર માંની આવી હતી તે કરતાં વધારે હલકાં હ્રદયથી પોતાના બાપને તાકીદે મળવા જવાને બદલે ઘરનાં કામકાજપર મન લગાડવા ગઇ.

એ વાતને બે ત્રણ રોજ વહી ગયા. બુઢા માહીયારને જેહાંગીરની ખોટ ઘણુ ખુંટતી હતી—તે એટલે સુધી કે ખેતરમાં કામ ઉપર જતાં જેહાંગીરને હમેશ મુઆફેક ત્યાં નહીં જોઇ તે ભલો બુઢો રડી પણ દેતો,—પણ રફતે રફતે તેણે તેને બને એમ ઓછો યાદ કરવાની અગત જોઇ. એમ કરતાં દર અઠવાડીયાંના જે ચોક્કસ દીવસે ગુલ શેહેરનાં બજારમાં ઘર સંસારી અગત જોગ ખરીદીઓ સારૂ જતી હતી તે દીવસ આવ્યો, અને ત્યારે જેહાંગીરની નવી જરૂર જણાઇ. જેહાંગીર હંમેશ ગુલને ઘરથી બજારમાં ને બજારમાંથી ઘર હાંકી લાવ લઈ જા કરતો હતો, ત્યારે આજે કોણ જાય? કાઉસ એટલો તુમાંખદાર હતો કે તે એ કામ હલકું અને પોતાના દરજજાથી નીચું સમજતો હતો, અને રખેને તેને એ કામ સોંપવામાં આવે માટે તેણે આગમચથીજ ગુલના કાંન ખોલા રાખ્યા હતા. "એવું હલકું કામ તારે નહીં કરવું ઘટે ગુલ;" તેણે સમજાવ્યું. "બેશક તારે એ કામ માટે એક દાયા રાખવી જોઇએ."

એમ થવાથી ઠડયું એમ કે બુઢા માહીયારને પોતાને પોતાની બેટીને બજારમાં હાંકી જવું પડયું. આથી ઘરમાં કાઉસ અને અર્દેશર એકલા પડયા. અર્દેશર એક મોટી ઇજીચેરપર ઓટલાપર બેઠો, અને કાઉસ તેની સામેજ બાહેર બાગમાં એક ચોપડી લઈ વખત ગુજારવા વાંચવા બેઠો. એ વાતને થોડો વખત થયો નહીં એટલે સામેનો મોટો દરવાજો ઉઘડયો, ને એક ચીઠડેહાલ પોશાકની પણ ખુબસુરત અબલા અંદર આવી.

કાઉસ તેને જોતાંજ ગભરાઇ ગયો. તેનાં મોં ઉપરનો રંગ ઉડી ગયો, અને તે ઉઠીને ઉભો થયો. એજ વેલા તેને અર્દેશર યાદ આવ્યો, ને તેણે તે ઓરતને આવતાં જોઇ હતી કે નહીં અથવા પોતાને ગભરાયલો દીઠો હતો કે નહીં તે વોશે પોતાની ખાત્રી કરી લેવા તેણે તેના ઉપર નજર કરી; પણ નહીં. અર્દેશર મોં ઉપર એક મોટો રેશમી રૂમાલ નાંખી નિરાંતે ઉંઘતો હતો. આથી કાઉસને અતી ઘણી ધીરજ મલી, ને તે ધસીને તે ઓરતની સાંમે ગયો. "જા પરીન," તેણે ગભરાતથી કાલાવાલા કીધા, "તું અહીંથી ખસી જા. ઓટલાની સાંમે ના ઉભી રેહે. પેલી ગમનાં ઝાડોનાં ઓથામાં જે બાંક છે ત્યાં જઇને બેસ, ને હું ત્યાં તુરત તુંને આવી મલશ."

"હું થાકી ગઇ છું ને તેથી મોખી તેવુંજ જોઇએ છે," પેલી સ્ત્રીએ તેનો પ્રગટ ગભરાટ જોઇ મનસે મલકાઇને કહ્યું.

કાઉસનાં ફરમાવા મુજબ એ પછી તે ત્યાંથી જઇને તેણે બતાવેલા બાંકપર બેઠી, એટલે કાઉસે ફરી એક વાર અર્દેશરને ઉંઘતો જોઇ પોતાની ખાત્રી કરી લીધી, ને પછી તે અબલા પાસ જઇ બેઠો.

પણ બીજા હાંથપર અર્દેશર ઉંઘતો ન હતો. સામેનો મોટો દરવાજો ખખડતાંજ તેણે તે પતલા રેશમી રૂમાલમાંથી એક અબલાને તે બાગમાં દાખલ થતાં આબાદ જોઇ હતી, અને તે ઉપરાંત કાઉસનો ગભરાટ અવલથી આખેર વેર તે રૂમાલમાંથી ચીંગો પડી રહીને તપાસ્યો હતો; એટલા માટે જેવો કાઉસ તે ઓરતને એક બાજુ રવાના કરી પછવાડે ગયો કે તુરત તે પોતે પણ ઉઠયો, ને બીજે રસ્તે ફરીને જયાં કાઉસ અને તે સ્ત્રી બેસી રકજીક કરતાં હતાં તે તરફ ગયો, અને તેઓ તેને નહીં જોય તેમ છુપાઇને તે તેમની સઘલી વાતચીત સાંભલવા પડયો.

---

## પ્રકરણ ૯ મું

### ચોરને પોટલે ધુલની ધુલ.

"કેમ પરીન," કાઉસે જઇને પેલી તુરતની આવેલી અબલા આગલ જગ્યા લેતાં કહ્યું, "તું મારો પીછો મુકનારજ નથી શું? તું અંતે હયાંબી પણ આવી! એમ તું મને કયાંવેર સતાવ્યા કરવાની?"

"હું તુંને સતાઉં છું કે તું મને સતાવે છે, કાઉસ"? પેલી ઓરતે મિજાજમાં કહ્યું; "તું તારો કરાર પાલતો નથી ને સાંખે મને દમ ભરાવે છે? લેઆનત છે તારી એ ચાલપર!"

"પણ બાપુ તું હવે માંગે છે શું?" કાઉસે તેણીને છેરાયલી જોઇ ડરી જઇને તેને નરમ પાડવાના હેતુથી પોતે નરમ પડી જઈ કહ્યું.

"હું શું માંગું છ?" પેલી ઓરતે પોતાને થયલા સવાલના જવાબમાં પાછો તેજ સવાલ કીધો, "હું પૈસા માંગું છું. તું ખુસ્છાઇથી મને પરણ્યો અને પરણીને મને રવડતી નાંખી ભમતો ફરે છે તે તારી ચાલ હવે હું તાંમોશ કરનાર નથી."

"હા, પણ આપણે એકમત થઈને છુટાં પડેલાં છીએ," કાઉસે લગભગ કરગરીને કહયું.

"તે ખરૂં," પેલીએ સમજાવ્યું, "પણ તેમ કરવા માટે તુંએ મને જે હપતા ભરવાને કોલ આપ્યો હતો તે તેં અદા કીધા નથી એ વાત તું વીસરી જાય છે."

"પણ હું કયા ચુલામાંથી તે હપતા ભરૂં?" કાઉસ કગલવા પડયો; "મારા પાસ ખાવાની ખાખ નથી. હું ભરમ ભારી પણ ખીસા ખાલી લઇને ફરતો ફરૂં છું, ને તેવા હાલમાં હું તારે માટે શું કરી શકું?"

"પણ ભીખારી," પેલી ઓરતે ચીરડાઇ–ચીચવાઇને કહયું, "ત્યારે મને ખોટી ખોટી આશાઓ આપી પરણ્યો શું કામ? મને ફસાવી કાંએ? હું એક ગરીબ ગાનારી છોકરી જોઇને તે શું મને ફાંસમાં નાંખી? તું મારો હકદાર ખાવંદ છે કાઉસ, ને જો તું મારો બચાવ નહીં કરશે તો હું તારી આ ધુલ ધુમાસા જેવી હોરમતનો બચાવ રાખવાની નથી."

"જો બાઇ મને સાંભલી લે," કાઉસે પુરતી ગંભીરતામાં સાચ્ચું કેહેવા માંડયું; "હું તારાં આ રૂપપર મોહી પડી તુંને ખોટી આશાઓ આપી પરણ્યો છું એ વાત ખરી, પણ હું એ મારી પરણેલી જીંદગીથી ઘણા લાંબા વખતનો કંટાલી ચુકયો છું. એ મારી આપમતલબી ચાલ જાંણવા પછી તુંબી મને ધીક્કારે છે એટલે તું જો આપણા નેકા જાહેર પાડી મને તારી સાથે સદા વસવાને ફરજ પાડશે તો તેથી નથી તારો હાલ સુધરવાનો કે નથી મારો, ને ઓર સદા કંગાલીયતમાં દીવસો ગુજારી આપણુને કદાચ આપઘાતથી આપણી એ ભાર સમાંન થઇ પડેલી જીંદગીનો છેડો આણવો પડશે. તેનાં કરતાં વધારે સારા ઉપાયો આપણા હાથમાં છે, ને તું જો સમજુ હશે તો તે ઉપર તું મને નીરાંતે અમલ કરવા દેશે."

"અને તે ઉપાયો?" તે ઓરતે અધીરી પડી શકમંદ ઢબે સવાલ કીધો.

"તે ઉપાયો એમ કે આપણા આ નેકા બને ત્યાં સુધી છાનાં રાખવા, અને મારે કોઇ છાંડાવાલાં કુટુંબમાં નવી રવેશે પરણવું," કાઉસે સમજાવ્યું. "હું તુંને જાહેરમાં મારી ઓરત કબુલું તો તું એક ગાનારી હેવાથી મારા કુટુંબનાં નામને નરસ લાગે, ને તેથી

તેઓ મને સદંતર નીવારી મેલ એટલુંજ નહીં પણ કોઈ સારે ઠેકાણે પરણવાની મારી સઘલી આશાઓબી ધુલ મલે, ને તું ને હું સદા રવડતાંજ રહીશું. તે કરતાં એ નેકા તદન છુપા રાખી આએ મારા કાકાનાંજ ઘેરમાં મેં પરણવાની જાલ પાંથરી છે. હું કુમારો છું એમજ હયાં સમજવામાં આવે છે, અને તેનો લાભ લઇ મેં એ મારા કાકાની એકપુરી એક છોકરીને હાથ કરવાની પેરવી કરવા માંડી છે, અને મને ઉમેદ છે કે સેવટે હું ફાવશ. વચ્ચે એક હરીફ હતો તેબી ખુદાનાં કરવાથી દુર થયો છે, ને તેથી હવે મોડે વેહેલે એ મારી ઉમેદને ફલદાર બનવાની વધારે આશા છે. તેમ જો થયું તો તું ને હું નેઆલ થઈશું, કેમકે કાકાનો સઘલો દસ્લો મારે હાથ આવશે. એટલા માટે હાલ તો તું આવી તેવી ગુપચુપ પાછી જા, અને જે થાય તે જોયા કર, ને યાદ રાખજે કે જો કદીબી મારૂં સારૂં થયું તો હું તને વીસરનાર નથી."

"ઠીક છે, જો એમજ છે તો મેં આટલી ધીરજ રાખી તેમાં વલી વધારે;" પેલી ઓરતે કહયું. "કોઇની રવેસે હું મોહતાજમંદ રેહેવા માંગતી નથી, ને હું તું જેવા લુચ્છાને જરાબી ચાહતી નથી, એટલે મને મારાં ગુજરાંણુ માટે મન પુરતા પૈસા મલે એટલે બસ."

હયાં આ પ્યાર ભર્યા માટી બઈઓરતની દીલસોજી ને મોહબત ભરેલી વાતચીત પુરી થઇ, અને કાઉસની પરણેતર જવા ઉઠી. કાઉસ તેને તે આવી હતી તે મોટા દરવાજાપર નહીં લઇ જતાં પાછલે બારણે વિદાય કરવા ગયો, કેમકે રખેને અર્દેશર જાગી ઉઠયો હોય તેનો તેને ડર લાગતો હતો. આ તકનો લાભ લઇ અર્દેશર (જેણે છુપાઇને ઉપલી રકજીક હરફે હરફ સાંભલી હતી તે) ઘરમાં દોડયો—ઓટલાપરની પેલીજ ઇઝીચેરપર અજાંણ્યો થઇ સુઇ ગયો—આંખ ઉપર પેલોજ રેશમી રૂમાલ ઢાંકયો—ને વધારે, એટલા વારમાં ભર ઉંઘમાં પડયો હોય તેમ સાથે ઘંટી દરાય તેમ ઘોરવા લાગ્યો!

અને ત્યારે વાંચનારે જોયું કે પાપી કાઉસ પરણી ચુકેલો છે, ને તે છતાં એક ભોલી ભલી વિશ્વાસુ કુમારીકાનો ભવ ઉંધો મારવા અને આખો સંસાર ધુલ મેલવવા તેણે કમર કશી છે! એક કુમારીકા કે જે બીનઅનુભવી-દુન્યાથી ને દુન્યાના બદમાસો ને તેમના કાવાદાવાથી બીલકુલ બીનમાહીતગાર છે—એક કુમારીકા કે જે પોતે જેવી સાફ દીલ, સાચ્ચી, નીવીમાન અને સદગુણી છે તેવાં

સૌ કોઈ સામાંને વિચારે છે તેવી એક નેકજાદ કુમારીકાનું નખ્ખોદ વાલવા એ બદજાત ઉભો થયો છે, પણ શું તે ફાવશે? અર્દેશર તેનાં એ પાપથી આજે વાકેફગાર છે, તો શું એ જમાને ખાધિલ બુઢો તેના વાંક તરફ આંખ વિચાંમણાં કરશે, ને ગુલ માટે જરાબી દયા દેખાડાવ્યા વના એ ભ્રષ્ટ પાપીને ફાવવા દેશે?—આપણે આ-ગલ જોઇશું.

જયારે કાઉસ પાછો ઘરમાં આવ્યો ત્યારે તેણે અર્દેશરને ઉંઘતો ને વલી સાથે લાગો ઘરાંઘર ઘોરતો જોયો, અને તેને હદ વનાની ધીરજ મલી.

સાંહજ થતાં ગુલ અને તેણીનો પીતા મોટા શેહેરમાંથી પાછા ફર્યાં, અને પછી છેક મોડેથી અર્દેશરે એકાંતમાં કાઉસ સાથ વાત છેડી. "દોસ્ત, કાંઇ તમોને હામદાંન શેહેર તરફ જવું છે વારૂં?" તે બુઢાએ પુછ્યું.

"હામદાંન શેહેર તરફ?" કાઉસે ખરેખરી અચરતીમાં પુછ્યું, "નહી જી. તે તો અહીંથી ઘણું દુર છે; પણ કેમ વારૂં, એ પુછ-વાનું કાંઇ કારણ?"

"હાજી, કારણ એ કે મને કાંહક અગતના દસ્તાવેજો તે તરફ એક ગ્રહસ્થપર મોકલવા છે," અર્દેશરે કહ્યું, "અને તે ઘણુાજ વિશ્વાસુ આસામી સાથ મોકલવા છે. જો તમોને તજદી ઘણી નહીં પડે તો——"

"અરે નહીં રે મુરબી સાહેબ, શાંની તજદી," કાઉસ લટી ગયો, "સુખેથી ફરમાવો. તમારૂં કામ કરવામાં હું મોજ સમજશ.",

"હું તમોને આવવા જવાના પૈસા આપશ, અને તમારી મુ-સાફરી સગવડ ભરેલી થઇ પડે તેમ કરશ," અર્દેશરે કહ્યું.

"એ તો તમો મને અપમાંન કરોછો, શેઠ," કાઉસ દાહયો થયો; "હું કાંઇ ભીખારી છું?"

"અરે તોબા તોબા, એમ નહીં," અર્દેશર કાંગલો થયો; "તમો જેવા પૈસે ગબરને હું કાંઇ અપમાંન કરવા એમ કેહતો નથી, પણ મારે કાંમે જાઓ ને વલી તમારે પૈસે જાઓ એ મને પસંદ આવે નહીં. જો એમ કરવાના હો તો તો માંફ્જ કરો."

"વારૂં ચાલો ત્યારે એબી તમો બુજોર્ગનો સુખન માન સાથ માંથે ચઢાવ્યો," કાઉસ સતો થયો.

"ઠીક ત્યારે," અર્દેશરે કહયું; "આવતી કાલે પાછલી રાત્રે તમો સાહેબ ચાલુ મુકજો, પણ મેહેરબાંની કરીને દીકરી ગુલને કે તેના પીતાને ખબર પડવા દેશો ના કે તમો મારાં કામે જાઓ છો."

"જેમ મરજી," કાઉસે કબુલ રાખ્યું; "હું કાંઇ તાકીદનું મારૂં કામ અડાવશ."

"મેહેરબાંની," અર્દેશરે ઉપકાર માન્યો. "બીજી અરજ એ જે તમો જવાબ લીધા વના આવતા ના. તમો જાતે જે ગ્રહસ્થનું હું નામ ને ઠેકાંણું આપું તેના પાસ જજો, ને તેનો ચોકસ જવાબ લઇનેજ આવજો."

"મારા સાહેબ અદ્દબગ જેવો જવશ ત્યારે શું જવાબ લીધા વગર કે હું પોતે મલ્યા વગર પાછો આવશ?" કાઉસે હસીને કહયું.

"મેહેરબાંની, ઘણીજ મેહેરબાંની," અર્દેશરે ફરી આભાર માંન્યો, ને હયાં તેઓની આ ખાનગી વાત બંધ પડી.

કાઉસ અર્દેશરને કોઇબી રંવેશે રાજી રાખવા માંગે છે. તે લુચ્છાએ ચોરી છુપીથી એ બુઢાની નોંધ પોથીમાં એવું કાંઇ વાંચી લીધું છે કે જેથી તેણે એ ભિંદી શખ્સ તરફની પોતાની વર્તણુક તદન ફેરવીને ભારે માંનભરી કરી નાંખી છે, અને તેનાંજ કારણે તેણે હાલ પોતાની પરણવા અદરાવાની વાત ધબ પાડીનેબી એ દોસાનું કામ કરી આપી તેને રાજી કરવા એક બોલે હા પાડી છે.

પણ અર્દેશરને એ એકાએક શું કામ પડી આવ્યું હશે !

જયારે એ પછી કાઉસ માહીયાર ને ગુલરૂખને મલ્યો ત્યારે સહવાર પડવા પેહેલાં પોતે કાંઇક જરૂરનાં કામ સારૂ થોડા દીવસ બાહેર જઇ આવનાર છે એવું તેણે જાહેર કીધું. આ સાંભલી તે બેઉ બાપ બેટી ઘણાં દલગીર થયાં. માહીયારને જેહાંગીર વના કલ વલતી ન હતી તેમાં એ જવાંનનાંબી જવાથી તેને પુરૂ સહવાશે નહીં એવું લાગ્યું, ને ગુલને પોતાના પ્યારાને થોડા દીવસબી બોહી દેવાને વસમું લાગ્યું; પણ અર્દેશરે તેઓ બેઉને સમજાવ્યું કે તેને કાંઇ જરૂરનું કામ હશે ત્યારેજ જતો હશે, ને વલી થોડા દીવસમાં તો પાછો ફરનાર છે એટલે તે ઉપર દલગીર થવુંજ બેજા છે.

એ પછી આ નહીં ધારેલી મુસાફરીએ નીકલી પડવા આગમચ ગુલ સાથે એકાંતમાં મલી બે બોલ વાત કરી લેવાને કાઉસે ઘણુંબી ફાંફાં માર્યા, પણ અર્દેશરે આજે ગુલનો ને તેનો સુવા

જવાનો વખત થયો ત્યાંયેર જરાબી પીછો મુકયોજ નહીં. કાઉસને એમાં કશું નવું નહીં લાગ્યુ, કેમકે તે તે ડોસાનો એક ફાંટો સમજયો, પણ ગુલ સમજી કે ફાંટા કરતાં એ ભેદી બુઢાનાં એમ કરવામાં કાંઇ વધારે ભરમ સચવાયલો છે, ને તેણી ખામોશજ રહી.

અંતે કાઉસને તે રાત્રે ગુલ સાથ જરાબી એકાંતમાં વાત કર્યા વનાજ સુવા જવું પડયું !

તે રાત્રે અર્દેશરે પોતાના ઓરડામાં એકલો બેસી એકાદ બે લંબાણ વીગતે કાગલો લખ્યાં ને પછી સુઇ ગયો.

બીજી સહવારે સૌથી વહેલો તે ઉઠયો, જઇને કાઉસનું બારણું ઠોકી તેને જગાડયો, પોતે ખડેપુટ આગલ રહી તેને તૈયાર કીધો, ને ઘણુ અગતનું બાંહાનું કાઢી ઘરમા કોઇ ઉઠે તે પેહેલાં તો તેને વાટ ખરચ આપીને રવાના બી કરી દીધો !

નાસ્તાથી ફારેગ થઇ માહીવાંરનાં ખેતરે ફેરો મારી આવવા નિકલવા પછી અર્દેશરે વલી પાછી ગુલને તેનાં બારણાં આગલથી પસાર થતાં રોકી, અંદર બોલાવી અને બેસાડી.

"બેસ ગુલરૂખ," તેણે પ્યારથી કહયું, "મારે તુંને કાંઇ અતી જરૂરનું કેહવું છે."

"મને છાતીમાં એવું લાગયાજ કરતું હતું, કાકાજી," ગુલે કહયું.

"હું દલગીર છું, બાઇ," અર્દેશરે વલી ગંભીર થઇ ચલાવ્યું, "કે મારે તુંને અતી ઘણી નાસીપાસ કરવાની છે. તુંને તારો પ્યાર તરક કરવો પડશે."

"એટલે કાંય?" ગુલરૂખને આ વાત નહીં ગમવાથી તેણીએ લગાર મિજાજમાં કહયું; "એવી રીતે મને કેહનાર તમો કોણ?"

"હું કોણ?" અર્દેશરે ગંભીર દોકું ધુણાવી કહયું, "હું તારો એક સાચ્ચો દોસ્ત એક સૌથી ખરો બેરખાહ છું, સમજી?"

ગુલનો ગુસ્સો આ અસરકારક બોલવાથી સમી ગયો.

"હું માફ માંગું છું, કાકાજી," તેણીએ કહયું. "હું વીસરી ગઇ કે તમો મારા ભલુ કરનાર મુરબી સમાન થઇ લાગા છો."

"ખુદા તારા ખરા મુરબીને તારાં માંથાપર કાયમ રાખો," અર્દેશરે જરાબી ઢોંગ વગર ખરાં જીગરથી દુવા ચાહી. "હવે ત્યારે તું મને સાંભલશે? હું જણાઉં છું દીકરી ગુલ કે કંગાલ કાઉસ તારા પાક હાથ માટે નાલાયક છે. તે બુરો તુંને ફસાવા વના બીજું ક-

શું જાંણુતો નથી. દીકરી તું માનશે નહીં, પણ ખરી વાત છે કે એ છુરકો તો પરણેલો છે ને એની એક બાયડી હયાત છે."

ગુલ આ સુખનો સાંભળતાં એક ખુરસીપર ફસડાઈ પડી. તેણીએ એ શું સાભળયું?

"તે પરણેલો છે, અને તેણી એક નીચ નારવા હલકી નીતીની ઓરતને પરણેયો છે." અર્દેશરે ખુલાસો જારી રાખ્યો, "એ ગુનેહગાર તે ઓરતને ચાહતો નથી ને તે ઓરત એને ચાહતી નથી. તે ઓરત ફકત એની તરફના પઇસાને ચાહેછે. એવો એક દલદર તું જેવી એક સકુમારી સુંદરીને મોહબતને લાયકનો નથી, અને તેથી એક કામને બાંહણે મેં તે નાપાકને તારા રસતામાંથી દુર કીધોછે. એ તેનું પાપ મેં કેમ પકડયુંછે તે વાત જવા દે, પણ તારાં સારાં ભાયગે એ પાપ મેં પકડયુંછે એ ખરી વાત છે. કાઉસને જાહેરમા ઉંધાડો પાડી તારા બાપનું દીલ દુખવવા મને ગમયું નથી. તારો બાપ તે ધીક્કાર પામેલા શખશને પોતાનાં ઘરમાંથી લાત મારીને હાંકી કાઢે એવી નામોશી તેનાપર લાવી નાંખવાનું પસંદ આવયું નથી, ને તેથી મેં તુરત વેલા ઝેહેરે નહીં પણ ગોસે મારી તેને તારાં ઘરમાંથી દુર કીધોછે, ને એવી રવેસે દુર કીધો છે કે તે ફરી તારાં ઘરમાં પગ મેલવાની હીંમત કરનાર નથી. એ તારા પ્યાર માટે અથવા તે પ્યારની નાસીપાસી માટે તારા ભલા બાપને કશુંબી જણાવાની જરૂર નથી, ને એવા એક પ્યારની નાસપાસી માટે મારી દીકરી તને ગમ કરવો જરા બી સજાવાર નથી. તેના તરફ મને એટલો ગુસ્સો અને ધીકકાર તેનું પાપ જાંણવા પછીનો પેદા થયેોછે કે તે ઠગાઇભરી મોહબતનો એક ખોટો સુખનબી બોલી તે પછી તારા કાંન તે અપવીત્ર કરે નહીં તેની મેં લાગત સંભાલ રાખી, ને જતી વખતે તારા ગોલાબી રૂખસારપર તે હવસી દુકતો એકબી નાપાક બોસો લીએ નહીં તેની મેં કાલજી કરી તેને રવાના કીધોછે."

"મારા મુરબીજી, મારૂં ભલું કરનાર, મારા સૌથી સાચ્ચા ખેરખાહ," ગુલ જુસ્સામાં આવી અર્દેશરના હાથમાં ધસી જઇ તેની છાતીપર માંથુ નાંખી રડી પડી બોલી, "તમોએ મને કેવી બચાવી છે! કેવી નામોશી–કેવાં જનમ સુધીનાં સંકટ ને સંતાપથી કેવી કાલજીભરી રેહેમ દીલાથી તમોએ મને ઉગારી લીધી છે. અરે, અરે, એવાં ભારે હેસાંન થાના પારમાં? હું તમારો શું ઉપકાર જાંણુશ?"

"દીકરી" અર્દેશરે ખરાં દીલની લાગણીથી પોતાની આંખમાંથી એક આંસુ લુછી કહયું. "તારી આવી રૂડી ચાલ તેજ બદલો છે. સારી ચાલનાં આનામીઓ મારી આંખની કીકી છે."–અને તે બાપ સમાન ભલા બુજોર્ગે પેહલીજ વાર તેની છાતીપર માંથુ નાંખી પડેલી તે જવાંન અબલાનાં ખુબસુરત કપાલપર એક બોસો લીધો.

"એવા એક બદમાસની સોહબત માટે ગમ કરવો," ગુલે પોતાનાં આંસુ ધીક્કાર સમેત ખંખેરી નાંખતાં કહયું," તેમાંથી પાપ છે. ઓર મારે ખુશી અને સુખી થવું જોઇએ કે હું એ બોહારીની ખીણમાં ગબડી પડતાં બચીછું."

"બરાબરછે, આફરીન છે," "અર્દેશરે ઉતેજન આપ્યું, "ને હવે જા દીકરી, મન લગાડી તારાં ઘરનાં કામે વલગ."

---

## પ્રકરણ ૧૦ મું.

### અર્દેશર.

ઉપલી વાતને વલી એક માસ વહી ગયો. એ અરસામાં કાઉસ પોતે પાછો ફર્યો તો નહીં પણ તેણે એક કાગલનો ટુકડો વટીક પોતાના કાકાપર અથવા તેની મહેરેનમુન બેટીપર લખવાની કદી હીંમત કરી નહીં. બુઢા અર્દેશરે એ અરસામાં માહીયારને કાઉસની બદફેલીની થોડી ઘણી વાતચીતથી વાકેફ કીધો હતો, ને તેવો એક નાલાયક જવાંન તેના કુટુંબમાંથી દુર થયો તે માટે માહીયાર ઘણો ખુશી થયો હતો. તેને ઇનસાફ આપવા તોપણ અમારે જણાવવું ઘટે કે પોતાના મરનાર ભાઇના એ એક પુરા ચેરાગની બદકારીની વાતથી વાકેફગાર થતાં ભલા માહીયારને ભારે દુઃખ થયું હતું. એમ કરતાં તે સમજી નહીં શકતો હતો કે અર્દેશરને કાઉસ સંબંધી એ માઠી વાતોની કયાંથી ખબર પડી ને તેણે એવાં એક જુઠાં બાંહણાંથી તે પોરીયાને એ ઘરમાંથી કેમ અને કાંવ દુર કીધો. તેણે એ મકસદના એકાદ બે સવાલ અવાર નવાર અર્દેશરને પુછયા ખરા, પણ તેને તેના જવાબો બાબસુસ ઉડાવતો જોઇ તેણે ને બોહસથી પુછી લેવાની કનવાર કરી નહીં, અને એ વાત હયાંજ બંધ પડી.

અર્દેશરને માહીયારનાં ઘરમાં આવી રેહવાને હવે ચાર માસ થયા હતા, અને તોબી હજી તે માહીય

ઉડાવાની હીલચાલ કરતો જરા પણ જણાતો ન હતો. ગુલ અથવા માહીયાર આથી નારાજ ન હતાં; ઓર તેઓ એ બુઢાને ખરેખર એવી રીતે ચાહતાં શીખ્યાં હતાં કે હવે તો તે એ કુટુંબનોજ એક થઈ પડયો હતો, અને હવે જો તે જાય તો માહીયારને મુતલગ કલ નહીં વલે એમ હતું.

અરદેશર આગલ કોઇપર પણ કશાં કાગલ લખતો ન હતો, કાંકે વાંચનાર જાંણેછે કે તેનાં કેહવા મુજબ તેનું કોઇ પણ ઓલખીતું પીછાંણતું યા સગું વ્હાલું આ વીખ્યાત સૃષ્ટીમાં હતું નહીં; પણ માહીયાર અને ગુલ ઘણાં અચરત થતાં હતાં કે કાઉસને કામને બાંહણે કાગલ પતરો આપી કેડે રવાના કરવા પછી તે હમેશ રોજ કાગલોપર કાગલો લખવામાં ઘણો ખરો રોકાઇ રેહતો હતો.

એક દીવસ માહીયારે ખાનાપર વાત કાહી. "રફીક અરદેશર," તેણે કહયું, "તમોને ખબર કે? પેલો મોટો માતબર મેહેલ કેની જે તમો લુચ્છા કાઉન સાથ જોવા ગયા હતા તે તો છુપાછુપ કોઇએ વેચાતો લાધો!"

"છુપાછુપ! એટલે તે વલી કેમ?" અરદેશરે અચરતી બતાવી, "જો છુપાછુપ હોય તો તે લેવાયો છે એમ જાહેર કેમ થાય?"

"ત્યારે તમો સમજયા નહીં," માહીયારે સમજ આપી; "એ મેહેલ ખરીદાઇ ચુકાયો છે એમ તો જાહેર થઇ ચુકયું છે, મગર તે ખરીદદાર કોણ છે તે જણાતું નથી."

"હં એમ?" અરદેશરે ટુંકમાં પતાવયું, "હોય."

"એનો ખરીદદાર કેટલો મોટો ધનવંત હશે!" ગુલરૂખે ખરાં જીગરથી અચરતી બતાવ્યું.

"હોય એટી હોય," અરદેશરે વલી પતાવ્યું.

"કેહછ કે તે હવે આજ કાલ પોતાના કબીલા સહીત એ મેહેલમાં આવશે, ને તેને જોવાને આખું ગામ ઊલટમંદ થઇ રહયું છે."

"મને બી તેને ને તેનાં કુટુંબને જોવાની ઘણી ઘણી ઉલટ થાય છે;" ગુલે ઉલટ બતાવી.

"પણ તમો લોક કહોછો કે તે કોણ છે તે જણાયું નથી," અરદેશરે હસીને કહયું, "ત્યારે વલી તે કુટુંબ કબીલાવાલો છે એમ કોણ જોઇ આવ્યું?"

"કા એ નહીં કાકાજી," ગુલે સમજાવ્યું, "એટલી આપણે અટ-

કલ નહીં કરી શકીએ? જો તે એખલા જીવનો હોય તો આવી ગં-જાવર રકમ આપી તે એ મેહેલ કદી ખરીદે ખરો? તેના કુટુંબ કબી-લાને માટે તે એટલો ખરચ કરે એ વાત વધારે વાજબી ઠરેછે."

"હું તારી તકરાર સાંભલયા પછી તને એકમત છું, દીકરી ગુલ," અર્દેશરે કહ્યું, "પણ હવે આએ તકે મારાં મેહેરબાંનો તમો મને જણાવાની રજા આપશો કે હું આવતી કાલે સહવારે સકારે તમારૂ મકાંન છોડી જવાનો વીચાર રાખું છુ."

"છોડી જવા?" માહીયારે ને ગુલે એકજ વખતે એકજ અવાજે બુમ પાડી.

"હા," અર્દેશરે કહ્યું. "તમો મેહેરબાંનોની મેહમાનદારીનો છેક માન્યામાં નહીં આવે એટલો ગેરકાયદે લાભ મેં લીધો છે. હું કોણ છું તે જાંણ્યા વના ફક્ત રસ્તેથી મને પડેલો ખડેલો ઉંચકી લા-વ્યા બાદ આજ ચાર ચાર માસ થયા તમોએ અતરે રેહેવા દીધો છે એ મેહેરબાંની કાંઇ નાની સુની નથી, ને એ રીતે હજી વધારે હું તમને બોજો થઇ પડું એ ખ્યાલીત મને શરમ ભરેલું છે"

"બોજો?" માહીયારે દુઃખથી કહ્યું, "રફીક તમો મને ગેર-ઇનસાફ કરોછો. હું ખરૂં કરી કહુંછું કે મને તમારો એટલો બધો સહવાસ પડી ગયો છે કે તમો જવા પછી મને જરા ગમશે નહીં. હવે તો મારાં ઘરમાં મારા જેહાંગીરની વસતી બી નથી"—ને ભલા માહીયારે હયાં એક આંસુ લુછયું—"ને તેથી મારૂં ઘર તમો બી જશો તો મને વધારે કરડવા આવશે."

"હું તમોને કાકાજી કેહતી આવીછું," ગુલે આ બુઢાની જુદા-ઇના વિચારથી લગભગ રડી દઇ કહ્યું, "અને તમો ખરેખરા કા-કાજી હો તેમજ હું તમને ચાહતાં શીખીછું ત્યારેજ રહી રહીને તમો જવા તૈયાર થયાછો એ ઘણું ઘાતકી છે. તમો જવાના હતા તો અમોને એટલો પડોશ કાંય લગાડયો?"

"પણ દીકરી મારી," અર્દેશરે હસીને કહ્યું, "તું હજી કયાં વેર મને તારાં ઘરમાં રાખશે?"

"કયાં વેર?" ગુલે કહ્યું, "હવે તો તમો રહો તો સદા."

"તમો મારાં કુટુંબનાજ આસામી હો તેવું થઇ પડયું છે," માહીયારે કહ્યું, "અને તેથી હું મારે તેમજ મારી ગુલને ખાતર ખાસ જીગરથી માંગી લઉંછું કે હજી બી તમો તમારો વિચાર ફેરવો."

"તમારી બંનેની એ હજારો ભલાઇના બદલામાં," અર્દેશરે કહ્યું, "હું તમોને જરાબી નાસીપાસ કરવાને ઘણો દલગીર છું, પણ હવે મને માફ કરો. હવે મને જવા વના ચાલે નહીં એમ છે."

"પણ તમો કયાં જશો?" ગુલે ચિંતાતુર અચરતીમાં પુછયું.

"કયાં?" અર્દેશરે કહ્યું, "વલી મારાં ઘરમાં!"

"પણ તમારૂં ઘરજ કયાં છે?" ગુલે સવાયોપર સવાલો જારી રાખ્યા, "તમો તો તે દીવસે કેહતા હતા કે તમારૂં ઘેરજ નથી."

"અને ત્યારે હું ખરૂંજ કેહતો હતો દીકરી ગુલ," અર્દેશરે કહ્યું. "જુઠું બોલું તેવો હું આસામી નથી. તે વેલાએ મારૂં ઘર નહીં હતું, પણ હાલ ગરીબ સંસારે હું જીવું ત્યાંવેર રેહવાને મેં એક ઘર જોઇ કાઢયું છે."

ગુલ અને માહોવાર વધારે રેહવાને અર્દેશરને હજી બોહસ કરત, પણ તેટલાં તેઓના નોકરે આવીને માહીયારના હાથમાં એક ચીઠી મુકી, અને જણાવ્યું કે તે માતબર મેહેલના કારભારી તરફથી એક શખ્સ આપી ગયો હતો.

નોકરનાં જવા પછી માહીયારે તે ચીઠી ખોલી. માતબર મેહેલના ખરીદદારે ત્યાંના સઘલા જુનાજ નોકરો ને કારભારીને પોતાની નોકરીમાં રખાવ્યા હતા એમ વાત થતી હતી, ને એ જુનો કારભારી માહીયારનો ઓલખીતો પણ હતો એટલે તેના તરફની ચીઠી જોઇ તે કાંઇ અચરત થયો નહી; એમ છતાં જયારે તેણે તે ચીઠી ઉઘાડી અને વાંચી ત્યારે તે ખરેખર ઘણો અચરત થયો, અને તે ચીઠી મોટે સાહદે વાંચવાને તેણે ગુલને આપી. ગુલે તે વાંચી, અને તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"શેઠજીની ખીદમતમાં સલાંમ સાથે લખવા મકસદ એ કે માતબર મેહેલના નવા માનવંત ખરીદદાર સાહેબ આવતી કાલે અતરે પેહેલ વેહેલા આવી રેહનાર છે, જે વેલાએ એ મેહેલમાં એક જીઆફત થનાર છે, માટે મને અરજ કરવાને ફરમાશ થઇ છે કે તમો સાહેબ તમારાં કુટુંબ સહિત જરૂર કરી કાલે સહવારે ૯ કલાકે તેમાં ભાગ લેવા તજદી લેશો. અગર ઘરમાં કોઇ પહરોણા હોય તો તેમને બી જરૂર કરી સાથે લાવવા કશી જુદાઇ સમજવી નહીં.

એજ અરજ.

લા૦ હું છું, તમારો નમનતાઇ ભરેલો સેવક,
જામાસ્પ જાબુલી,
માતબર મેહેલનો કારભારી."

"કેવી અજાયબી," ચીઠી વંચાઇ રેહતાં માહીયારે કહ્યું,

"જામાસ્પ આપણને માતબર મેહેલના માલેકને નામે ઇજન કરેછે, ને તોબી તે માલેકનું નામ નિશાંન કશું આપતો નથી!"

"કદાચ વીસરી ગયો હશે," અર્દેશરે મત આપ્યું.

"પણ વારૂં ત્યારે દોસ્ત અર્દેશર," માહીયારે કહયું, "તમોને બી એ કાલની જયાફતમાં ઇજન છે તો કાંઇ નહીં તો એ ઇજનને ખાતર તો બે દીવસ વધુ થોભો. કાલે અમારા સાથે જયાફતમ આવો ને પરમ દીને સધાવજો."

"હા હા કાકાજી," ગુલે પોતાના બાપની દરખાસ્તને કાલા-વાલા સમેત ટેકો આપ્યો, "એટલો અમારો સુખન રાખો."

"તમારી આટલી બધી મેહેરબાંનીઓ છતાં તમારા બધાજ સુખન પાછા કેમ ફેરવું?" અર્દેશરે કહયું; "ચાલો વારૂં, મારે કબુલ છે."

ગુલ અને માહીયાર આ ઠેડાવથી અતી ઘણાં ખુશ થયાં. તેઓ અર્દેશરને એટલો ચાહતાં શીખ્યાં હતાં કે તેની સંગતનો જે એક દીવસ વધુ મળ્યો તે તેઓ ખુશી સાથે ગનીમત ગણતાં હતાં.

બીજે દીવસે ઇજનમાં ફરમાવેલે વખતે ગુલ માહીયાર અને અર્દેશર માતબર મેહેલની જયાફતમાં ભાગ લેવા જવા તૈયાર થયાં. ગુલ અને માહીયાર સાદા પણ શોભીતા સફાઇદાર અને નવાં પોશાકમાં તૈયાર થઇ નિકલ્યાં, પણ અર્દેશરે તો જે કપડાં ઘરમાં પેહેરવાનાં હતાં તેજ ચલાવ્યાં! તેણે તો તે બદલીને એક બીજી સોજી જોડ પેહેરવાની બી દરકાર કરી નહીં. માહીયારને અને ગુલને એ પસંદ આવ્યું નહીં, પણ તેઓ તેને એ પોતાની નાપસંદગી જાહેર કરે તો તે મનમાં ઓછું લાવે માટે તેઓ ખામોસ રહ્યાં, ને પછી માહીયારની સૌથી ભપકાદાર ગાડીમાં સ્વાર થઇ તેઓ ત્રણે માતબર મેહેલના માલેકને મલવા ને તેણે આપવા કાઢેલી જેઆફતમાં ભાગ લેવા ચાલ્યાં.

એ મોટા મેહેલના દરવાજામાં જયારે ગાડી દાખલ થઇ ત્યારે તેમને જોઇ ઘણાક નોકરો બાહેર નિકલી આવ્યા અને માહીયારને નમીને સલાંમ કરી. કારભારી પોતે પણ દોડી આવ્યો, પણ માહીયાર ઘણો અચરત એમ થયો કે માતબર મેહેલનો માલેક પોતે તેઓને લેવા આવ્યો તો નહીં એટલુંજ નહીં પણ તે ધારતો હતો તેમ મેહેલમાં પહરોણાઓની ધામધુમ ગરબડ સરબડ કે તૈયારી વગેરે કંઇ નહોતી! સઘળું મુવાંનાં મસાંન જેવું શાંત અને ચુપ હતું. એ શું?

## પ્રકરણ ૧૧ મું
### માતબર મેહેલનો માલેક.

માહીયારે કારભારીને પુછયું ત્યારે તેણેભી અજાંણુપણું બતાવ્યું. "મુરબી સાહેબ અમો કોઇ અમાગા નવા શેઠનું નામ હજી જાણતા નથી. તેઓ હજી આવ્યા બી નથી પણ જે વખત જાયછે તેમાં તેઓની આવવાની વકી છે."

માહીયાર આ જવાબથી વધારે અચરત થયો. "પણ ભાઇ જામાસપ," તેણે પુછયું, "ત્યારે તુંને આોને તેડું કરવા કોણે કહયું?"

"તેઓનો એક મુનીમ ગઇ કાલનો અહીં આવેલો છે," જામાસપે સમજાવ્યું, "ને તેણે મને તેડાં કાઢવાનો હોકમ આપ્યો."

"વારૂં ત્યારે મુનીમ કયાં છે?" માહીયારે પુછયું.

"તેઓ અંદર અની ઘણું કામમાં છે," જામાસપે કહયું.

"પણ ત્યારે નોતરેલાં લોકમાંથી બી કોઇ આવ્યું નથી!" માહીયારે અચરતી બતાવવી જારીજ રાખી. "તેડાં કેટલાંક છે?"

"કાંઇ ઘણાં નહી," કારભારીએ કહયું; "ફકત અરધી દજન ઇજન છે."

"બસ?" માહીયારે કહયું, "પણ વારૂં ત્યારે તેઓ બી કયાં છે?"

"તેઓ કાંઇ આ ગામનાં નથી. તેઓ તો મોટા શેહેરનાં છે," કારભારીએ કહયું. "તેઓને આવતાં હજી વાર થશે."

"અરે બાપુ ત્યારે તું ભુલતો હશે," માહીયારે કહયું, "તો શા શેઠ મને ઓલખે નહી પીછાંણે નહી ને મને શાંનું ઇજન કરે! આખાં ગાંમમાં શું હું એકલોજ છું? ચાલ ત્યારે મને પાછો જવા દે."

"અરે નારે શેઠ," કારભારી આડો થયો, "એ શું વાત કરોછો! ભુલ શાંની? ચોકકસ તમારૂં નામ નિશાંન મને આપવામાં આવ્યુંછે. અંદર પધારો, ઓપ બધાં આવતાં હશે."

"બાવાજી હવે પછાં જવાનું તો નરસ લાગશે, ચાલો," ગુલે કાંનપર પડી સલ્લાહ આપી.

"ત્યારે તો ભાઇ જામાસપ તારાં લખ્વા મુજબ હું મારા એક પહરોણાને બી લેતો આવ્યોછું," માહીયારે અર્દેશરને બતાવી કહયું; "એઓનું નાંમ અર્દેશર શેઠ છે."

જામાસપે અર્દેશરને જોઇને પ્રગટ ટીચકું કાંધું!

માહીયારને આથી ખથીયાંણું લાગ્યું પણ જાણે તેણે તે જોયું

નહીં હોય તેમ ગુલને લઈને અંદર આવ્યો, ને અર્દેશર તેનો નોકર હોય અથવા આસેપાસે શું વાતો થાય છે—શું બોલાય છે તેની જરાબી તેને દરકાર નહીં હોય તેમ સ્વતંત્ર ઢપે તઓની પુઠે ચાલ્યો.

"એવા પહેરોણા નહી લાવતે તો આપણા નવા શેઠ રૂશાઇ બેસતે," પેલા કારભારીએ તેઓને ચાલી જતાં જોઇ ધીમે ટીકા કીધા.

"અરે કોઈ દેખ્ખતો ભીખારી કે બાવરચી જેવો છે," એક બીજા નોકરે કહ્યું, "એનું હયાં કામજ શું હતું?"

માહીયાર ને ગુલ આગલ ચાલતાં હોવાથી તેઓએ આ ટીકાઓ સાંભલ્યા નહી, પણ અર્દેશર ધીમે કદમે પછવાડે ચાલતો હોવાથી તેણે તે આબાદ સાંભલ્યા. તે સાંભલી તે ચીરડાયો નહીં પણ મનની સમાધાંનીમાં ફરીને તેણે તે નોકરો પર એવા તો ગભીર ડાઇના ડોલા કાઢયા કે તે નોકરો શરમાઇ ગયા, એટલુંજ નહીં પણ આ "ભીખારી" ને "બાવરચી" ના એ દબાદબા ભરેલા ડાઇથી દધાઇ ઠકરીને ધ્રુજવા પડયા!

એટલુંજ જોઇ અર્દેશર પાછો ફર્યો, ને વલી માહીયાર ને ગુલની પછવાડે તદન બેદરકારીની ઢપે ચાલવા લાગ્યો.

હેઠલા ખણમાંથી તેઓ ચીતરી આવી જાય એવા રોણકદાર સંગેમરમરના સોભાયમાન દાદરપરથી ઉપર ગયાં, અને તે ઊંચો મજલો ફરી વલી સેવટે તેની બાહેરની મોટી ફરતી અગાસીપર આવી ઉભાં. હયાંથી આસપાસનો દેખાવ અતી રલીયાંમણો નજરે આવતો હતો અને તે દેખી ગુલનું મન ચકીત થઇ ગયું.

"કેવું મનહર મકાંન છે!" ગુલ ખુશ ખુશ થઇને બોલી, "રેહવાને વાસ્તે કેવો બેહેસ્ત સરીખો બાદશાહી મેહેલ છે."

"અને એજ મકાંન અને એજ મેહલ કોઇ તને આપી દીએ તો તને ગમે કે વારૂં?" અર્દેશરે ખુશ મિજાજે હસીને પુછયું.

ગુલ શરમાઇ ગઇ.

"તમો મારી મશકરી કાંએ કરોછ, કાકાજી." તેણીએ હસીને કહયું; "હું કાંઇ એવી આપમતલબી અદેખાઈથી એ મકાંન વખાંણતી નથી."

એજ વખતે હેઠે ગાડીઓનો ખખડાત આવ્યો, ને તુરત બે.

ભપકા ભરેલી ગાડીઓ એકેક પછવાડે આવી પોંહોચી. ગુલ અને માહીયાર પ્રથમ તો સમજ્યાં કે તે મેહેલનો માલેક ને તેનું કુટુંબ હશે, પણ પછીથી બંને ગાડીઓમાંથી એકેક મરદ ને બબે છોકરીઓને ઉતરતી જોઇ તેઓએ જાણ્યું કે તે જે બીજાં પહરોણાંઓ દુરથી આવનાર હતાં તેજ હશે. તેઓ ઉપર આવે તેટલાં ગુલ ને માહીયાર પાછાં ફર્યાં અને પછવાડે ફરી જોય છે તો અર્દેશર ત્યાં હતો નહીં !

"એ કાકાજી કયાં ગયા ?" ગુલે અચરત થઇ પુછયું.

"આસેપાસેનાં દીવાંનખાનાંઓમાં ફરતા હશે," માહીયારે અટકળ કરી.

એજ વેલાએ પેલાં પહરોણાંઓ આવી પોંહોંચ્યાં ને તેમને જોતાંજ માહીયારે અચરતીની બુમ પાડી દીધી. તે પહરોણાંઓ કોઇજ નહીં પણ તેની બે મરનાર બેહેનોના ખાવંદો અને તેઓની બબે બેટીઓ હતી! એઓ બી હયાં કેમ ?

એ સગાંઓમાં તેની વડી બેહેનનો વર નામે ગોદરેજ સાઠ વરસની ભરતીમાં આવેલો એક પડી ભાગેલો પણ તકોબરીમાં મરી રહેલો તુંદ ઉમરાવ હતો. તેના પાસ હવે પૈસા ઝાઝા નહીં હતા—બલકે તેના માંગનાર ઘણા હતા તોપણ તે નાંખપર માંખ નહીં બેસવા દે એવો હતો. તેની બે બેટીઓ નામે રોદાબે અને મેહેરીન હતી, ને જેઓ કશી ખુબસુરત નહીં છતે ખુબસુરત દેખાવા કુદરતથી સરસ થવા માંગતી હતી, ને રંગના લેપડા ને ઘરેણાં ગાંઠાં તથા ભપકાદાર પોશાકોના પાર વનાના ઢગલાથી તેઓ ખુબસુરત દેખાવાની કોશેશ કરી નીકલી પડેલી હતી. તેઓનાં નાકનાં ટીચકાં ફુલી ગયલાં હતાં ને બાપના તોર ને મિજાજનો તેમને વારસો મલેલો પ્રગટ જણાતો હતો.

બીજો બનેવી નામે ધસતમ હતો. તે એટલો બધો મીજાજી નહીં હતો પણ તેથી કાંઇ સાદો અથવા સભ્યતાવાલો નહીં હતો. તેબી કડકો હતો અને તોબી તેનાબી ઢોંગ ભરેલો રોબ ને દમામ ભારે હતો. તેની બેટીઓ શેહેરોય ને શીરીન નામે હતી જેઓ રોદાબે ને મેહેરીન કરતાં ખરેખર ઘણી વધારે ખુબસુરત હતી ને ખચીત ઘણી ઓછી મીજાજી હતી. તેઓમાં લાયકી ઠીક હતી પણ તેઓનો બેવકુફ બાપ આ બંને છોકરાઓને તેના મિજાજની

નકલ કરવાની તેમની મરજી ઉપરાંત ફરજ પાડતો હતો. અમોએ આગલ કહેલું છે તે વાંચનાર વીસરી નહીં ગયાં હોય કે આ સઘલાં સગાંઓ (કદાચ શેહેરોય ને શીરીન સિવાય) બુઢા માહીયાર ને તેની લાયકીવાલી મેહરેનમુન બેટીને હલકાં બુરજીગર અને અભણ ગામડયાં સમજી હીણતાં હતાં.

એ સગાઓનાં ઓરડામાં આવતાંજ માહીયારે તેમને ઓલખી કાઢયાં ને તેમને ઘણે વરસે જોવાથી ખુશ ખુશ થઇ જઇ પોતાના ભોલાં દીલની ભલાઇમાં તે હરખ ભર્યો તેમને ભેટવા દોડયો. ગોદરેજ ને તેની બેટીઓ આગળ હતી તેઓએ તેને ને તેની બેટીને તુરત ઓલખીયાં, પણ તેઓ તેમને ત્યાં જોઇ જરાએ રાજી થયલાં જણાયાં નહીં. માહીયારે જઇને પ્યારથી શેકહેંડ કરવા ગોદરેજનો હાથ લેવા માંડયો ત્યારે તે અદુખરાએ તેને તવંગર રોબથી પોતાના હાથનું એક આંગલુ આપ્યું! માહીયાર એટલો ખુશ થઇ ગયો હતો કે એ હીણવા ઉપર ધ્યાંન નહી આપતાં પોતાની બેહેસ્તનસીન બેહેનની બેટીઓને તેમની મરજી ઉપરાંત તેણે ચાંપીને કોટી કરી, ને પછી પછવાડે ધસતમ ને તેની બેટીઓ હતી તેઓ તરફ દોડયો. તે ધસતમે શેકહાંડમાં આપ્યાં બે આંગળાં આપી કદરદાંની બતાવી! હાં પણ શીરીન ને રોદાબેને તેણે કોટી કીધી જેમાં તેઓએ ઘણું સારૂ દીલ બતાવ્યું.

"આવ દીકરી ગુલ, આવ બેસી શું રહીછ?" ખુશ થઇ ગયલા માહીયારે ગુલને જબરીથી તેડી; "આએ તારા ફુવાઓ ને આએ તારી ફુઇની છોકરીઓ."

ગુલ તે છોકરીઓને બાપનાં ફરમાંનને માન આપવા કોટી કરવા ગઇ, પણ રોદાબે ને મેહેરાને ટીચકું કરીને મોં મરડયું ને શેહેરોય ને શીરીને પોતાના બાપથી બાહીતી બાહીતી કોટી કીધી!

નમનતાઇની સઘલી લાયકાતો એક તવંગરના મેહેલ કરતાં એક ગરીબની ઝુપડીમાં વધારે મલી આવશે એ વાત કોણ ના પાડવાની હીંમત કરશે? કયો મોહતાજમંદ શખ્સ એક તવંગરને ત્યાંથી વગર ખુશામતે પોતાનું કામ પાર ઉતારી પાછો ફરશે, ને કયો ઓશીયાલો જીવ એક ગરીબની ઝુંપડીમાંથી તેની ગુંજાસના પ્રમાણમાં પોતાની માંગી મુરાદ મેલવ્યા વના પાછો ફરશે.?

માહીયાર અને ગુલે તેમનાં સગાંઓની આ ધીટકાર વરસાવા જોમ

ચાલ હવે પ્રગટ જોઇ, ને તેઓ ગુસ્સો કરવા કરતાં તેમની એ ચાલ ઉપર દુઃખી વધારે થયાં. એજ વખતે પેલો અર્દેશર ઓરડામાં આવ્યો. તેણે બાજુએ છુપ્યો ઉભો રહી આ સઘલો તમાશો તપાસ્યો હતો ને તે હવે અંદર આવ્યો. તેને જોઇ માહીયારે તેને ઓલખાવાની સભ્યતાના કાનુનો પ્રમાણે પોતાની ફરજ વિચારી. તે જાંણતો હતો કે તેને જોઇને અથવા ઓલખીને તો તેનાં ગુમાખદાર સગાઓ ફફડોજ પડવાનાં ને તેથી તે બચારા ગરીબ ગ્રહસ્થને નાહક અપમાન થશે, પણ તેમ છતાં તેની ઓલખાંણ કરવા વના ચુપ રહેવું જંગલીપણાંની નિશાન થઇ પડે માટે તેણે તેમ કીધું.

"બેરાદરો, બેઠીઓ," તેણે કહ્યું, "આએ મારા એક લાયકીવાલા મીતર નામે અર્દેશર છે."

આ સાંભલતાંજ ગોદરેજ ને ધનતમે તો જાંણે તેમને કેવું ક એ ઓલખથી અપમાંન થયું હોય તેમ નેણ ચઢાવ્યાં, ને રોદામે ને મેહેરીને તો જાંણે જીવપરજ કરવા માંડ્યું.

"નહીં, નહીં," અર્દેશરે તેમની એ હીલચાલો તપાસી લેવા પછી અતી ઘણા ગંભીર દબદબામાં ઘાગ અસરકારક સાહદે કહ્યું. "મારૂં નામ અર્દેશર નથી. માહીયાર હું તારો દોસ્ત છું—તારો જીવેજાનનો દોસ્ત છું, પણ તે દોસ્તથી બી વધું છું. માતબર મેહેલનો માલેક હું પોતે છું. આએ માલ મીલકતનો ખરીદનાર હું છું, અને દીકરી ગુલ આજ વેર જેને તું ફકત અદબને ખાતર કાકાજી કેહતી આવી છે તે તારો ખરો સગો કાકો છે. બેરાદર માહીયાર"—અને હાં તે બોલનારનો સાદ તેની છાતીના ઉભારાઓ સામે ટકી નહીં શકવાથી ગગલી પડયો ને તેની આંખમાંથી આંસુ નીકલી પડે તેમ થયું—"બેરાદર માહીયાર આવ ભેટ મને. હું તારો સગો ભાઇ છું. ચાલીસ વરસ ઉપર ગુમ થઇ ગયેલો તારો બેરાદર જાલેજર જેને તમો સૌ કોઇ મુવેલો સમજો છો તે જીવતો છે, તે તમારી પાસે હાજર છે—તે હું છું!"

---

## પ્રકરણ ૧૨ મું.

### જાલેજર.

અર્દેશર (જેને હવે આપણે આપણી વારતામાં જાલેજરનાં ખરાં નામથીજ ઓલખશું તે) ઉપલું ઘણી મુશકેલાઇએ બોલી રહ્યો,

પણ તે બોલી રહ્યો ત્યારે તેની લાગણીઓએ તેને આજેજ કીધો, ને તે પાસેની એક ખુરસીમાં બેસી પડયો. તેનાથી રડયા વના રહેવાયું નહીં, અને પોતાની બુજર્ગ ચશમોમાંથી આંસુ ટપકાવી તેણે પોતાની ગુંગળાતી છાતીને ખલાસી આપી.

"કોણ ?" માકીયારે ખુશીથી ફાટ ફાટ થતી છાતીએ ઉપલો ખુલાસો સાંભળતાં પોકાર માર્યો, "મારો બાપ તોલનો ભાઇ! અર્દેશર તે મારો સગો ભાઇ જાલેજર! યા ખુદા એ હું શું સાંભલુંછ! હું જાગું છું કે ઉંઘું છું ?"—અને બીજી પલે તે જઇને પોતાના ભાઇને ચાંપીને ભેટી પડયો.

કાંઇક વરસોના મેલાપ પછી એ હરખ ભરેલા મેલાપમાં ભેટી પડેલા તે ભાઇઓ ઘણે વારે છુટા થયા. એ પછી બાપ તરફથી ઇસારત થતાંજ રોદાબે અને મેહેરીન તેના તરફ ધસી ગઇ ને તેને કોટી કરી ચુમીઓ લેવા પડી. "ઓ મામાજી! મામાજી," તેઓએ કહ્યું, "અમો તો બાવાજી સાથે રોજ તમારી વાત કરતાં હતાં, ને તમોને મુએલા જાંણી રોજ વીલાપ કરતાં હતાં."

ગોદરેજે એક ને ઘસતમે બીજો હાથ એમ જાલેજરના હાથ હાથમાં લઇ તે બંને બુઢાઓ બી હવે જાલેજરની ખુશામત કરવા પડયા હતા. શીરીન ને શહેરોઝ પણ ભેટતી હતી ને સૌને હરખ અચરતાનો વા વાગ્યો હોય તેવો દેખાવ થતો હતો.

જાલેજર દેખમતી ખુશીથી સૌને ભેટતો હતો—જો કે વાંચનારે યાદ રાખવું કે મારીયારને જેવા ખાલેસ ખરા પ્યારથી તે ભેટયો હતો તેવો મેલાપ તેનો આ બીજાંઓના બાબમાં હતો નહીં. તોપણ તેણે બાહેરથી એવું કશું બતાવ્યું નહીં. ઘસતમ ગોદરેજ ને તેઓની બેટીઓ તેને નહીં પણ તેના પૈસાને ભેટતાં હતાં તે તેને સમજ હતી—કેમકે થોડાજ વાર અગાઉ એજ શખ્સને તેઓએ પ્રગટ ધીક્કારમાં હીણી કાઢયો હતો, પણ તે ઉપર આ વખતે તેણે ખાખસુસ અખાડા કીધા હતા.

"અરે!" અર્દેશરે ખરાં દીલથી અચરતી બતાવી, "પણ જયારે બધાં મને ભેટે છે અને મુબારકબાદીઓ આપવાં પડેલાં છે, ત્યારે મારી સદાની માનીતી, મારી ગરીબ પ્યારી માવજત કરનાર બેટી ગુલ કયાં છે ?"

"હાં, હાં મારા મેહરબાંન કાકાજી," ગુલે એક ખુંણાંમાંથી જવાબ આપ્યો,—અને બીજીજ પલે સાચ્ચા પ્રેમ ને નીરમલ હરખનાં આંસુ વરસાવતી તે તેના પાસ દોડી આવી.

તેણીએ દોડી આવીને પોતાની ફુઇઓની બેટીઓ પેઠે કાંઇ ખોટી ખુશામત કરવા માંડી નહીં, પણ તે બુજેર્ગ ગ્રહસ્થને એક બોસો લઇ તે તેના પગ પાસે ગુઠણપર પડી, અને માન અને મોહબતની નિશાંની દાખલ તેનો હાથ પોતાના હાથમાં લઇ આંખમાં ચાંપ્યો.

પણ ત્યારે આટલો વાર તે કયાં હતી? શું તેણીને પોતાના કાકાનાં બોલવા અગાઉ તેના પાસે જવા ગમ્યું નહીં? ના, ગમ્યું તો ખરૂં પણ જઇ શકાયુંજ નહીં. જેને તે અંદેશર સમજતી હતી, અને એક ચાકીત બુઢા તરીકે જેને ઘરમાં લાવી એક કાકાના પ્યાર અને માન ભરેલા નામથી બોલાવી લગભગ એક કાકા તરીકેજ જેને તે ચાહતાં શીખી હતી તે તેણીનો ખરો અને સગો કાકો ખરેખર હતો એ વાતનો તેણીને અભ્યાસ થતાં પાર વનાની અચરતી અને હદવનાના હરખથી તેણી એટલી આજેજ થઇ કે એક ખુણા માંહેલી ખુરસી ઉપર તે બેસી ગઇ, અને પોતાની તે અસહ્ય લાગણીઓને આંસુરૂપે મોકલો રસ્તો આપ્યો.

પણ હાં એ હરખમાં એકઠાં મલેલાં સગાં વાહાલાંને થોડોક વાર પડતાં મેલશું, અને બુઢા જાલેજરે તે આટલાં વરસો સુધી કયા હતો તે વગેરે જે વીગતો તેમને કહી સંભલાવી તે અમારા પોતાના બોલોમાં વાંચનારની વાકેફગારી કીજે અમો નીચે ઉતારીશું:—

જાલેજરને બચગીથીજ દરીઆઇ સફરેનો ભારે શોક હતો માટે પચીશ વરસની જવાંન વયે તે કાંઇક વેપાર જોગી જીણસો લઇને પોતાનાં વતનથી દુગ્દરાજ શેહેર ઓમાન જતાં એક મોટાં વ્હાંણપર ઉપર ચઢી બેઠો. થોડાક દીવસ આ સફર સેહેલ અને સગવડ ભરી ચાલી, પણ પછી એક સાંજે એકાએક તેનાં વ્હાણુપર ચાંચીઆઓએ ધાડ પાડી, અને સઘલાઓને તાબે કરી તેઓએ પોતાનાં શેહેર તરફ હાંકવા માંડયું.

પણ જેહમતથી પાર ઉતારેલી એ પોતાની મકસદ તેઓ સેવટ વેર બર લાવી શકયા નહીં. તેઓ તેનાં વ્હાણ સાથની પોતાની મુસાફરીમાં થોડુંક આગલ ગયા નહીં તેટલામાં અચણુચ આકાશમાં વાદલાં ચઢી આવ્યાં, ને ગાજવીજ સાથ એક ભારે તુફાંનુનાં સઘલાં

चिन्हो नजरे आववा लाग्यां. समो घणो बारीक हतो. दरीयो तुफांणी थइ पडयो, ने थोडा वारमां तो पाहाडपेरे उछळतां पाणीना मोजाओपर ते गंजावर व्हाणो मगतरां पेरे कुदवा अने उडवा लाग्यां. अंते पांणीनां जोर आगळ व्हांणोनी कुवत अने आदमीनी हीकमत तकी शकी नहीं, ने बीजा थोडा वखतमां ते विक्राल मोजाओना भक्ष अथवा भोग तरीके व्हाणोमांथी एकेएक आसामी पाणीमां पडयुं. एक सिवाए ते सघला संख्याबंध कमबख्तोमांथी कोइ उगर्युं नहीं. फक्त जालेजर खुदानी खास मेहेरबांनी हशे ते बच्यो, अने बाकीना ते गजब वरसावनार दरीयावनी तळीये पोतानुं हमेशगीनुं बीछाणुं बिछावी सुता.

एकलो जालेजर आ देहेस्तनाक आफतमांथी बच्यो, कां के तेना हाथमां एक मजबुत पाटयांनो टुकडो आवी गयो, अने तेने वळगीने ते पांणीनी सपाटी उपर तर्या कीधो. एम करतां ते थाकी गयो, पण कोइबी कीनारे पोहोंचवानो वारो आव्यो नहीं.

एवी रीते ते एक रात ने बीजो एक आखो दीवस तर्यो ने ते बीजे दीवसनी सांहजे एक कदरदांन मोजाए तेने एक किनारापर घसडी लइ जइ नांख्यो. आ जंगली लोकोनो बेट हतो, अने अधमुओ थइ रहेलो जालेजर पोतानापर वीटेला आ देहेशतनाक हांदेशाओ उपर कांइबी विचार करे, अथवा तेना निकली जता दमने आसाएशनी आसानीथी टेकवी राखवाने तेने वखत मले ते पेहेलां सेहेंकडोबंध जंगलीओ टोलेटोलां तेनी आसपास बारे अचरतीमां एकठा थया. जालेजर तेमनी के तेओ जालेजरनी भाशा समजता न हता, माटे तेनापर शुं वीटयुं हतुं ते तेओने माहीत करवाने तेने घणुं मुशकेल पडयुं, पण एक वार ते वात तेमने समजवाथी ते दयालु दीलना जंगलीओने घणी मेहेर आवी, ने तेओ तेने पोताना राजा आगल लइ गया. ते राजाए पोतानां मकानमां तेने राख्यो, अने तेनी पुशकुश मावजत करावी.

एम करतां जालेजरने जंगलीओ साथ सहवास पडयो, ने ते तेओ साथ वात करतां पण शीख्यो. आथी ते त्यांज रह्यो ने तेमनी घणीक जंगली रसमोमां दरेखीतो सुधारो करी बताव्यो, जेथी राजा तेनापर कुरबांन थइ गयो ने तेने प्रधान पद आप्युं.

આ રીતે જાલેજર પોતાનાં સઘલાં વ્હાલાંઓને વીસારી બેઠો. તે તે જંગલીઓના સમાગમ વચ્ચે પોતે અરધો જંગલી બની ગયો. તેણે પોતાનો ધરમ તરક કીધો ને એક પાક ખુદા તરફ આસ્થા ધરાવાને બદલે તે હવે તે જંગલીઓ ભેગો તેહુરા દેવનો અને મોટાં ઝાડોનાં થડ વગેરેનો પુંજારી થયો !

એમ લગભગ ચાલીશથી પીસ્તાલીશ વરસો વહી ગયાં, અને ત્યારે જાલેજરને કોઇ પણ રંગેશે પોતાની જઇફ જીંદગીનો ખતમ થતો દમ પોતાનાં વતનમાં અને પોતાનાં વીસારેલાં વ્હાલાંઓની ગોદમાં કાઢવાનો શોક થઇ આવ્યો. તે અત્યાર વેગ તેમને વીસરી ગયો હતો કેમકે પૈસાની લાલચે તેને એ અંધાપો આવ્યો હતો, પણ આ જંગલીઓ વચ્ચે નહીં ધારેલી રીતે એક કરોડપતી જેવો થઇ પડવા પછી ને તે વ્હાલાંઓને મલવાની ને તે ગંજાવર દોલતનો તેમને લાભ આપવાની નહીં છીપાય એવી તૃષા થઇ, અને તે જંગલીઓને ચેતાવ્યા વના પોતાની તે સઘલી દોલત લઇ તેણે અચબુચ તે તરફથી નીકલી આવવાની એક અચાનક મલી ગયલી ભાગ્યશાલી તક હાથ કરી.

તે છુપો આવ્યો. અતી લાંબી મુદતના અરસા પછી પાછો ફરતાં તેનાં બાકીનાં હૈયાત સગાં વ્હાલાંઓમાં કેવા કેવા ફેરફારો થયા છે તે તપાસવા ને તેમની હીલચાલો, ચાલચલણો, લાગણીઓ વગેરે કસોટીપર કસી જોવાના મજબુત ઠરાવથી તે પોતાનાં આગમનણી કશી પણ જાંણ કર્યા વના આવ્યો. તે આવ્યો તેવો હામદાન ખાતે ગયો, અને ત્યાંની એક મોટી પેઢી ઉપર પોતાનું સઘલું નાંણું ભરી તેના મુનીમને પોતાનો ખાશ આડતેઓ ને મુનીમ ઠરાવ્યો. એ મુનીમને તેણે પોતાના ભેદ ભરમોથી વાકેફ કીધો, ને તેની મારફતે તેણે તેનાં કોણ કોણ ખેશાવંદો હયાત હતાં તેની સઘલી વીગતે ખબર કઢાવી લીધી.

આ ખબર મેલવી તે પાધરો પુરઆબ ખાતે આવ્યો, ને ગુલરૂખ બજારમાંથી પાછી ફરે તે વખત સમાલી તે મતલબી બુઢાએ તેના રસ્તા ઉપર માંદગીનો ઢોંગ મચાવ્યો. તે માંદો બી હતોજ; પોતાનાં વતનમાં પાછાં ફરવાની હાંદેસાભરી સફરનો મારેલો અને પોતાનાં વ્હાલાંઓને વરસોનાં વરસો સુધી વીસારી મેલવાનાં—તેમજ પોતાનો બુલંદ ધરમ તે વરસો સુધી તરક કરવાનાં પાપનાં દુઃખોના

સબબે તે ખરેખાત માંદો પડેલો હતો, અને તેથી આ ઢોંગ ફતેહમંદી સાથે પાર ઉતારવમાં તે પુરેપુરો ફતેહમંદ ઉતર્યો તે આપણે આપણી વારતાનાં બીજાં પ્રકરણમાં જોઈ આવ્યાં.

માહીયારનાં ઘરમાં આશરો મલવા પછી તેણે ગુલરૂખનો અને તેનો પુરતો ચોખો ચાંપી જોયો. તેઓનાં દીલગુરદાપણાંનો તેણે બારીકમાં બારીક અભ્યાસ કીધો. ગુલને જાંણી જોઈને તેણે કંટાલા આપ્યા, અને તેમ છતાં તે ભલી છોકરી એ બુઢાની માંદગીની માવજતમાં લેશ પણ ઠાકતી કે કંટાલતી નહીં તે જોઈ એ ડોસો મનમાં રાજી રાજી થઈ જતો હતો.

હવે માહીયારનાં ઘરમાં તેની માંદગીને દરમ્યાનનો તેનો લવલવારો શો હુતો તે અમારે જણાવવું જોઇએ. વાંચનાર યાદ કરશે કે ત્યાં આવવા પછી તેની હાલત ખરેખર બગડતાં તે તાપની જુમમાં કેટલુંક એવું બોલ્યો હતો કે જેથી તેને કોઈ અપરાધી સમજી માહીયાર તેને પોતાનાં ઘરમાં રાખવાને અચકાયો હતો. આ બાપ કોઈજ નહીં પણ તેણે પોતાનાં વ્હાલાંઓને વિસારી દીધાં ને પોતાના મહજબની દુબાદુબ કરી તે હતાં એમ જો આ વારતામાં દરશે સરેનો તેનો પસ્તાવો કોઈ ફરીથી વાંચવાની તજદી લેશે તો તેની ખાત્રી થશે.

એ પછી માહીયાર બાગમાં પોતાની બેટી ગુલ સાથે વાત કરતો હતો અને તેના પરણવા અદરાવાના વિચારો પુછતો હતો તે ભાગ ઉપર આપણે આવ્યે છીએ. ત્યારે કોઈ ઝાડી પછવાડે છુપાઈને તેમની વાત સાંભલતું હોય એવો તેમને ભય થયો હતો અને જોકે તે પછવાડેથી તેઓએ બોટો ને નાપાયદાર ઠેડવ્યો હતો, તોપણ ખરેખર તે તેમની વાતચીત એક જણ સાંભલતો હતો, અને તે એક જણ તે કોઈજ નહીં પણ જાલેજર હતો. તે પોતાના ભાઈ ને તેની બેટીને લગતી પુરેપુરી પરીક્ષા કરવા માંગતો હતો, ને તેથી ખાખસુસ તે તેમની દરેક છુપી વાત પણ સાંભલતો હતો.

ગુલને જાલેજરે જવાહીરોની બક્ષેશ કરવા માંગી હતી તે પણ માત્ર તેની પરીક્ષા કરવા માટેજ હતું. તેની તે જવાહીરો તેણીને આપવાની મુતલગ મરજી ન હતી (કેમકે પાછલથી એ બેટીને જો તેની પરીક્ષામાં તે ફતેહમંદ નીવડે તો બેમુલો બદલો આપવાનું તેના હાથમાં હતું) અને તેણીએ તે ના પાડયાં તેથી એ બુઢો અતી ઘણો રાજી થયો હતો.

એ પછી તે પોતાના ભત્રીજા કાઉસની ચાલમાં ઘણો નાસીપાસ થયો હતો. કાઉસે તેના ગર્ગાબ દેખાવથી તેને મલતાંને વાર હીણી કાઢયો હતો તે વાંચનાર વીસરી ગયાં નહીં હોય, અને તેથી હવે તેણે કાઉસપર પોતાની નજર રાખી હતી. જેહાંગીર ને ગુલ વચ્ચેની મોહબ્બત એ બાહોશ બુઢો પુરેપુરી પાંમી ગયો હતો, ને કાઉસ આવવાથી ગુલે પોતાના ઓછા અનુભવ વચ્ચે જેહાંગીરપરથી મન ઉતારો કીધો તે પણ તેને ખબર પડી શકી હતી.

કાઉસને રેહતે રેહતે એ બુઢો કોઇ પારકો નથી એમ જાલેજરની સઘલી ચાલપરથી વેહેમ ઉઠયો હતો, ને તેમ થતાંજ તેણે એ બુઢા તરફની ચાલ બલગત ફેરવી નાંખી માંનભરી કરી મેલી હતી. એ જાલેજરે આબાદ તપાસ્યું, અને જયારે એમ થયું ત્યારે તેણે તે પોતે કોણ હતો તે તેને જાંણવા દેવાની જરૂર જોઇ. આથી બાબસુસ તેણે પોતાની નોંધ પોઠી કાઉસ જુએ તેમ ઉઘાડી રાખી, અને કાઉસ જયારે તે ભરાઇને વાંચતો હતો ત્યારે એ જાલેજર છુપાઇને હસતો હતો.

કાઉસે એ અર્દેશર ખરેખર કોણ હતો તે એક વાર જાંણવા પછીથી તે છુપુંજ રાખવાની જરૂર જોઇ. તેણે જોયું કે જો એ તેના કાકાએ છુપાવ્યું હતું તો તેમ કરવાની તેની કાંઇ મકસદ હશે, ને એ કાકો ખુબ ચીચોરાવાલો હતો ત્યારે તેની વાત ઉઘાડી કરી દઇ તેની ઇતરાજી ખેંચી લેવામાં કશી હાંસલ ન હતી. આ સઘલા દાનાઇ ભરયા વિચારોથી કાઉસ ખમોશ રહયો, અને તે ડોસા તરફની પોતાની ચાલ દશ હજાર મરતબે વધારે સુધારી મેલીને રગેરગ ખુશામતથી ભરેલી કરી નાંખી, જે જોઇ જાલેજરને ગમત પડતી હતી.

એ પછી જાલેજરે ગુલના વિચારો તપાસવા માંગ્યા, ને તેથી તેણે "હા કે ના" નો તેણીની પાસ જવાબ મેલવી લેવાને જેહાંગીરને ઉશકેર્યો. એ જવાબ નાનો મલતાં તેણે પોતે જેહાંગીરને બાહીયારનું ઘર તરક કરી જવાની સલ્લાહ આપી, અને તે મોહતાજમંદ નહીં રેહે તેની સઘલી જોગવાઇઓ કરી આપી!

જેહાંગીરની આ જુદાઇથી ગુલને તેની ભુલ બતાવી આપવાનીજ જાલેજરની મકસદ હતી, અને તેથી તેણે ગુલને પછવાડેથી સધ્યારો આપી તે વાત તેના બાપને કાંને લઇ જતાં અટકાવી હતી.

એ પછી કાઉસ પરણેલા છે એ વાત એ બુઢ્ઢાએ જાંણી તે કેમ જાંણી તે વાંચનારને સમજાવવું પડશે નહીં, અને તે જાંણ્યા પછી તેણે ખામખા કાઉસને કાગળો આપી તે ઘરમાંથી દુર કીધો. તેણે જોયું કે કાઉસ ગુલના હાથને બીલકુલ નાલાયક હતો, માટે તેને દુર કરીનેજ તેણે ગુલને તેનાં પાપથી માહીત કીધી.

જાલેજરે પોતાની દોલતમાંથી પેલો મોટો માતબર મેહેલ ખરીદયો, અને ત્યાં પોતાનાં સગાં વ્હાલાંઓને એકઠાં કીધાં. તે પોતાના બનેવીઓ ને બેહેનોની બેટીઓ વીશે કશું જાંણતો ન હતો માટે હામદનની પેઢીના મુનીમ ફ્રંગમર્ઝની મારફતે તેમને પણ ઇજન કરાવી પોતે જાહેર થવા આગમચ તેમનેબી તપાસી લેવા તેણે તેડયાં હતાં, ને વાંચનાર જાંણે છે કે એ તુમાખદાર કુટુંબો તે તપાસમાં નાપાસ ઉતર્યાં છે.

---

## પ્રકરણ ૧૩ મું
### કાઉસનો બીજો દેખાવ.

એ રીતે જાલેજરને લગતા જોઇતા સઘળા અગતજોગા ખુલાસાઓ આપી રેહવે હવે આપણે આપણી વારતાથી પાછા રીતસર આગલ ચાલીશું.

જયારે જાલેજર અસરકારક ઢપે ઉપલા ખુલાસા આપતો હતો ત્યારે સઘલાંની આંખો આંસુથી ભીણાયલી હતી—હરખ, અચરતી, ગમગીની વગેરે વગેરે તહુરેવાર મીશ્રીત લાગણીઓનાં ભેગાં ભલે સો કોઇ રડતું જણાતું હતું—અને તોપણ વાંચનારે કૃપાની રાહે યાદ રાખવું કે જયારે કેટલાંકનાં આંસુ ખરાં જીગરનાં હતાં ત્યારે ત્યાં ભેગા થયલાં માંહેલાં ઘણાંકનાં આંસુ ઢોંગનાં—બુઢા જાલેજરને ફકત ખુશામતથી ખુસી કરવાના હેતુથી ઉભાં કરેલાં હતાં.

આ ખુલાસાઓ પુરા થતાં આબરૂદાર દેખાવનો એક ગ્રહસ્થ ત્યાં ઓરડામાં આવ્યો, અને જાલેજરે તેને પોતાના વિશ્વાસુ મુનીમ ને હામદનની એક મોટી પ્રખ્યાત પેહેડીના આડત્યા નામે ફ્રામર્ઝ તરીકે ઓલખાવ્યો. હયાં ગુલ અને તેનો પીતા મનમાં સમજયાં કે છેલ્લા દીવસોપર જાલેજર જે ઘણાંક કાગળો લખવાની ખટપટમાં પડયો હતો તે એના ઉપરજ હોવાં જોઇએ, તેમજ કાઉસને મોકલી આપ્યો તેબી તેનાપરજ હશે.

એ પછી સઘળા નોકર નફરો પોતાના નવા શેઠને સલાંમ કરવા આવ્યા. તેઓ સાથે પેલો કારભારી જામાસ્પ અને તેની સાથે પેલો બીજો ટીક્કાર નોકરબી આવ્યો કે જેઓએ સાથે મળી જાલેજરને તે સાંભળે તેમ ભીખારી વગેરે ગાળો આપી માત્ર તેના પોશાક ઉપરથી હીણી કાઢયો હતો. તે બાપડા બંનેનો રનુજી ગભરાત લખવા કરતાં વાંચનાર વધારે સેહેલથી વિચારી લઇ શકશે. તેઓ બીહીતા ધ્રુજતા આવ્યા હતા. તેઓને પોતાની એ સોનાનાં મુલની નોકરી ખોહી દેવાના ભય ઉપરાંત કાંઇક બીજી સજા થવાનોબી ડર હતો, અને તેથી બીજા બધા નોકરો કરતાં તેઓ ચાર ઘણી વધારે નમી નમીને સલાંમ કરવા લાગ્યા. જાલેજરે તેમને જોયા, ઓલખ્યા, તેમનો વાંક યાદ કીધો અને પછી તેઓને માંફ કીધું છે એવું બતાવા તેમને સ્હેંધારો આવે તે ઢપે તેમના ગમ. જોઇને માથાથી હસ્યો. આ જોઇ તે બંને બેવકુફોને એટલું નરસ લાગ્યું કે આપણાં મોટાં માથે કહે છે તેમ તે લોકને 'ભોંયમાં ભરાવું પડયું.'

એ પછી ખાનાથી ફારેગ થયા કેડે જયારે સૌ છુટાં છુટાં ફરવા નિકલ્યાં ને તે માતબર મેહેલની ગંજાવર ઇમારત જોવા ગયાં ત્યારે જાલેજર ને તેનો મુનીમ ફરામજી એકાંતમાં વાતે વલગ્યા.

"કેમ મુનીમ," જાલેજરે પુછયું, "પેલા મારા ભત્રીજા કાઉસના શું સમાચાર? તે તમારા પાસ આવ્યા પછીથી તમોએ શું કીધું?"

"મુરબી સાહેબ," મુનીમે માંનથી કહયું, "તમોએ તેને આપેલું પેકેટ લઇને તે મારા પાસ આવ્યો ને તમારાં અર્દેશરનાં નામે તે મને આપીને તુરત મારા પાસ જવાબ માંગ્યો. મેં તેને બાઆદરમાંન બેસાડયો ને પછી નિરાંતે તમારૂં કાગલ વાંચી લઇ તેને જણાવ્યું કે "કાઉસ, તમો સારી રવેસે જાંણો છો કે જેને તમો અર્દેશર કહો છો તે કોઇજ નહીં પણ મરી ગયલા ધારવામાં આવતા તમારા બુજોર્ગવાર કાકાજી જાલેજર છે." આથી તેણે અપાર અચરતીના ઢોંગ બતાવા માંડયા, પણ મેં તુરત તેને એ ઠગાઇ કરતાં અટકાવ્યો. "એ ઢોંગ માંડી વાલો," મેં કહયું. "તમોએ તે તમારા કાકાજીની ખાનગી નોંધપોથી ઉઘાડી પડેલી જોઇ તેઓના ઓરડામાં ઘુસી જઇને તે વાંચી લેવાની નફટાઇ અને હલકાઇ કરી છે

તે વાત તેઓને સારી રવેશે રોશન છે, એટલુંજ નહીં પણ તમો ઘણા ખરાબ અને બદમાસ છો તે પણ તેઓ જાંણે છે, કાંકે તમો પરણેલા હોવા છતાં ને તમારી પરણેતર હૈયાત હોવા છતાં તમારા બીજા કાકાજી માહીયારની ભલી બેટીનું નખ્ખોદ વાલવા તમોએ કમર કશી છે"

"અને તે જવાબમાં કાંઇ બોલ્યો હશેની?" જાલેજરે મુછમાં હસીને પુછ્યું.

"બોલે શું, સાહેબ?" મુનીમે કહ્યું. "તેણે બોલવા તો ઘણુંબી માંગ્યું, પણ તેની અચરતી અને હેબટ એટલી હતી કે તેની જબાંજ ચાલી નહીં. ખરૂં કહું છું સાહેબ કે એટલો ગભરાયલો ફુગબાયલો ઉદાસી મેં કદી કોઇને જોયો ન હતો. એ પછી વલી મેં આગલ કહયું કે 'તમારા કાકાજી એ તમારી સઘલી તકસીર જાંણવા છતાં તમારાપર દયા કરેછ ને કેહછ કે સુધરવાને વારતે કદી મોડું કેહવાતું નથી, માટે હજીબી જો તમો સુધરવાની કબુલાત આપો તો તેઓ તેમ કરવાની તમને તક આપે છે. એવી કબુલાત જો તમો હમણાં આપો તો મને તમોને ૩૫૦૦૦ આપવાની અખત્યારી મલી છે. તે લઇ તમો તમારી બૈરી સાથે પાલવે તેમ ગોઠવાણુ કરીને રહો ને સઘલી બદીની રાહ તરક કરી કાંઇ વેપારમાં અથવા કાંઇ પ્રમાણીક ધંધામાં હાથ ગાલો, જેથી હજીબી સુખી થશો. તમારી ચાલ જો બીજા છ મહીના સુધી એવી ને એવી સારી રહશે તો તમારા કાકાજી તમોને એક ગંજાવર રકમ આપશે ને કોઇ રીતે આપદામાં રેહેવા નહીં દેશે તે સત જાંણવું. એમ કરતાં તમારે ધ્યાંન રાખવું કે ગુલરૂખનો તમારો પીછો મુકવો એટલુંજ નહીં પણ કદી તમારે તે બાનુના રસ્તામાંબી જવું નહીં."

"અને ત્યારે તેણે શું કહયું?" જાલેજરે પુછ્યું.

"સાહેબ તેણે હવે પોતાનાં વાંકો કબુલ કીધા," મુનીમે સમજાવ્યું, "ને ઓજરખાણી ભરેલી તાજેશથી તમારી માંગી ચાહી સુધરવાની કબુલાત પર કબુલાતો આપી. આથી મેં પેલી કબુલેલી રકમ તેને સપુરદ કરીને ફરી ફરીને ચેતાવીને તેને રૂખસદ કીધો."

"અને તે પછી ફરીથી તેના વિશે તમોએ કશું સાંભલ્યુંજ નથી?" જાલેજરે પુછ્યું.

"કશુંજ નહીં, સાહેબ." મુનીમે કહયું, "ત્યાર પછી તમો

શેઠ માટે આ માતબર મેહેલ ખરીદી લેવાની ખટપટમાં હું એટલો ગુંટાયો કે તેની કશી ખબર મેલવવાને મને અવકાશજ થઈ શકી નહીં."

"હવે તો ખુદા કરેને તે છોકરો સુધરે," જાલેજરે દુવા ચાહી, અને હયાં તે મુનીમ પાસથી ઉઠીને પોતાનાં બીજાં કામકાજે ગયો.

તે આખો દીવસ માતબર મેહેલમાં ધુમ મચી રહી. ખાન પાંન સાથ ખુશીના સરોદ જારી રહયા, અને સર્વ કોઈનાં મોં હસતાં અને સુખી જણાતાં હતાં. ભલાં દીલનો બુઢો માહીયાર પણ આજે જાંણો ફરી જવાંન થયો હતો. તેનો ભાઇ નવે જનમે ગાયા મલ્યો હતો ને તેની ખુશી તેથી પાર વનાની ઉભરી નીકલી હતી.

સાંહાંજ થતાં સોએ રજા ચાહી, એટલે જાલેજરે પોતાના બંને બનેવીઓ ગોદરેજ ને ઘસતમને તેમની બેટીઓ જોડે બોંહસ કરીને એક માસ તે મકાંનમાં વધુ રેહવાને ઇજન કીધું, ને તે બંને લાલચુ બુઢાઓ પૈસાને લીધે જાલેજરનો પડતો બોલ ઉપાડી લેવા તૈયાર હતા એટલે તેઓએ એક બોલે તે ઇજન બાહાલ રાખ્યું.

બુઢા માહીયારને જાલેજરે કહયું કે "બેરાદર, હું તને રાખવાની બોંહસ કરતો નથી કેમકે તારૂં મકાંન એટલું પાસે છે કે હું તમો લોકને ને તમો મને ચાહશો ત્યારે મલી શકશું. વલી તને બેતરપર દેખરેખ કરવી છે ને દીકરી ગુલ વના ઘર ચાલશે નહીં એટલે તમો પધારો."

વાંચનારને કેહવું પડશે કે એ રીતે પોતાના ભાઇને ને તેની બેટીને ખાખસુસ રૂખસદ કરી પોતાના બનેવીઓ ને તેમની બેટીઓને પોતા સાથ રાખવામાં એ જમાને ખાધેલ બુઢાની કાંઈ છુપી મકસદ છે ?

છેલ્લે મલી ભેટીને સાંહજે આડેથી માહીયાર અને બેટી ગુલ તથા મુનીમ ફરાંમર્ઝ માતબર મેહેલમાંથી પોત પોતાને મકાંને રવાના થવા રજા માંગી નિકલ્યાં.

બીજી સહવારે ગુલ સફારે ઉઠી અને ઉઠી તેવી પોતાના નાધકલા બાગમાં લટાર મારવા ગઇ. તેણી ત્યાં એક બાંકપર બેઠી ને કાલના બનાવોપર ધીરજથી વિચાર કરવા લાગી. તેણીને પ્રથમ તો ખ્યાલ થયો કે ગઇ કાલે તેણીના બાબમાં જે બનાવો બનવાનો

હવાણાં તેને ભાસ થતો હતો તે ખરા નહીં પણ રાત્રે આવેલા એક ખ્યાલી સ્વપનાનું પરીણામ હતું. જાંણે તેણીએ સ્વપનામાં જોયું કે એક બુઢો પડયો ખડયો તેનાં ઘરમાં આવ્યો, રફતે રફતે તેને પ્યારો લાગવા લાગ્યો, આસ્તે આસ્તે તેણી તેને કાકાજીના પ્યાર ને માનના એલકાબથી બોલાવા લાગી, રેહતે રહેતે તેણે અતી ઘણો પડોશ લગાડયો ને સેવટે તે એક મોટો કરોડપતી નીકલ્યો એમજ નહી પણ વલી વધારે—તેનો પોતાનો સગો કાકો નિકલ્યો! એ બનાવોજ સઘલા એવા અસાધારણ અને અચરતી ભરેલા હતા કે ગુલને પેહલાં એકાદ બે પલ તે સ્વપના જેવા લાગ્યા તેમાં નવાઈ નથી.

પણ અંતે ગુલની ખાત્રી થઈ કે તે સ્વપનો નહીં હતો પણ ગઈ કાલે બનેલો એક ખરેખરો બનાવ હતો ત્યારે તેણીનો હરખ માયો સમાયો ગયો નહીં. તેણી એ રીતે વિચારમાં ગરકાવ હતી તેટલાં પાસેની એક ઝાડી ખખડી, અને કોણ? કાઉસ તેની નજદીક આવી ઉભો!

કાઉસ કવખતે આવ્યો હતો. તે વલી વગર બોલાવ્યે આવ્યો હતો. મુલાકાતને માટે એ વખત જેટલો નાપસંદ હતો તેટલોજ તે મુલાકાત આપવા આવનાર પહરોણો પણ અણગમો અને નાપસંદ હતો. તે પોતે થાકેલો, નાઉમેદ થયલો, હાડમાર થયલો જણાતો હતો. તેનો ચેહરો ધુલથી ભરાઈ ગયલો હતો જેથી લાંબે મંજલે તે ચાલી આવ્યો હોય એવું જણાતું હતું, ને તેનો શોકનો પોશાક કાંઈક માહેતમપોશીની નિશાની આપતો હતો.

"માનીતી ગુલ," કાઉસે આવતાંને વાર કાકલુદી ચલાવી, "મને માંફ કરશે?"

"કાઉસ," ગુલે ઘટતા મિજાજ ને છાજતા રોબથી કહયું, "જો તું ફકત માંફજ માંગવા આવ્યો હોય તો જો કે તેં ઘણી બુરી ચાલ મારા તરફ બતાવી છે તો પણ હું તુંને માંફ કરૂં છું"—અને ગુલ ચાલી જવા કરતી હતી.

"સબર ગુલરૂખ, જરા સબર કર," કાઉસે માંગી લીધું. "હું માંફ માંગવાજ નથી આવ્યો. મારે બીજી બી તારી સાથે ઘણીક વાતો કરવી છે."

"તે વાતો હું આ જગ્યાપર એકાંતમાં સાંભલવા ના પાડું

છું," ગુલે ઠડાવ સમેત કહયું; "તું'ને જે કેહવૂં હોય તે મારા પીતાજીની રૂબરૂ મને કેહજે, ને ત્યાં તે હું સાંભલશ."

"નહીં, નહીં ગુલ," કાઉસ કગલી પડયો, "મારી આવી મોટી તકસીર પછી એ કાકાજીઓ સનમ હું શું કાલે મોંઢે હાજર થાઉં ? તું મને ત્યાં લઇ જવાનું માંડી વાલ ને હયાંજ મને સાંભલી લેવાની મેહેરબાંની કર."

"તે નહીંજ બનશે," ગુલે કહયું,—અને વલી તે ચાલી જાવ કરતી હતી.

"ત્યારે હું આપઘાતથી આ મારી દુઃખી જીંદગીનો છેડો લાવશ," કાઉસ બરબડયો.

આપઘાત !

ભોલી ગુલ ચોંકીને ઉભી રહી. તે દયાલુ દીલની કુમારીકા કાઉસના આ ઘાતકી ઠડાવ (ખોટી ભપકી) થી હેબત ખાઈ ગઇ, અને થોભી.

"હા, હું ખરૂં કહું છું, ગુલ," કાઉસે તુરત પોતાની ભપકીથી થયલી આ અસરનો લાભ લીધો; "હું તદન દુઃખી થઇ ગયો છું. જે ઓરતની જાલમાં હું ફસી પડયો હુતો તેણી અંતે મારગે લાગી છે અને તેણીના જાલમ બસથી હું છુટો થયો છુ."

"શું તે મરણ પાંમી ?" ગુલે વાતમાં લગાર રસ લઇ કહયું.

"હા, તે મરણ પાંમી અને તેને માટેનો આ માતમપોશીનો દેખાવ ફકત નામનો છે," કાઉસે સમજાવ્યું. "હું તેનાં મરણથી દુઃખી નહીં પણ સુખી છું તે બલાથી એ નહીં ધારેલી રવેસે છુટવા કાજે હું મારા તાલેનો આભારી છું."

પણ એ સઘલાં તારી બેવફાઇના બલતાં મારા આગલ કાઢી તું માંગે છે શું કાઉસ ?" ગુલે પુછયું.

"મોહબત, મીઠી ગુલ, તારી મોહબત હું માંગું છું," કાઉસ ગુલને પીગલતી જોઇ ઉલટમાં આવી બોલ્યો, "હવે તેનાં મરવાથી હું છુટો છું અને તું દેલરૂબાને મોહરદાર બનાવા હવે વધારે સ્વતંત્ર છું માટે——"

"બંધ કર એ બકવા," ગુલે ગુસ્સાથી પોકાર માર્યો—એક પોકાર કે જે મીઠા વાંસલી જેવા ધીમા અવાજનો હતો તો પણ તેમાં દબદબા ભરેલી ધમકીની માહાભારત અસર સમાયલી હતી-એક

પોકાર કે જે સાંભલતાં તેના ઠેરાથી કાઉસ જેવો એક લુચ્છો પણ ઠઠરી ગયો ! "બંધ કર તારી બકવા," તેણીએ કહયું; "તારા નીચ હવસોનું હથ્યારજ મને ગણતો હોય તો તું જેવા લુચ્છાને એક બીજીના મોહબતભર્યા એલકાબથી સગપણના પવીત્ર સંબંધ અને તરીકાને હું શરમ પોહોંચાડતી હોઉં એમ છે. એક વાર મારાં નબલાં મન ને અજાંણ હાલતથી તું જે ફાવવાની ઉમેદ પામ્યો હોય તો હવે તે સઘલું વિસારી દેજે, કાંએ કે પાછલથી તારી બદકારીએ મને એટલો કમકમાટ પેદા કીધો છે કે હવે મારામાં તારે માટે મોહબત જન્મ પામે એ પથ્થરમાંથી પાંણી કાઢવાની આશા રાખવા જેટલુંજ નીરૂઉપયોગી છે."

એક સત્તા ધારી શાહનશાહા બાનુને છાજતા ગંભીર દબદબાથી ઉપલું બોલી રહી ગુલરૂખ ગુસ્સાભેર ચાલી જવા કરતી હતી, પણ વલી કાઉસે તેને મીનતજારીથી પીગલાવીને થોભાવી.

"સબર ગુલ, હવે છેલ્લી વાર જરા સબર કર," કાઉસે વલી આજરબાજીથી અરજ ગુજારી, "આજે તું મારા ગુમ ધીક્કારથી શરમીંદગીથી ગુસ્સાથી જુએ છે તો બેર, પણ મને કેહ કે જો કદીને હું સુધરી જાંઉં—હાલ છું તે નહીં પણ નવી કીસમનો આબરૂદાર હોનરમંદ કાઉસ થાઉં તો શું તું મને ચાહશે ? બોલ, આજે નહીં તો કદીબી હું તે આશા ધરાઉં કે કદીજ નહીં ?"

"કદી અને કદીજ નહી," ગુલે મજબુત ઠડાવથી કહયું.

"ત્યારે એમજ છેની ?" કોનાબોર કાઉસે હવે સઘલી ધીરજ ખોહી દીધી ને તે પોતાનાં ખરાં રૂપમાં પ્રગટ પડયો, "તું દ કંગાલ ઓરત, આગલ તું મારા ઠેરાપર મોહી પડી હતી તે આજે વીસરી ગઇ કે ? મને પૈસાદાર સમજી મારાપર મોહી પડતાં નીચ દદા તને શરમ નહીં આવી ? ઠીક છે, મારી મોહબતનો મીઠાસ આ તારી ચાલથી હવે કડવાસમાં ફેરવાયો છે, ને તો તું તેનાં મોડે વેહલે મારે હાથે ફલ ચાખ્યા વના રેહશે નહીં."

આ બેઆબરૂ સુખનો સાંભલતાં ગુલની છાતી ગુસ્સાથી ઉભાઇ ગઇ; તેણીનું આખું આંગ જુસ્સાના અંગારથી જલવા લાગ્યું; તેણીના હોથ ચોડથી ફફડવા લાગ્યા ; તેણીનું સીધું પતલું ખુબસુરત આંખુ બદન સરોવરના ઝાડ પેઠે ઉંચું થઇ ગુસ્સાના પ્રહારમાં ધ્રુજવા લાગ્યું. તેણીએ બોલવા માંડયું, પણ બોલો તેણી-

નાં ગલાંમાંજ ગુંગલાઇને ત્યાંજ મરણ પામ્યા. અને તેણી કાઉસ પર ભારે તીરસ્કારની એક ગુસ્સાભેર ચશમ ફેંકી ચાલી જતી હતી, એટલે કાઉસને હવે વલી સુદ્ધ આવી, ને તેણે આંખોમાં આંસુ લાવી માંફ માંગીને તે તેનો હાથ પકડી તેના પગ પાસ ગુડણપર પડયો. તેણે બચાવ કીધો કે તે શું કરતો હતો ને શું બોલતો હતો તેનું તેને ગુસ્સામાં ભાન ન રેહયું, અને તેણે માંગી લીધું કે તેણીએ એક દયા અથવા મેહેરબાંની તરીકે તેની એ ધીટકાર વરસાવવા જોગ વાત તેના કાકાજીઓને જાહેર કરવી નહીં.

ભલી—ભોલી ગુલરૂખ !

અંતે તેણી પીગલી, અને એટલી તેની મીનતજારી માન્ય કીધી, કે બદ દેયાનતી કાઉસ જેમ ભરાતો છુપાતો આવ્યો હતો તેમ તે બાગ માંહેલી વાડો કુદાવતો નાહસો ગયો. એ પછી ગુલ આ દીલ ઉસ્કેરનારી મુલાકાત ઉપર સેહેકડો વિચારો કરતી ઘરમાં ગઇ, અને પોતાના ઓરડામાં જઈ પોતાનાં ગભરાયલાં મનને જોઇતી શાંતી આપી.

---

## પ્રકરણ ૧૪ મું.

### પૈસા !

બુજોર્ગ જાલેજરે જે એક માસ પોતાનાં મેહેલ સરીખાં મકાનમાં પોતાના બે બનેવીઓ અને તેમની બેટીઓ રોદાબે તથા મેહેરીન, અને શેહેરોય તથા શીરીનને બોંહસ કરી રેહેવાનું ઇજન કરેલું હતું તે એક માસ આખર થવાને માત્ર એકજ દીવસ બાકી હતો. એ અરસામાં માહીયાર અને ગુલ અવાર નવાર હમેશ બાતબર મેહેલમાં આવતાં હતાં, કે જયારે જાલેજરની અથવા વધારે ખરી રીતે બોલ્યે તો જાલેજરના પૈસાની શરમે કરીને ઘસતમ તથા ગોદરેજ ને તેમની બેટીઓ તેમના સાથ ઢોંગ ભરેલા પ્યારથી મીલાતાં હતાં. એ એક માસના અરસામાં વલી જેમ જાલેજરે પોતાના ભાઈની બેટી ગુલની પુખ્ત પરીક્ષા કરી હતી તેજ રવેશે તેણે પોતાની બે મરનાર બેહેનોની બેટીઓની પણ પરીક્ષા કરી લેવાની દરેક તક હાથ કીધી હતી. તેમના સ્વભાવ, ગુણ અવગુણ, અદા, આબડ વગેરે વગેરે દરેક રીતે તે તેમને તપાસી ચુક્યો હતો, અને ઇનસાફને અર્થે કેહવું જોઇએ કે તે શેહેરોય ને શીરાનની છાંની સાલેસાઇ અને હોશયારી વગેરેથી ઠીક રાજી થયો હતો.

એ રીતે અમોએ ઉપર કહ્યું તેમ તે આખો મહીનો આખર થવાને માત્ર એકજ દીવસ બાકી હતો ત્યારે ગોદરેજ અને ધસતમ સાંહજે બાગ માંહેલા એક એકાંત ભાગપર એક બાંક ઉપર બેસીને તાહેલાં ચલાવતા હતા, અને તેમના વચ્ચે આપણને જાંણવા જોગ જે વાત જનમ પાંમી તે તેમના પોતાના બોલોમાં સહાબરી અમો નીચે ઉતારીશુ :—

"કેમ દોસ્ત ધસતમ," ગોદરેજે પુછયું, "વખત તો ભગઇ ચુકવા આવ્યો ને કાલે તો આપણને અહીંયી આ નાંખેયો ધામો ઉંચકવો જોઇએ, ત્યારે કેમ કરશું? મને તો આએ મકાનની મોજ શોખ મુકીને જતાં જીવપર આવશે. એ કમબખ્ત કાંઇ સમજીને હજી મહીનો બે મહીના અહીંજ રાખવાની બોહસ કરે તો બેહેતર."

"અરે ત્યારે તો બોદાવજી પાવ," ધસતમે જવાબ આપ્યો, "પણ મને તો બીજી વાતની ચટપટ થયા કરે છે."

"અને તે શું"

"તો જોની," ધસતમે સમજાવ્યું," એ ઢાંખરો તો નથી મરતો કે નથી માચરો ખાલી કરતો! એ કોણ જાંણે પોતાનાં વસીયતમાં આપણને યાદ કરશે યા નહીં?"

"હો, તેનો તો મને શકજ નથી," ગોદરેજે જવાબ આપ્યો; "અને વલી હવે એ ડોસાએ વરસ કાઢયાં છે તેટલા મહીનાબી નહીં કાઢે, કેમકે તને ખબર કેની? એને તો બહીનો મરજ હોય તેવુ મને જણાય છે."

"કાલે મરતો હોય તો આજે મરે," ધસતમે હસીને લાયકી બતાવી. "હું તો વાટજ જોઉં છું, બેરાદર."

"આજે એણે મને મારા નાણાં સંબંધી હાલત પુછી," ગોદરેજે કહ્યું, "તથી મને લાગે છે કે. એક મોટી રકમ મારાં નામ પર કરવાનો હશે."

"અરે તેમ તો ત્યારે મનેબી પુછી," ધસતમે ખુશ ખુશ થઇને કહ્યું; "હું ધારૂં છુ કે સઘળી દોલતના બે ભગ કરી એ તુને ને મનેજ આપી જશે, ને પેલા ખેડુતને ખરતા કરશે."

"છેક તેમ તો નહીં," ગોદરેજે કહ્યું; "તે સગો ભાઇ છે એટલે તેનાં ને તેની દુકલીનાં કપાળમાં તો કાંઇબી દાહામ દેવાશેજ, પણ વારૂં જયારે તને તારી હાલત પુછી ત્યારે તેં શું કહ્યું?

"લે, શું કર્યું પુછેછે !" ધસતમે ફીસ્યારી ચલાવી: "અરે મેં તો સરેહ કરવામાં કાંઇજ બાકી રાખી નહીં. જાંણે મારાં માય બાપ સાથે આજે પાછલી રાત્રેજ મરી ગયાં હોય તેમ મોં કરીને મેં તો મારી બેહેસ્તનને યાદ કરીને કહ્યું કે તે મરતીનું ભલુ થાય તે બધા કરજના ટોપલા કરીને મારે માંથે નાંખીને ચાલી ગઇ, ને આએ બે દુકતીઓ માંથે પડી છે તેમનો ઉડાવ કરવાને પાસે બાવાની બાબળી નથી."

"વાહ આબાદ મારૂંજ કેહવું," ગોદરેજે જવાબમાં જણાવ્યું. "મેં બી મારી મરનાર બાયડીને ઉદાર ને ખરચાવી બનાવી દીધી, ને કહ્યું કે 'મુરબી સાહેબ તમારી મરનાર બેહેનનું ભલું થાય તે તેવણે મને કરજમાં ડુબાડી નાખ્યો છે, એટલે છોકરીઓ દહાડેની થઇ જવા છતાં ઉઠાવ કરવાની કશી જોગવાઇ પાસે રહી નથી'—અને વળી એમ કેહતાં આપણે તો એક આંસુંબી નુછ્યું !"—અને હ્યાં ગોદરેજ ખડખડ હસી પડયો.

પૈસા પાપ કરાવે છે. આ બંને બુઢ્ઢાઓ પોતે બુઢ્ઢા હોવા છતા જાલેજરને 'બુઢો' ને 'ઢાંખરો' કેહેવામાં મોજ લે છે—પોતે મરવા તલક થવા છતાં જાંણે જનમ જીવવાના હોય તેમ જાલેજરનાં મરણના દીવસોની આંગલાં ઉપર ગણત્રી કરે છે ! જાલેજરની દોલતપર જાંણે તેમના બાપનું સીર હોય તેમ અત્યારમાંજ તેઓ તે હવામાં વેંહેંચી લેવા બેઠા છે !

"પણ દોસ્ત," ગોદરેજે યાદ આપી, "આપણે પેલા કાઉસને તો વીસારીજ દીધો."

"કાઉસને એક ફુટી બદામ એ ઢાંખરો આપનાર નથી," ધસતમે વિશ્વાસથી કહ્યું; "તેનાપર એને એટલો ધીક્કાર બેસી ગયો છે કે મેહેલમાં ઇજન વટીક નહીં કીધું તે નહીં જોતો ? વળી મેં બી ચપટાં આપવામાં કાંઇ બાકી રાખ્યું નથી."

"અરે તેમ તો એક વખત વાત નીકલી તે મેં બી કીધું," ગોદરેજે કહ્યું, "મેં તો કહ્યું કે તે દુકતો દુન્યાદારીથીજ ઉખરી ને વીખરી ગયો, ને તે માંથાના ચસકેલા બુઢ્ઢાએ બધું ખરૂં માંની ભેંજામાં ઉતારયું"—ને વળી હ્યાં ગોદરેજ ખડખડ હસી પડયો.

"હા પણ જો એ ડોસાએ વશીયતનામું કર્યા વના ટાકો ધડી કીધો કેની," ધસતમે ભય બતાવ્યો, "તો તું ને હું રવડી મ-

રવાના જો. કાયદા પ્રમાણે તેમ થાય તો એની સઘલી માલ મીલ-કત ને દોલતપર એના વડા ભાઇના હૈયાત બેટા કાઉસનો હક પોહોંચે. ને કોઇને એક બોઠી પઇબી મલે નહીં !"

"અરે હારે યાર," ગોદરેજે કહ્યું, "તેજ ચિંતા મને બી-થયા કરેછે; હવે તો તક મલે તો એ વાત એ દાકરાને કાંને લા-વીને જેમ તેમ વીલ કરાવી લેવું જોઇશે. બે ચાલ પણ તાહેજાં-માં બહું વખત ગયો "—અને તેઓ જવા ઉઠયા.

"એ પાસેની ઝાડીમાં કાંઇ ખખડાટ થયો વારૂં?" ધસતમે કાંઇ તેવી હીલચાલ જેવું સાંભલીને કહ્યું.

"હા, પણ તે પવન કાંઇ થોડો છે?" ગોદરેજે સમજ આપી. ને તેઓ વાત કરતા મેહેલમાં ગયા.

ત્યાં જાલેજર હતો નહીં. તે થોડે વારે આવી પોંહોંચ્યો ને બાહેર કામે ગયો ત્યાંજ આજે તો રોકાઇ પડયો એવું ખુશ મિ-જાજે હસીને તેણે સમજાવ્યું.

બીજે દને જાલેજરે ધસતમ ને ગોદરેજને અરજ કરી કે તે-ઓની તેને કાંઇક એકાતમાં સલ્લાહ પુછવી છે, માટે ખાનગી ઓર-ડામાં તજદી લેવી. આથી ધસતમ ને ગોદરેજ તો ખુશ ખુશ થઇ ગયા, ને જાલેજર આગલ ચાલતો હતો તે તક જોઇ ધસતમે ગોદ-રેજને ખુશીથી કોપરીયું મારયું—એવી મતલબથી કે હવે સઘલી દોલત તેઓનાંજ નામપર થવાની, અને ગોદરેજે તો પછવાડેથી આગલ ચાલતા જાલેજરના એવા નજીશ ચાલા ચસકા કીધા કે ધસતમ મુશકેલાઇએજ પોતાનું હસવું થોબાવી શકયો. પણ શું તે સઘલું જાલેજરે જોયુંજ નહીં? જોયું. જાલેજર ચાલતો હતો તે-ની સામેજ એક ગંજાવર આરસીનો તકતો હતો, જેથી પોતાની પછવાડે ચાલતા પોતાના સગાઓની દરેક હીલચાલ તે બુઢો ધ્યાન-થી જોતો ચાલતો હતો, જેની ઉપલા પૈસે—અંધ લુચ્છાઓને કશી ખબરજ રહી નહીં.

"દોસ્તો," જાલેજર તેમને પોતાના ઓરડામાં લઇ જઇ બે-સાડીને ગંભીર સાહદે બોલ્યો, "જયારે હું છેલ્લો મારાં વ્હાલાં-ઓથી જુદો પડયો ત્યારે મારી બે બેહનો કુંવારી હતી, ને તેથી ૪૫ વરસના અરસા પછી પાછો ફરતાં હું તેઓને નહીં પણ તં-મોને અને બેટીઓને મલવા આવ્યો છું, ને હું જોઇને ખુશી છુ-

કે તમો જેવા લાયકીવાળા ને ભલા ભરથારો મારી બેહેનોને મલી શકયા. મેં તમારી દરેક ચીલચાલો—દરેક લાગણીઓ તપાશી છે, ને તમોને કેવી રવેશે શાબાશીનો સરોપાવ આપવો તે સમજ પડતી નથી.”

“મુરબ્બી સાહેબ,” ઘસતમે ઢોંગ ચલાવ્યા, “એટલી બધી તારીફને હું તો લાયક નથી. તમારી એવી દીલસોજી જોઇ મારી છાતી હજારો જુસ્સાઓથી ઉભાઇ જાય છે, ને મારાથી બોલાતું નથી.”

“અને મારાથી તો રડી દેવાય છે,” ગોદરેજે ટકા વધાર્યો; “સાહેબ સાહેબ, તમો મારી તારીફ કરી મને મગરૂર બનાવી મેલો છો.”

“હું ખોટી તારીફ કરતો નથી,” જાલેજરે કહ્યું. “વલી તમો જાંણો છો કે મને ખડીનો નાપાક રોગ લાગુ થયલો છે, ને તેથી હવે હું જેટલાં વરસ જીંવ્યો છું તેટલા દાહાડા બી જીવવાનો નથી.”

હયાં ગોદરેજ ને ઘસતમનાં ડચકાંનો પ્રગટ સાહાદ સંભલાયો.

“અને તેથી,” જાલેજરે જારી રાખ્યું, “મારે વસીયત નામું કરી મેલવાની ઘણી જરૂર છે, પણ હું સમજી નથી શકતો કે મારે કાઉસને કેટલું આપવું જોઇએ, અને તે વાતમાં હું તમો સાહેબોની મસલત ચાહું છું.”

“એને શાનું આપે, મુરબ્બી,” ઘસતમ છછની પડયો, “તે લુચ્છો છોકરો, તેને શાનું આપે ?

“તો તો, વધારે બગડી જાય,” તુરત ગોદરેજે ટેકો આપ્યો, ,‘તેને ખરતોજ રાખો સાહેબ; તે જુગારી વ્યસની દુકતો. તેને શાનું જોઇએ ?”

“હા પણ મારો મુનીમ ફરાંમર્ઝ લખે છે કે તે હવે સુધર્યો છે,” જાલેજરે કહ્યું.

“જો સુધર્યો હોય ને હજી સુધરવાની કબુલાત આપે તો બે ચાર હજાર જાંહાંસો,” ઘસતમે ભલાંમણ કરી ને તેને ગોદરેજે ટેકો આપ્યો.

“ત્યારે કાઉસનું તો જાંણે પટયું.” જાલેજર તેઓની સલાહ પરજ બોલેબોલ અમલ કરવાનો હોય તેમ બોલ્યો; “હવે માહીયાર ને તેની બેટી ગુલ વીશે શું કહોછો ?”

“જો સાહેબ મારૂં ખરેખરૂંજ મત પુછતા હો તો હું કહું

છું," ધસતમે કહ્યું, "કે તે લાયકીવાલા ભલા બુરજીગરને કશું આપવું નહીં. ગરીબ માણસો સંતોશી હોય છે તેમને પૈસા આપી નવી લાલચો ને પૈસાના હવસોમાં ગીરફતાર કરવા એ જાંણી જોઇને તેમનાં સુખને ઉંધું મારવા બરાબર છે."

"અરે નહીં નહીં સાહેબ," ગોદરેજે દીલગુરદો બતાવ્યો, "ભાઇ જેવો ભાઇ ગમે તે પણ આશા નહીં કરે ? શેઠ મારૂં મત તો એમ છે કે હજાર બે હજાર ત્યાંને વાસ્તે બી કાઢજો."

"હું દોસ્ત ગોદરેજના મતને મલતો છું," જાલેજરે કહ્યું, "અને હવે તમો બે સાહેબો ને તમારી બેઠીઓજ બાકી છે, ને તમારે સત માનવું કે તમોને તો હું તમારી ખાત્રી થઇ જાય તેમ જરૂરજ મારાં વસીયતમાં યાદ કરશ, પધારો."

અને જાલેજરે તે લુચ્છાઓને રૂખસદ કીધા. તેઓ પોતા પછવાડે તે ઓરડાનું બારણું પાછું બંધ કરી ચાલમાં પડયા, ને ત્યાં હરખથી નાચવા પડયા. આવી નહીં ધારેલી સેહેલાઇથી આવી ગંજાવર દોલત ને માહાભારત માલ મીલકતના તેઓ અચબુચ માલેક થઇ પડયા માટે એક બેકને ભારે મુબારકબાદીઓ આપવા પડયા, ને પછી હાથમાં હાથ ભેરવી એ ખુશીના ખ્યાલો વચ્ચે તે તરફથી વિદાય થયા.

જાલેજરે તેમની એ સઘલી ખુશાલી ને હીલચાલ બારણાંની કલમાંથી ધ્યાંનથી તપાસી છે એમ વાંચનારને જણાવા જરૂર છે ?

---

## પ્રકરણ ૧૫ મું

### વસીયતનામું.

ઉપલાં પ્રકરણમાં લખેલા બનાવો જે દને બન્યા તેની બીજેજ દહાડે ધસતમ અને ગોદરેજ માતબર મેહેલમાંથી પોતાને મકાંને પાછા ફર્યા. તેઓને જે એક માસ એ મેહેલમાં રેહેવાનું ઇજન હતું તે પુરો થવાથી તેઓએ જાલેજર પાસે સભ્યતાને ખાતર પોતાને ઘર જવાની જુઠાઇએ રજા ચાહી—કાંએકે તેઓ ખાત્રીથી માનતા હતા કે જાલેજર તેમને જવા નહીં દેતાં હજી બીજા થોડા માસ ત્યાંજ રાખવાની આંહસ કરશે—પણ તેથી ઉલટું જાલેજરે તેમને તે ચાહેલી રજા સચ્ચાઇએ બક્ષી દીધી એટલે હવે ત્યાંથી વિદાય થયા વના આ બંને પેસાના પુંજારીઓને ચાલ્યું નહીં.

તેઓનાં ગયા પછી બુઢો જાલેજર પણ માતબર મેહેલ છોડી ગયો ને એક આખું અઠવાડીયું તેણે ભલા માહીયારનાં ગરીબ ઘરમાં ગુજાર્યું. ખુશ ચેહેરે ગુલરૂખ સાથ ખેતરોમાં ફરવાને તે એક અજબ મોજ લેતો હતો ને પોતાના ભલા ભાઇ સાથે એક ભાણે બેસીને ખાવાનો આ તવંગર ડોસાને હરખ થતો હતો, માટે પોતાના મેહેલની મોજો બાકાત રાખી તેને આ એક અઠવાડીયું સદાબરૂં માહીયારનાં ઘરમાં ગુજારવાનું વધારે પસંદ આવ્યું હતું.

એ પછી તે માતબર મેહેલમાં જ્યારે પાછો ફર્યો ત્યારે હામદનની પેઢીવાલો તેનો માનીતો ને વિશ્વાસુ મુનીમ ત્યાં આવેલો હતો. તેને જાલેજરેજ તેડયો હતો. જાલેજરે તેને મલવા પછી કાઉસની ખબર અંતર પુછી ને મુનીમે ઘણી ખુશીભરી ખાત્રી આપી કે કાઉસ ઘણો સુધરતો ચાલે છે.

"મુરબ્બી સાહેબ," મુનીમે માનથી કહયું, "તમારા હુકમ મુજબ હું તે છોકરાની ચાલ ચલણપર ઘણી બારીક દેખરેખ રાખું છું. મેં તેની લગતી ઘણી પરપુછો ખાત્રીપુર્વક કરાવી લીધી છે ને તેના પારપડોશીઓ તેને માટે સારૂંજ બોલતા સંભલાય છે. કહે છે કે તેણે એક વેપારની વખાર ઉઘાડી છે ને પોતે જાતી મેહેનતથી કમાઇ કુટી કાઢવાપર મંડયો છે. તેણે જે જાહેર કીધું છે કે તેની બાયડી મરણ પાંમી તે વાત પણ ખરીજ નીકલી છે, ને ટુંકમાં હાલ તુરત કાઉસને માટે અફસોસ કરવા જોગ જરાએ નથી."

જાલેજરે શુગર ગુજારી કીધી.

"વારૂં મુનીમ," જાલેજરે કહયું, "ત્યારે એ તો થયું પણ આજે તમોને ખસુસ તજદી આપવા મકસદ એ છે જે આજે તમોએ મારા માલ મીલકતની ધટારત વેંહેંચણીનું વસીયતનામું તૈયાર કરવું છે. હવે હું ઘણું જીવશ નહીં. ખુદાએ મને મારાં વ્હાલાંઓસે પાછો મલવા જેટલી હંદ સુધી જીવાડયો એજ ગણીમત છે ને તેથી હવે હું મોહતને આસાનીથી મલવા મારી તૈયારીઓમાં રેહેવા માંગું છું. મેહેરબાંની કરી આ ટેબલ આગલ બેસો ને હું લખાંઉ તેમ લખવા માંડો."

મુનીમે ફરાંમર્ઝ જાલેજરનાં ફરમાંન મુજબ ઉઠી ટેબલ ઉપર લખવાની સઘલી સામગ્રીઓ તૈયાર કરી એટલે જાલેજરે મજબુત ખુલ્લા સાહદે નીચે પ્રમાણે લખાવા માંડયું:—

"ગોદરેજની બેટીઓ રોદાબે અને મેહેરીન માટે લખતાં મને ઘણી દલગીરી સાથે જણાવવું પડે છે કે એ છોકરીઓમાં નમ્રતા કરતાં અભિમાનની મેં ઘણી વધારે જોઇ છે. હું વીશરી ગયો નથી કે જ્યારે મને મારા ગરીબ ભાઇ માહીયારે સાદા પોશાકમાં તેઓ આગલ ઓલખાવ્યો હતો ત્યારે મને અને મારા એ બુરજીગર ભાઇ સાથે તેની અસરાફ બેટી ગુલને એ બેવકુફ છોકરીઓએ ગરીબ જાંણી હીણી કાઢયાં હતાં, પણ જ્યારે હું માતબર મેહેલના માલેક તરીકે જાહેર થયો ત્યારે વલી ઢોંગ ભરેલા પ્યારની સમજાવતો ને ખોટી ખુસામતોથી મને વ્હાલી થઇ પડવાને તેઓએ ધીક્કાર ભરી તજવીજો કરી હતી. એ છોકરીઓ અભણ, ઉદાઉ, ઉછાછલી, ટચાક અને બેઅદબ છે એટલે મારાં આ વસીયતનામામાં તેમનું નામ પાડવું મારે ઘટતું નથી, પણ તેઓના એ સઘલા દુર્ગુણો માટે તેઓ તેમના બુબખ બાપ ગોદરેજનેજ આભારી છે તેથી તેમજ મારી બેહેસ્તનશીન બેહેનને ખાતર હું તેમનાં દરેકનાં નામ પર માત્ર રૂ૫૦૦૦૦ કરી જાઉં છું. આ રકમનું વ્યાજ તેમને તેઓ પરણે ત્યાં સુધી મલ્યું જશે ને એ મુદ્દલ ઉપર તેઓનો કે તેઓના બાપનો બીલકુલ હક ચાલશે નહીં, પણ તેઓની શાદી થવા બાદ એ રકમ ઉપર તેઓનો ને તેઓના ખાવંદોનો એક સરખો હક પોહોંચશે."

હયાં જાલેજર જરા દમ ખાવા થોભ્યો, ને પછી પાછું ચલાવ્યું:—"એ પછી શેહેરોય ને શીરીનને માટે બોલતાં મારે જણાવવું જોઇએ કે ગોદરેજની બેટીઓ કરતાં એ બંને બેટીઓ વધારે સારી ચાલની, નરમાસવાલી ને લાયકીવાલી છે. તેઓ જો થોડી ઘણી બગડી ગઇ છે તો તે તેમના બાપનેજ લીધે થયું છે, ને તેઓ પોતાની મરજી માફક પોતાની ભલાઇમાં પુરતી ખીલી નથી નીકલી શકતી તો તેમાં પણ વાંક તેઓના હેમક બાપનોજ છે. આ સઘલા વિચારો કરી હું તેઓ દરેકને એકેક લાખ રૂપીઆની રકમો આપી જાંઉં છું, પણ તે રોદાબે અને મેહેરીનના બાબમાં જે સરતો કરી છે તેજ સરતો પ્રમાંણે જાંણવું.

"હવે મારા બનેવીઓ ગોદરેજ ને ઘસતમની વારી આવે છે. તેઓ મારી નજરમાં નીચ લુચ્છાઓ ઠઠા ચુકયા છે. તેઓનાં બદ ફેલ અને બદ ચાલ વીશે મારી પુરેપુરી ખાત્રી થઇ છે. વસીયતનામું

જલદીથી કરવાને માટે તેઓએ મને આપેલી એકલપેટી, શરમભરેલી ફરેબભરેલી સલ્લાહ મને યાદ છે. બાગમાં નીચપણેથી મારા મોહતના દીવસોની ગણત્રી કરતાં બેહરાઇથી તેઓએ જે વાત કરી છે તે હું બોલબોલ મેં સાંભળી છે. મારા પછવાડે ચાલતાં કીધેલી મારી મશ્કરીઓ ને તેમના નઠારા ચાલાઓથી હું બેખબર નથી. તેઓ છાકટા, ઉડાવીયા ને આપમતલબી છે, ને તેઓએ પોતાના જેવીજ પોતાની બેટીઓને ઉછેરવાનો અઝીમ અપરાધ કીધો છે. એવા નાલાયકોને મારી બેહેનના વર થયલા જોઈ હું ભારે અફસોસ કરૂં છું, ને આજે જ્યારે તેઓ મારી દોલતે લખોપતી થઇ પડવાની ઉમેદમાં છે ત્યારે તેમને મારી દોલતમાંથી એક બોડી અરધી પણ આપવાને હું મોટા તીરસ્કાર સાથ ના પાડું છું."

હયાં જાસેજર વલી થોભ્યો, થોડોક દમ ખાધો, વિચાર કીધો ને પછી પાછું લખાવા માંડયું:—

"કાઉસને મેં ઘણો તપાસ્યો છે, ને એ મારો ભત્રીજો પોતાના માન પામેલા બાપનાં નામને નરસ લગાડનાર દુકતો મારી નજરમાં ઠરી ચુક્યો છે. તેણે મારી નોંધ પોઠી લુચ્છાઇથી વાંચી તે હું જાણું છું, ને તેણે તેની એક પરણેતર સાથે મલી ગુલને ફસાવા જે પ્રપંચ રચ્યો તે મને રોશન છે. એમ છતે હવણાં તે સુધરતો કેહેવાય છે અને તેનાં ભલાંને ખાતર તે ખરૂં માંનીને હું તેના માટે રૂ૫૦૦૦૦ મુકી જાંઉં છું. મારા વડા ભાઇના વડા બેટા તરીકે મારી દોલતના મોટા ભાગપર એનો હક પોંહોંચતે, પણ તે જો તેણે પોતાની નાલાયક ચાલથી ખોહી દીધો છે તો હવે હું દુવા ચાહું છું કે જે નાધલી રકમ હું તેને આપી જાઉં છું તેનો રૂડો ઉપયોગ કરીને તે સુખી થાય.

"છેલ્લે મારા ભાઈ માણીયાર ને તેની બેટીનો ભાગ પાડવાનું રહયું છે. મારો ભાઈ એક ભલો, ઉમરાવ દીલનો અને રગેરગ લાયકી ભરેલો ગ્રહસ્થ છે. તેણે મારી મદારત વગર પિછાંણવે—વગર કંટાલવે કરી છે ને તેના બદલામાં હું તેને રૂ૫૦૦,૦૦૦ ની રકમ હજારો ફેસાંન અને પ્યારની લાગણીઓ સમેત આપું છું."

"મારી દીકરી ગુલની ભલાઇઓ ને સારા ગુણો માટે કેવી તારીફમાં લખાવવું તે મને ખબર નથી. એ દીકરી એવી છે કે તેની હજારો રસ્તે પરીક્ષાઓ લેવા છતાં તે મારી તપાસમાં શુદ્ધ ઉ-

તરી છે, અને એવી એક ભત્રીજીને માટે હું ખરેખાત મગરૂર છું. એ ભલી દીકરીને આ માતબર મેહેલ હું આપી દેવા ઉપરાંત મારી બાકીની રોકડ રકમના રૂપીઆ દશ લાખ એના નામપર અતી ઘણી ખુશી સાથે કરૂં છું ને મારી ખાત્રી છે કે એ મોટી દોલતનો કેમ ઉપયોગ કરવો તે એ સખીદીલ દીકરીને શીખાડવું પડશે નહીં. એ દીકરીને એ આપવા પછી મારૂં ખાસ ફરમાંન છે કે મારાં મરણ બાદ તુરત આ મેહેલમાં પોતાના બાપ સાથ આવી વસવું અને મારી એક ખાસ અરજ છે કે તે જ્યાંવેર ૨૧ વરસની થાય નહીં ત્યાં સુધી તેણીએ શાદી કરવી નહીં. આ અરજ માંગી લેવામાં મારી એક છેલ્લી મકસદ છે માટે એ બેટીએ એ મારી અરજપર ચોક્કસ અમલ કરવાની મેહેરબાંની કરવી."

"છેલ્લે, આ વસીયતનામામાં મેં સૌ સૌને જે ઘટારત છે તે આપ્યું છે ને તેથી હું ફરમાઉ છું કે મારી અક્કલ હોસ્યારી ને રાજી ખુશીથી કરેલાં આ વસીયતમાં કોઇએ કશો ફેરફાર કરવો નહીં, કે પોતાના ભાગ લાગોમાંથી બીજા કશા ભાગો પાડવા નહીં."

હવાં વસીયતનામું તમામ થયું ને જાલેજરે તેમાં પોતાના ભાઈ માણીયાર ને મુનીમ ફરાંમર્ઝને તેના ટ્રસ્ટીઓ ઠરાવી તેણે પોતાની સહી કરી. વાંચનારાઓની જાંણ કાજે આ વસીયતનામાની રકમો ફરી નીચે ઉતારીશું:—

| | |
|---|---|
| રોદાબે અને મેહેરીન........................ | રૂ ૧૦૦૦૦૦ |
| શીરીન અને શેહેરોય........................ | રૂ ૨૦૦૦૦૦ |
| કાઉસ........................................ | રૂ ૫૦૦૦૦ |
| માણીયાર.................................... | રૂ ૫૦૦૦૦૦ |
| ગુલરૂખ—(માતબર મેહેલ ઉપરાંત)........... | રૂ૧૦૦૦૦૦૦ |
| જુમલે | રૂ૧૮૫૦૦૦૦ |

---

## પ્રકરણ ૧૬ મું.

### મોહતનું બિછાંણું.

ભલા જાલેજરે ઉપલું વસીયત નામું બીજે દને પોતાના ભાઇ માણીયારને વંચાવ્યું કેમકે તેનો વાંચનાર જાણે છે કે તેને ટ્રસ્ટી ઠરાવાનો એ બુઢાનો વિચાર હતો: પણ માણીયારને આ

રીતે થયલી દોલતની વેહેંચણી પસંદ આવી નહીં. તેનાં ને તેની બેટીનાં નામપર એ ગંજાવર દોલતનો જે બીસીયાર ભાગ કરી દીધામાં આવ્યો હતો તે એ ભલી મનશનીના બુઠાને ગેરઇનસાફ ભરેલું લાગ્યું, અને કાઉસ તેઓના વડા ભાઈનો વડો બેટો હતો માટે તેના વાંક છતાં તેને એ રીતે છેક ઓવાર નીવાર નહીં કરવાને માહીયારે જાલેજરને વીણવીને સમજાવ્યું; પણ નહીં. જાલેજરે તેને પોતાના કસમ આપીને માંગી લીધું કે પુખ્ત પરીક્ષા, અજમાયસ અને વિચારથી કરેલાં એ વસીયતમાં કશોબી ફેરફાર કરવાને તેણે તેને કદી પણ કશું કેહવું નહીં, અને એક મેહરબાની તરીકે તે જેવું છે તેવુંજ પોતા પાસે રાખી તેણે તેનો ટ્રસ્ટી થવું.

માહીયારને ચુપ રહયા વના ચાલ્યું નહીં. તે પોતાના આ નવા મલેલા ભાઇને એટલો ચાહતો હતો કે તેને તેણે આપેલા પોતાના જાનના કસમે ચુપ કરી નાંખ્યો. અને જો કે દગાબાજ કાઉસને થતા ગેરઇનસાફ સામે એ લાયકીવાલા બેહુતનું દીલ અતી ઘણું મુજાતું હતું, તોપણ તે જાલેજરને એ વિશે કશું વધારે કહી શકયોજ નહીં. તેણે તે વસીયત ઉંચું કર્યું ને તે વાત ખાનગી રાખી.

એ પછી જાલેજરે એક દીવસ ગુલને એ વસીયતની મકસદથી વાકેફ કરવાની તક હાથ કરી. તે તણી જોડે પોતાના મેહેલના બાગમાં લટાર મારતો હતો ત્યારે તેણે વાત છેડી. "તને યાદ છે. બેટી ગુલ," તેણે કહયું, "પેહલે દીવસે તું માતબર મેહલમાં આવી ત્યારે ઉપલા મજલાપરનો ખુશતર દેખાવ જોઇ તું રાજી થતી હતી ને એ મકાંન આયંદે તારૂં થાય તો કેમ તે મેં તને સવાલ કીધો હતો? એ મારા સવાલનો જવાબ હુંજ તને આપુંછું દીકરી. હવે હું જાણું છવું એમ નથી અને મેં કરેલાં એક વસીયતનામાં પ્રમાણે એ મેહેલ અંદરોઅમાં એક બીજી મોટી રકમ સાથે તારો થશે.—હા તારો, મારી બેટી," જાલેજરે ભારથી કહયું, "તારી ગ્રાલેસાઇ ભલમણસાઇ અને સઘલા સદગુણોના અવેજમાં એ તારો થશે."

"ઓ કાકાજી," ગુલ હેસાંનથી ઉભાઇ જતી છાતીએ તે બુઝર્ગનો હાથ પકડી બોલી, "એ મોટી મેહેરબાંનીઓ વગરબી તમારો ચાહા મારાપર ઓછો નથી. એ નવી મેહેબાનીઓને હું

લાયક નથી. પૈસા મેં જોયા નથી, ને તે વાપરતાં મને આવડતા નથી. તેથી કદાચ હું છકી જવશ. મારી સારી લાગણીઓનો નાશ થશે. કાકાજી હું માંગી લઉંછું કે મને મારી સાદી સ્થીતીમાં સંતોખી રેહેવા દો."

"નહીં મારી દીકરી," જાલેજરે સમજાવ્યું, "મેં તારી તપાસ કર્યા વના એ દોલત તને આપી નથી. સદગુણીઓનો પૈસો આલમને એક આશીવાદ છે, ને મારી ખાત્રી છે કે તું બેઠી તારા પૈસાનો રૂડો ઉપયોગ કરી શકશે. હવે એ વાત જવા દે. આ જો"—અને જાલેજરે એક મોહર બંધ પેકેટ કાઢયું—"આ ચીઠી મારી લખેલી છે ને હું એવું ઇચ્છું છું કે તું તારૂં ૨૧મું વરસ પુરૂં કરે નહીં ત્યાં વેર તારે એ વાંચવું નહીં, એટલુંજ નહીં પણ તેવું કશું તારા પાસ છે એવું કદી કોઇને જણાવવૂં બી નહીં. તારાં દાહપણમાં મને એતબાર છે માટે તું અધીરી પડી આગલથી એ વાંચી લેશે એ વાત હું માનતો નથી, ને મને ઉમેદ છે કે તું ૨૧ વરસ પુરાં કરી રહે તે દીવસ સુધી તું એ થાવુ સાચવી રાખશે."

ગુલે ઘણાક આભારો માની તે પેકેટ લીધું ને તે પછી કેટલીક વાતચીત કરી તે કાકા ભત્રીજી છુટાં પડયાં.

હયાં વાંચનારને અમારે જણાવવું જોઇએ કે પેલા લોભી ધસતમ અને ગોદરેજે રખે જાલેજર તેમને તેનાં વીલમાં વીસારી દીએ માટે દમબદમ ખુશામતનાં કાગલોપર કાગલો લખવા જારી રાખ્યાં હતાં ને જાલેજર તેમને હાલ તુરત ઉમેદભેર રાખી સેવટે સજાનો ફટકો મારવા તેમનો થઇ હમણાં તો સઘલાં કાગલોનો સીફતથી જવાબ લખતો, એટલુંજ નહીં પણ અવાર નવાર તેમની બેટીઓ માટે કાંઇને કાંઇ ભેટ બી મોકલતો, ને હંમેશ શેહેરોય ને શીરીન માટેની ભેટો રોદાબે ને મેહેરીન માટેની ભેટો કરતાં ઊંચી કીસમની જતી હતી.

ગુલને પણ એ ભલા બુઢાએ આસ્તે આસ્તે ઊંચી પકતીએ ચઢાવા માંડી હતી. તે હવે તેના પાસ છેક હલકું ઘરનું કામ કરાવતો ન હતો. તેના પોશાકમાં રફતે રફતે તે ફેરફાર કરાવતો ચાલ્યો હતો અને એ રીતે તે બુરજીગરની બેટીને શેહેરી સુધરેલાં સલુકપર લાવવાની બુઢો જાલેજર મેહેનતપર મંડયો હતો. ગુલ

માતબર મેહેલની માલેક થનાર હતી એટલે તે સોસાએટીમાં વગ પામનાર હતી માટે તેની બુરજીગર હાલતમાંથી બાહેર કાઢી તેને સુધરેલી સોસાયટીના કાનુનોને લાયક કરવાની હતી, અને એ બધું તેણીના બુઢા કાકાએ એવી સીફતથી—એવી સંભાલથી બજાવ્યું કે તે ફેરફારો જરા બી તેણીનાં ધ્યાનપર આવ્યા નહીં, ને તેથી એક-દમ એવા ફેરફારો થતાં નબલાં મગજો ફીશીયારીમાં ચશકી જવાનો જે ભય રહે છે તેવું કશું આપણી ગુલના બાબમાં થયું નહીં. હવે ગુલને તેણે શેહેરમાં દર અઠવાડીએ ઘર સંસારી ખરીદીઓ સારૂ જતાં અટકાવીને તે કામ એક દાયાને સોંપાવ્યું. હવે તે માત-બર મેહેલમાં મોટી ખાણી પીણીઓ કરી વગવાલાં કુટુંબોને નો-તરતો ને તેઓ સાથે ગુલની પીછાંણ કરવી તેને આગલ પાડતો. ટુંકમાં ગુલની બેખબર બુરજીગર સ્થીતીપરથી તેને તે એક ઉમરાવ જાદીના દબદબાપર લાવી ઉતારવાને મેહેનત કરતો હતો, ને તેમાં તે તદન ફાવ્યો હતો.

* * * * *

ઉપર લખેલા બનાવોને બીજું એક અઠવાડીયું વહી ગયું, અને પછી એક મોડી રાત્રે ભલા માહીયારનો દરવાજો ગગડાવી નાંખવામાં આવતો હોય તેમ તાકીદભરી ધમાલથી ઠોકવામાં આ-વ્યો. આ ઠોકનાર એક ઘોડેસ્વાર પેગાંમચી નોકર હતો ને તે માંઠી ખબર લાવનારો હતો. બુઢા જાલેજરની તબીયત તે રાત્રે પો-તાના મેહેલમાં ખાઈને સુવા પછીથી એકાએક અની ઘણી બગડી આવી હતી, અને જલદીજ તે ભય ભરેલી હદપર પોહોંચી ગઈ હતી તેના રડતા સમાચાર લઈ તે આવ્યો હતો.

ગુલ અને માહીયારને આ એવડી ઉતાવલે સ્વપને વકી નહીં રાખેલા સમાચારે જે અસહ્ય દુઃખ પેદા કીધું તે ખરી રીતે વીસ્તારવાને કોઈ કલમમાં તાકાત નથી. તેઓએ વખત ખોહયો નહીં. દુઃખની લાગણીઓથી ઉભાતી છાતીએ તૈયાર થતાં તેઓને વાર થઈ નહીં, અને તેઓ માતબર મેહેલમાં પોંહોંચ્યાં.

ત્યાં તે જમાને ખાવિલ જાલેજર જમની આગલ લાઇલાજ થઈ આ જગતમાં થોડાજ કલાકના પરોણા તરીકે પડેલો હતો. તેને તેના વિશ્વાસુ નોકરોએ તે તરફના કાબેલમાં કાબેલ તબીબોની સલાહ પુરી પાડી હતી, પણ તબીબોની તદબીર જાલેજરની તક-

દીકરને ઉંઘી મારી શકી નહીં. તે બંને તબીબોએ માડીયાર આવી પુગ્યો તે પેહેલાં ઉપાયો કરવામાં કશી બાકાત રાખ્યા ન હતા, પણ તેઓ તેને સેવટની હોશયારીમાં લાવી મેલવાથી વધુ કશું કરી શક્યા ન હતા, અને માડીયારે આતુર ઉલટથી પુછેલા જવાબમાં તેઓ તે દુઃખી બેરાદરને જરા પણ આશા આપી શકયા નહીં.

એ પછી તબીબો ગુલ અને માડીયારને તે ઓરડામાં મુકી પાસેના ઓરડામાં ગયા (કેમકે તે મરવા સુતેલા દરદીને પોતાનાં વ્હાલાંઓ સંગાથે આ સેવટની ઘડીએ કાંઇ ખાનગી વાત કરી લેવી હશે એમ તેઓએ અનુમાન કરયું) અને જો કામ પડે તો તુરત તેમને પાસેથી તેડવાની તાકીદ કરી ગયા.

માડીયારે જઇને પોતાના મરતા બેરાદરનો ધ્રુજતો હાથ પોતાની આંસુથી ભીંજાયલી બુઠી ચશમોમાં દાબ્યો. ને ગુલ તેની છાતીપર માંથુ નાંખી તેના પાસ ગુઠણપર પડી મોતીસમાન આંસુ ઓરવવા લાગી કેવો ગંભીર સમો! કેવો માતમ ભરયો બનાવ! જેઓ મોટી ચીચીઆરીઓ પાડી ઘર ગજવી મેલે છે તેમનેજ પોતાનાં મુવાં અથવા મરતાં વાહાલાંઓનું ઘણું લાગે છે એમ નથી, પણ જેઓ શાંત શર્ણાગત ગમમાં છુપાં અને વગર ઘોઘાટનાં આસું વરસાવે છે તેમને પણ તેવાં સદાનાં વિદાય થતાં વ્હાલઓનું તેટલુંજ બલકે કદાચ તેથીબી વધારે લાગે છે એમ ખરી રીતે સમજવું જોઇએ છે. સુંદર ગુલ ને ભલા માડીયારનો ગમ તેજ કીસમનો હતો. ગુલે હવણાં પારસીઓમાં ચાલે છે તેમ રાગડા કાઢી માતમ વરસાવ્યું નહીં, અથવા ટેહૂંકા કાઢી છાતી કુટી નહીં; ગુલે રોદાબે અને મેહેરીન ખોટી ખુશામતને ખાતર અથવા લોકોને બતાવા ખાતર કરતે તેમ કાન ફાડી નાંખનારી ચીચયારીઓથી માતબર મેહેલ ગજવી મેલ્યો નહીં; અમો કહીએ છીએ જે એ ખુબસુરત ગામડણે પોતાનો ગમ અને દુઃખ બતાવા એવું કશું કીધું નહીં તેથી શું એમ કેહશે કે તેણીનો ગમ અથવા દુઃખ એવાં અજાડ પછાડનાં માહેતમ કરનારાં અભણ જંગલીઓથી કોઇબી રવેશે ઓછો અથવા ઉતરતો હતો?

બાલેજર પોતાના વ્હાલાંઓને આ રીતે પોતા માટે ગમમાં ગીરફતાર થયલાં જોઈ મનથી મંજાયો. "બેરાદર, બેટી;" તેણે નાપસંદગીનો એક મોટો દમ ખેંચી કહયું, "તમો શું કરો છો?

હું મરૂં છું તેપર માતમ કરો છો! નહીં મારાં વ્હાલાંઓ, મને એ ઘટે નહીં. હવે મારો વખત છે ને આ દુન્યા હું ખુશી સાથે છોડી જાઉં છું. મારાં પાપ બેશક મને માંફ થઇ ચુકયાં છે, ને તમ નેક દેદાર જોવાને તેમજ મારી આ ગુલાબ જેવી બેટીનું સુખ ભોગવવાને હું એક આખું વરસ તે દાદારની મેહેરથી સલાંમત રહયો એજ શું ગણીમત નથી?"

"બેરાદર જાલેજર," માહીયારે ગમગીન—ગંભીર ઉલટમાં આવી કહયું, "ત્યારે તો હું એક સેવટની અરજ ચાહું છું."

"સેવટની અરજ!" જાલેજર અચરત થઈ બોલ્યો, "તે શું? મારા વ્હાલા ભાઇ, શું હું તુંને ના પાડશ?"

"મારી ખાત્રી છે કે નહીં,' માહીયારે કહયું. "બેરાદર હું ઇનસાફને ખાતર બોલું છું. હું કાલાવાલા કરીને માંગી લઉં છું કે કાઉસને તમો છેક નીવારી ના મેલો, ને આ સેવટની ઘડીએ આપણા ગુજરેલા ભાઇના એ કમનસીબ બેટાપર તમો મેહેરબાંન થાઓ."

જાલેજરે મોં કુમલાવ્યું.

"તમોએ તમારા જાનના કસમથી મને ચુપ કીધો હતો," માહીયારે જરા થોભી કહયું, "તથી હું આજવેર ચુપ રહયો, પણ જો હજી છેક અસુરૂં થયું નથી તો મારા વ્હાલા ભાઈ એ સેવટની ફરજ મારે ખાતર અદા કરો. મારી દીકરી પોતાનો વારસો ખોહવાથી દલગીર થશે નહીં."

"ખચીત નહીં મારા વ્હાલા કાકાજી," ગુલે ટેકો આપ્યો; "ઓ કાકાજી મને એની ઉલટ કે હરખ નથી તો મારે ખાતર કાઉસને ઇનસાફથી બાકાત ના રાખો. તમો ઇનસાફના હીમાયતી છો—વાજબી રાહે ચાલનાર છો તો એટલું અમારૂં માંગ્યું બક્ષો."

"મારાં વ્હાલાંઓ," જાલેજરે ગમખાર સાહદે કહયું, "આ સેવટની ઘડીએ મારો સેવટ સુધીનો ઠેડાવ તમો પાક મમતાથી ફેરવાવા માંગો છો? માહીયાર તારી ગુલબદન બેટીને પુખ્ત વિચારથી મેં જે આપ્યું તે હું હવે ઘાટકીપણે પાછું લઇ લઉં?"

"હું તે ખુશીથી—હજારો ખરી ખુશીથી તે પાછું આપું છું, મારા મુરબ્બીજી," ગુલે ઉસ્કેરાઇ આવી કહયું. "ઓ કાકાજી, કાઉસના વાંકો આ ઘડીએ વાંક તરીકે ના જોવો, ને દયાથી તે નાલાયકપર અમારે ખાતર મેહેરબાંન થાઓ."

"આહા," જાલેજરે કાંઇ નહીં સમજાય એવા સબ્યારાનો—ખુશાલીનો દમ ખેંચી કહ્યું, "તમ જેવાં નેક, બીનસ્વારથી, પાક ખસલત વ્હાલાંઓની ગોદમાં મરવું એ એક ખરો આશીરવાદ છે. મારાં વ્હાલાંઓ તમારી એ ફીરેસ્તાઇ માંગણી નહીં બાહાલ રાખવાને મારૂં દીલ ચાલતું નથી. હું મારો ઠડાવ ફેરવું છું. બેસ માહીયાર પેલી ટેબલ આગલ, ને લખી લે ટુંકમાં હું કહું તે."

માહીયાર પોતાના વડા ભાઇનાં ફરમાનને તુરત તાબે થયો ને મરવા સુતેલા જાલેજરે નીચલું ટુંક વસીયતનામું લખાવ્યું:—

"હું મારી ભાણીજા રોદાબે ને મેહેરોનને દરેકને માટે રૂ૫૦૦૦૦ મુકી જાંઉ છું; શેહેરોય ને શીરીન એ દરેકને રૂ૧૦૦૦૦૦ આપી જાંઉ છું; મારા વ્હાલા ભાઇ માહીયારને રૂ૫૦૦,૦૦૦ અને બેટી ગુલને રૂ૫૦૦૦૦ આપું છું, ને સેવટે કાઉસને હું આ માતબર મેહેલ તેની આસેપાસેની બીશીયાર જગ્યા અને રોકડ રૂ૧૦૦૦૦૦૦ આપી જાંઉ છું. મારા ભાઇ માહીયારને આ વસીયતનો હું ટ્રસ્ટી ઠડાવું છું, ને એ મેં મારી રાજી ખુશીથી ને પુરતી અક્કલ હોશયારીથી કરેલું છે."

"માહીયાર," જાલેજરે કહ્યું, "મારી ગુલની મીલકત સેવટની ઘડીએ તારા નેક સુખન ખાતર મેં લઇ લીધી છે, પણ તે સાહેબ પાસ હું દુવા ચાહું છું કે જો કાઉસ આ તમારી મેહેરબાંનીને નાલાયક ઠડે, ને તે હજી બુરાઇઓમાંજ ફસેલો હોય તો કોઇબી રવેશે મારી આ શેઆંગી દીકરીનો આ વાજબી હક લુટાતો તે ફીરતાર અટકાવે."

જાલેજરે વસીયતપર સહી કરી, ને પોતાના ભાઇની સાખ કરાવી. તે સહી કરતાં એ મરતા બુઢાને ઘણી મુશ્કેલ પડી. તેને ટકયાઓના ટેકાથી ઉચકી બેસાડવામાં આવ્યો, ને તેણે પોતાની છેલ્લી સહી કરી.

આ રીતે વાંચનાર જોશે કે સર્વના ગુણ અવગુણના વીસ્તાર સાથનાં વીવેચણથી કરેલું પેલું આગલું વસીયતનામું રદ થયું, અને આ નવું વસીયતનામું થયું હતું. જુનાં વસીયતનો પણ માહીયારજ ટ્રસ્ટી હતો એટલે તે તેને ઘર હતું, પણ આ નવું જાલેજરની સહી થવા પછી માહીયારે માતબર મેહેલ માંહેલીજ એક કબાટમાં ચોકસ ઉંચું કરી કલ દીધી.

આ નવાં અને જુનાં વસીયતમાં વાંચનારે ધ્યાંન રાખવું કે ફરક માત્ર કાઉસ ને ગુલને મલેલા ભાગોમાંજ છે. અસલ વસીયતમાં કાઉસને જે નજીવો ભાગ મલ્યો હતો તે હવે ગુલના નામપર થયો ને

અસલમાં જે બેસુમાર દોલત ને માતબર મેહેલ ગુલનાં નામપર હતું તે હવે સઘલું આ નવાં વસીયતની રૂહે લુચ્છા કાઉસનું થયું હતું.

આ નવું વસીયત તઇઆર થવા પછી જાલેજરને તે માટે પડેલી ઘણીક જેહેમતોથી વલી તેનો જીવ જીમાઇ ગયો. માહીયાર અને ગુલ તેની સોડમાં બડબુટ બેશી રહયાં—તબીબોએ પોતાના ઉપાયો જારી રાખ્યા, પણ તે સઘલાંથી જઇફ જાલેજરની સરજતં બદલાઇ નહીં. તેને છેલ્લો જોરાવર દમ પાછલી રાતને સુમારે ચાલવા લાગ્યો, ને સહવાર થતાં પેહેલાં સઘલું ખલાસ થઇ ગયું. માતબર મેહેલનો માલેક—ધનવાન જઇફ જાલેજર પોતાનાં બે પ્યારાં વ્હાલાંઓના ગોદમાં આ જેહાંનથી અસબાબ ઉઠાવી ચાલતો થયો!

બીજીજ સહવારે મુનીમ ફરાંમર્ઝ, કાઉસ, ધસતમ અને ગોદરેજ તથા તેઓની બેટીઓ સો માતબર મેહેલમાં આવી પોંહોચ્યાં. માહીયારે રતોગત જાલેજરની બેમારી ને પછીથી તેનાં મોહતના સમાચારો કહાવી માણસો દોડાવ્યાં હતાં અને તેથી આ સગાંઓ બની આવી એટલી ઝડપથી આવ્યાં હતાં.

કાઉસે આવતાંને વાર કાકાનાં રૂવાંન ઉપર માહેતમ વરસાવ્યું. આવો દયાલુ, આવો રેહેમદીલ, આવો સખી ઇત્યાદી ઇત્યાદી તેણે તે મરનારને લોકમાં પોતા વિશે સારૂં મત બેસાડવા તહરેવાર એલકાબો આપ્યા. વાંચનારને કેહેવું પડશે કે તેને જાલેજરનાં મોહતથી જરાબી લાગતું ન હતું, પણ ઓર તે તો સઘલો દલ્લો પામવાની ઉમેદમાં હરખાઇને હસ્તો હતો?

કાઉસને પેહેલાં કે છેલ્લાં વસીયત વિશે લેશ ખબર ન હતી. તે એટલુંજ અનુમાન કરતો હતો કે ને હવે સુધર્યો છે એવું છેલ્લા દીવસોપર બતાવ્યું તેથી મરનાર ડોસો બેશક ભોલવાઇ ગયો હશે, અને તે તેના વડા ભાઇનો હક્દાર બેટો હૈયાત હતો એટલે સઘલી દોલત અને માલ મીલકત બેશક તેનાંજ નામપર થઇ હશે.

પૈસાના પુંજારીઓ ધસતમ ને ગોદરેજબી જાલેજરની દોલતના મુખ્ય ઉમેદવાર હતા. તેઓએ જાલેજર સાથે વીલ વીશે આગલ એકવાર કરેલી વાત વાંચનાર વીસરી નહીં ગયાં હોય, અને તે વાતચીતથી તેઓબી સઘલી દોલત પોતાનાં નામપર થવાની ઉમેદમાં જાલેજરનાં મોહતપર ભારે માતમ વરસાવતા હતા! વલી તેઓની

બેટીઓ બાપોનો દાખલો પકડતી હતી, અને તેથી જાલેજરને માટે સાહદે રડનાર કુટનારોની તેનાં મોહત પછી કશી ખુટ પડી નહીં!

જાલેજરને અવલમજંલ પોહોંચાડયા પછી માતબર મેહેલમાં પાછું સઘલું સમાધાન થયું.

એ પછી મુનીમ ફરાંમજીને માહીયાર ઇસારતથી વાત કરવા બાહેર બાગમાં લઇ ગયો, અને ચતુર કાઉસ તે જોઇ ચેતી ગયો કે કાંઇબી દોલત વીશે વાત થવાની છે. આ તક તેણે ખોહી નહીં. તે પણ પુઠેજ નીકલ્યો, અને જે આંબાનાં ઝાડ તલે બેશી માહીયારે ને મુનીમે ધીમે સાહદે ગુફતેગો ચલાવી તેથી થોડે છેટે તેઓ નહીં જોય તેમ ઉભો રહી તેણે તેમની વાતચીત સાંભલવાના પછાડા મારયા. એમ છતાં તેને કેટલોક વાર સુધી કશું સંભલાયું નહીં. મુનીમ અને માહીયાર એટલે ધીમે સાહદે બોલતા હતા કે તેમની કશી વાતચીત કાઉસને કાંને આવી શકી નહીં.

સેવટે વાત કરી ઉઠવાની તૈયારી કરતાં કાઉસનાં સારાં નસીબે મુનીમ લગાર વધારે મોટે સાહદે બોલ્યો, ને હવે કાઉસને સંભલાવા માંડયું: "અરે ત્યારે ટુંકમાં એમજ કેની," મુનીમે કહયું, "કે આ માતબર મેહેલ તેની આસેપાસેની બીશીઆર જગ્યા અને રોકડ દશ લાખ કાવસના નામપર કરવામાં આવ્યું?"

"હા એમજ," માહીયારે કહયું.

"વારૂં ત્યારે તે વસીયત કયાં છે?" મુનીમે પુછયું.

"બેહેસ્તી હક થયા તેજ ઓરડા માંહેલી કબાટનાં ચોર ખાનાંમાં છે," માહીયારે ખુલાસો કીધો, "ને તેની કુચી હું મારાં બદનનાં ગજવાંમાં લઇને ફરૂં છું."

કાઉસથી હવે વધારે થોબાયું નહીં. તે અરધી વનાનો ઓશીયાલો ભીખારી નહીં ધારેલી રીતે આવી બીશીઆર માલ મીલકત ને દોલતનો ધણી થઇ પડયો હતો એ જાણતાં તે હરખથી ગોયા દવાંનો થયો. તે ખરેખાત દવાંનો નહીં થયો એ એક મોજેજો હતો. જુગારખાંના શરાબખાનાં રંડીબાજી વગેરે નીચ વ્યસનોની નજીસ તેને લાયકની મોજના ખયાલમાંજ તે મોજ મેલવવા લાગ્યો. તેણે ખયાલ કીધો કે કાકાએ તાકો ઘડી કીધો તેટલાં જઅઅરા પાધરો આવ્યો તો તેનો આવો બેમુલો બદલો મલ્યો;—પણ લોભને થોભ નથી. તેણે વિચાર કીધો કે બેહેસ્તીની દોલત કાંઇ એટલીજ હોય

નહીં. તેણે રોકડમાં માત્ર દશ લાખ તેનાં નામપર કીધા હતા ત્યારે બાકીની બીજી રોકડ રકમોની બીજાંઓને ભામ ભરી હશેની? આ વાત કાઉસને ગમી નહીં, તેણે ખ્યાલ કીધો કે કાકાએ વસીયતનામું કરીને સામું કાચું કાપ્યું. જો તે ધાંખરો વગર વસીયત કરવે મરી જતે તો વડા ભાઇના હેયાત વડા બેટા તરીકે મરનારની સઘલી દોલત તેને હાથ આવત, ને બીજાં કોઈનો એક બોટી પઇ પર હક ચાલતે નહીં, પણ આ તો વસીયત કરેલું હોવાથી દોલતનો કેટલોક ભાગ બીજાંઓનેબી મલ્યો ! "એ મલવો જોઇએ નહીં," લોભી કાઉસ મનસે બરબડયો, "મારે એનો અટકાવ કરવો જોઇએ. એ સઘલી માલ મીલકત અને સઘલી દોલતની પઇએ પઈ મને મલવી જોઇએ, ને તે મનેજ મલશે." હયાં તે કાંઇક ગંભીર વિચાર કરવા દશ મિનીટ થોભ્યો, ને પછી પોતે કરેલી એક ગોઠવણ તે અમલમાં લાવવાના દેખીતા ઠડાવથી તે આગો પાછો થયો.

---

## પ્રકરણ ૧૭ મું
### લોભનું કાવત્રું.

તે રાત્રે સૌ સુવાને વગે સગે થયાં. માહીયારને તે રાત્રે ઉંઘ આવી નહીં. તે પોતાના એકાંત ઓરડાનાં એક ખુંણા માહેલાં પોતાનાં બિછાંણાંમાં પડયો પડયો ગયાં આખાં વરસના બનાવોનો ઇનતેખાબ યાદ કરતો હતો. ગયે વરસ તેનાં ઘરમાં જે ચીઠડેહાલ ડોસો આવ્યો હતો તે મુવો ત્યારે લક્ષાધીપતી જાહેર થઇને તેના બેરાદર તરીકે મુવો તેને લગતા હજારો વિચારોએ તેને ઘણો વારવેર જગાડયો. સેવટે તેને ઝુંકુણ આવવા લાગી, ને તેની આંખ લાગી નહીં લાગી તેટલાં તે પોતાના ઓરડામાં કાંઇ ખખડાત સાંભલી ચોંકી ઉઠયો. એ શું ?. ઓરડામાં દીવો હતો તે બુજવાઇ ગયો હતો કે કોઇએ તે જાંણી જોઇને ગુલ કીધો હતો? માહીયાર એ વિચારમાં હતો તેટલાં એક આંચકાથી તેનો ધોહ્યો હીલ્યો, ને એક કાલો આકાર તેના ધોહ્યા પાસથી પસાર થયો !

માહીયાર તુરતજ બિછાંણાંમાં ઉછલીને બેઠા. તે હીચકારો ન હતો તોબી આ બનાવોથી તેને ડર લાગ્યો. શું જાલેજરનો ભુત તે ઓરડામાં હતો ને તે માહીયારને બીહીધરાવતો હતો? બનેજ કેમ ! જે આવો પ્યાર ભરેલો ભાઇ તેનો ભુત એવી ચાલ કેમ ચલાવે ?

માડીયાર ઉઠીને તલ્લાસ કરવાનો ખ્યાલ કરતો હતો પણ તે વેલા ઓરડામાં સઘલું પાછું એટલું શાંત થઇ ગયું હતું કે પેલો સનસારો તેમજ પેલો આકાર તેનાં ઉંઘરેતાં મનનો ખાલી ખ્યાલ હતો એમ સમજીને તથા તે ચેરાગ તે પવનથીજ ગુલ થયલો માંની તે તુરત પાછો સુઈ ગયો.

વલી તેની આંખ લાગી તેવામાં તેનું બારણું લગાર જોરથી અફલાયું, ને હવે તે વધારે બીહી ઉઠયો. તે હવે હીમત કરી બીછાંણાંમાંથી બાહેર આવ્યો ને પેલો ગુલ થઇ ગયલો ચેરાગ તેણે પાછો સલગાવ્યો. તેણે એમ કરી પોતાનો ઓરડો તપાસ્યો; તે ઓરડામાં કોઈ હતું નહીં. તે હવે ઓરડામાંથી બાહેર પડયો. દર ચાર દગલે થોભીને આસેપાસે જોતો તે બાહેરની મોટી સાલમાંથી બધા ઓરડા પાસેથી પસાર થયો. સઘલા ઓરડાનાં બારણાં બંધ હતાં. છેલ્લે જાલેજર જે ઓરડામાં હક થયો હતો તે ઓરડો આવ્યો. તે પડત નાંખી બંધ રાખ્યો હતો ને તેમ છતાં અંદર કોઇ ચાલતું હોય એવો સાહાદ આવ્યો!

હવે માડીયાર ખરેખાત ગભરાયો. મરનારના ઓરડામાં એ કોણ? તેણે ધ્રુજતા હાથે તે અલગું બંધ કરેલું બારણું ઉંઘાડ્યું ને તેણે શું જોયું? કાઉસ મરનારનાં છેલ્લાં બિછાંણાના પગ પાસ ગુડાણપર પડી ભાકિતમાં મશ્ગુલ હતો! કાઉસની બારણાં ગમ પીઠ હતી, એટલે તેણે માડીયારને આવતો જોયો નહીં, ને મોટે સાહદે બંદગી જારી રાખી. "મારા હેતવંતા કાકાજી," માડીયારને મોટે સાહદે તે બોલતો સંભલાયો, "મેં તમો જીવતા હતા તે વખતે તમને દુઃખ કીધું તો માફ કરજો. મુરબીજી, ખુદા તમારાં અશો રૂહને હજારો આરામ આપો અને——"

માડીયાર એથી વધારે સાંભલી શકયો નહીં. તેણે કાઉસને એટલો બધો સુધરી ગયલો જાંણ્યો ન હતો. તે એવડો બધો સુધરી જશે એવી તેને સ્વપને પણ વકી ના હતી. તે ખુશીથી દોડી તેને ભેટી પડયો, "બેટા કાઉસ," માડીયારે કહયું, "તું હયાં અત્યારે? આવી મધરાતે!"

"હા કાકાજી," કાઉસે ગમગીન સાહદે કહયું, "હું મારા મરનાર મુરબીજીના ઓરડામાં બંદગી કરવા આવ્યો છું."

"પણ આવી મોડી રાતે આવવાનું કાંઇ કારણ, બેટા?"

"મને ઉંઘ આવી નહીં," કાઉસે કારણમાં સમજાવ્યું; "મેં એ મુરબ્બીજીની જીવતાં માંફ માંગી નહીં લીધી હતી માટે તેઓનાં મુવા બાદ તેમનાં ખાલી બિછાંણાં આગલ પણ એક એબાદત કીધા વના મને ઉંઘ આવે એવી નીરાંત થઇજ નહીં, ને હું અંતે હયાં આવ્યો."

"આફરીન આફરીન મારાં બચ્ચાં," માહીયારે સંતોશ બતાવ્યો. "બેહેસ્તમાંથી તારા તે મહરૂમ મરબી પણ તને આશીશ દેશે. આ તારી ચાલથી હું નેહાએ ખુશ છું. બસ ઘણું થયું, ચાલ એ દુઃખના ઓરડામાંથી ને મારા પાસે બેસી જરા મન ખુલ્લું કરી જઇને પોઢી જજે."

હવાં માહીયાર સાથ કાઉસ તેના ઓરડામાં ગયો, અને માહીયારે બતી મેજપર મુકી કે કાઉસે કહયું. "કાકાજી તમો આરામ કરો. હું હયાં બેસું છું અને આપણે બે ઘડી વાત કરશું."

માહીયાર કશોબી શક ઘગાવા વના બિછાંણાંમાં ગયો, ને કાઉસ તેના પગ પાસ ખુરસી તાંણી બેઠો. આ તેઓની વાતચીત અતરે ઉતારવાની જરૂર નથી. મરનારનાં મોહતની વીગતોને લગતી અવારનવાર વાતચીત ચલાવી કાઉસે અરધોક કલાક ખેંચી કાઢયો, ને પછી સુવા જવાની રજા ચાહી તે ઓરડા માંહેથી બાહેર પડયો. તેનાં જવા પછી માહીયાર ઘણી નીરાંતની ઉંઘે ઉંઘી ગયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### "કર ને જો"

બીજી સહવારે માહીયારે કાઉસને લગતો બનાવ કોઇ આગલ કહયો નહીં. એકતો તે રાત્રે પોતાના ઓરડામાં ખાલી સણસારાઓથી બીહીધો હતો એમ તેને કોઇને કેહવા નહીં ગમ્યું, ને બીજુંતો કાઉસનો પસ્તાવો તેને એવો ખરાં જીગરનો અને પાક માલમ પડયો હતો કે તે વાત બાહેર પાડી તેની ચાવાચાવી વધારવાનું તેને અપવિત્ર સમજાયું.

મહરૂમ જાલેજરનાં ચાહરમને દને વીલ વંચાવાનું નકી થયું હતું. તે વખતની આગમચ માહીયારને મુનીમ જોડે વાત થઇ હતી, ને વખતે મુનીમે માહીયારને તાકીદ કરી હતી કે જુનું વીલ બી

તેને ઘેરથી તેણે લાવી રાખ્યું. "આજે અમલમાં આવશે તે તો નવું વીલ," મુનીમે એકાંતમાં સમજાવ્યું, "પણ જો ધસતમ કે ગોદરેજ એ વીલમાં તેમને મુકી દીધા ખાતર કાંઈ ગરબડ મચાવે તો જુનાં વીલમાં તેઓને માટે મરનારે જે કરેલું છે તે વંચાવવું પડશે. બેશક જ્યાંવેર બનશે ત્યાંવેર તો આપણે કોઇનું દીલ નહી દુઃખવશું, પણ તોબી એ જુનું વીલ સાથે રાખેલું કામનું." આ તકરાર માહીયારનાં ધ્યાંનમાં ઉતરી હતી, ને તેથી તે કોઇનેબી જણાવ્યા વના વીલ વંચાયાના વખતની આગમચ પોતાને મકાંને દોડ મારતો જઈ તે જુનું વીલ લઇ આવ્યો હતો.

વીલ વંચાવાનો ઠડાવેલો વખત થયો, ને માતબર મેહેલનાં એક દીવાનખાનામાં મરનારનાં ગણત્રીનાં સગાંવહાલાંઓ એકઠાં થયા. મુનીમને માટે એક બાજુએ એક ખાશ બેઠક કરેલી હતી. બીજી તરફ ધસતમ પોતાની બે બેટીઓ જોડે અધીરો થઈ બેઠેલો હતો. તેને કરાર ન હતો. સઘલી દોલત અથવા દોલતનો મોટો ભાગ તેના નામપર ખરેખાત થયો છે કે નહીં તે જાંણવા માટે તેનું જીગર ઉછાલા મારી તલપ તલપ થતું હતું, ને તે ખુરશી ઉપર અકર વકરમાં પડયો હતો. ગોદરેજનોબી આબાદ તેવોજ હાલ હતો. રોદાબે ને મેહેરીન મામાજી શું શું મુકી ગયા હશે તે માટે ખરવખરમાં પડયાં હતાં. શેહેરોય ને શીરીનને ઝાઝી કાલજી જણાતી ન હતી. કાઉસ અદબવાલી માંથુ ગોયા ગમથી નીચે નમાવી ગંભીર બેઠો હતો—એવું બતાવા કે વીલની વાતથી તેને મરનાર મુરબીની ગમખાર યાદ પાછી તાજી થઇ હતી! માહીયાર અને ગુલ એક બાજુએ બેઠાં હતાં ને તેઓની ગમગીની વગર ઢોંગની ને ખરાં જીગરની હતી.

વસીયત વાંચનાર મુનીમ અને સઘલાંઓએ જગ્યા લીધા પછી મુનીમે કહયું:—"બાનુઓ અને ગ્રહસ્થો, આજે આપણે આ મકાંનના માનવંત માલેકનાં છેલ્લાં ફરમાન તરીકે તેની દોલતની વેંહેંચણી કરવા બેઠેલાં છીએ. મરનારે કીધેલું વીલ તેઓ હક થયા તેજ ઓરડા માંહેલી કબટનાં ચોરખાનામાં આ મરનારના બુજોર્ગ બેરાદર માહીયારે સાચવી મુકેલું છે, ને તે હાલ અમો લેવા જઇએ છીએ, માટે જેને ગમે તેણે સુખેથી અમારી તપાસ રાખવા સાથે આવવું."

મુનીમના આ બોલો સાંભલી એક જણ કુદકો મારીને ઉભો થયો. તે ધસતમ હતો. રખેને મુનીમ ને માહીયાર વીલ લાવતાં કાંઇ કાવત્રું કરે ને તેના નામપર બેશક થયલી દોલત જતી રહે તેનો તેને ભય થયો ને તે તેઓ જોડે ગયો, એટલે અધીરા ગોદરેજ-નેબી ધીરજ મલી.

જાલેજરનો દમ આખર થયો હતો તે ઓરડામાં જઇ માહીયારે કબાટની કલમાં કુંચી નાંખી—કબાટ ઉંઘાડો—પેલું ચોરખાંનું ઉંઘાડયું, પણ અરે! ત્યાં તે વીલ હતું નહીં! માહીયાર માહા ગભરાતમાં પછવાડે હઠી ગયો.

"શું થયું, અરે શું થયુંછ?" ધસતમે ગભરાઇને પુછયું.

"મેં તે વીલ હયાં મુકેલું હતું," માહીયારે કહયું, "પણ તે ચોરાયું છે."

"ચોરાયું!" મુનીમે ભારે અચરતીમાં કહયું.

"ચોરાયું!" ધસતમે બધો જીવ કાઢી નાંખ્યો.

"હું સમજયો એ કોણ ચંડાલનું કામ છે તે," માહીયારે જરા વિચાર કરી કહયું, અને બીજી પલે તે ધસતમ ને મુનીમને પડતા મેલી માહા ઉસ્કેરાઇ આવેલો જે દીવાનખાનામાં સંઘાં એકઠાં થયલાં હતાં તે તરફ ધસ્યો. મુનીમ ને ધસતમ તેટલીજ ઉતાવલથી તેની પુઠે ગયા. માહીયારે જતાંને વાર કાઉસને ગલચીમાંથી પકડયો. "બેમરવત લુચ્છા," તેણે કહયું, "કબુલ કર. તારૂં પાપ કબુલ કર. તેં વીલ ચોરયું છે!

"વીલ ચોરયું?" ગોદરેજ પોકાર મારી ઉઠયો,—અને તે પછી તે ઓરડામાં જે ગભરાટ—ઘોંઘાત અને જે જોસ મચી રહયો તેનું બયાન કરવું બેજા છે.

શુલ આ વીલ ગુમ થવાની વાતથી હુબલ ખાઇ એક ખુણાંમાં ચુપચુપ બેશી રહી. ફ્રેંઙ્ગેરોય ને શીરીનને એ શું ગોલાપીંડાલો ચાલતો હતો તે કશું સમજાયું નહીં; પણ રોદાબે અને મેહેરીન તથા ધસતમ અને ગોદરેજ તો વીલ ચોરાવાથી તેમના ભાગ બાગ ગુમ થવાના ખ્યાલથી ગોયા ખુંનપરજ ચઢયાં હતાં. આખર મુનીમ વચ્ચે પડયો.

"સબર કરો, ખાંમોશ થાઓ," તેણે દબદબાથી પોકાર માર્યો, "આ શું ઢેઠ ફજેતી? તમો સૌ વીસરી જાઓછ કે આપણી

આંખો માતમનાં આંસુથી હજી ભીંજાયલી છે. મોહોતના અમલની નીશાણીઓ હજી તો આ મેહેલમાં તાજી છે, અને કશાંને ખાતર નહીં તો તે ભલા મરનારને ખાતર હું ફરમાઉં છું કે સૌ જગ્યાપર બેસો."

મુનીમના સુખનને માન આપનારમાં પેહેલો માણીયાર હતો, ને તેને જોઇ બીજાં બધાં ઉશ્કેરાઇ આવેલાંઓને લગાર શાંત થઇ બેસવા વના ચાલ્યું નહીં. હવે એ તમાસો જોઈ કાઉન્ટનું ઉભરયું. "શું?" તેણે નેણ ચઢાવી કહયું, "મારો પોતાનો કાકો મને ચોર પોકારી હીણું લગાડે? ઓ ચરેલા બુઢા, એમ કરવામાં તારી મ-તલબ શું છે તે કાંઇ સમજ પડે?"

"નાપેકાર," માણીયાર ગુસ્સાથી રગેરગ ધ્રુજીને બોલ્યો, "તું તારો અપરાધ ના પાડે છે? હું તે સાબીટ કરશ. સાંભળો દોસ્તો ને ખેશીઓ કે પરમ રાત્રે હું મારા ઓરડામાં ઉંઘાયલો હતો તે વેલા હરૂસે એ માહા લુચ્ચો ત્યાં દાખલ થયો, ને ત્યાં બલતી બતી બુજાવી નાંખી હું જાગુંછું કે ઉંઘાંઉંછું તે તપાસવા મારા બિછાંણાંની અડોઅડ આવ્યો. તેના આંચકાથી હું ચોંકી ઉઠયો માટે તુરત વેલા તે ભરાઇ ગયો, પણ પછી હું પાછો ઉંઘાયો કે મારાં બદનમાંથી કબાટની કુંચી કાઢી લઇ તે ઓરડામાંથી નિ-કલી જવા ગયો. આ વેલાએ તેના હાથે મારૂં બારણું જોસથી અખડયું, ને વલી હું ચમકી ઉઠયો. હવે હું બતી પાછી સલગાવી બાહેર નિકલ્યો તે અરસામાં એણે કબાટમાંથી વસીયત કાઢી લીધેલું, ને જેવાં એણે તે તરફ મારાં પગલાં આવતાં સાંભલ્યાં કે એ ભ્રષ્ટ પાપી ત્યાં મરનારનાં બિછાંણાં આગલ ઢોંગથી બંદગી કરવા બેશી ગયો. ત્યાંથી હું એ તેની ચાલથી ભોલવાઇ ખુશ થઇ મારા સાથે મારા ઓરડામાં લઇ ગયો, અને ત્યાં એણે મને બિછાંણે મોકલી જે ખુરશીપર મારૂં બદન હતું તેની પાસેની ખુરશીપર એ મારા સાથ વાતને મસે બેઠો, ને પછી પેલી કુંચી કેઠી તે બદનમાં પાછી સેરવી દીધેલી. આ સઘલી બીનાનો મને હમણાં વેર જરાબી શક નહીં આવ્યો, પણ આ વસીયતનામું ગુમ થ-યલું જોઇને મને હવે એ નાપાકની સઘલી વરતણુક આબાદ ધ્યાનમાં આવી છે. એણે બેશક મને મુનીમ સાથે વસવતમાં કરેલી વેહેંચણી વીશે વાત કરતાં સાંભલેલો, ને જે બારીયાર દોલત

એને આપવામાં આવી હતી તેથી નહીં ધરાતાં સઘળીજ માલ મીલકત ને દોલત પોતે પામવાના નીચ, લોભી, લઆનતી હેતુથી એણે તે વસીયત નામું ચોરયું છે ને તેનો નાશ કીધો છે."

"જુઠું, સર્વે હરડતું જુઠું," કાઉસે ધીક્કારથી ઇનકાર કીધો; "હું એ વાત જાણતો નથી, હું એ વાત માનતો નથી ને વગર વાંકે નાહક સતાવી આ દુઃખી સમે જે દલદરે મને ગાલ ગલોચથી નવાજ્યો છે તેનાં મોંમાં તેજ સઘલી ગાલોનો એકઠો સરોપાવ હું પાછો છુટો મારૂં છું—અને હવે મુનીમ," તે મુનીમ તરફ ફરીને મગરૂબીથી બોલ્યો, "તમો કહોછ શું? વસીયત નામું જેવું કાંઇ છે યા નહીં? નહીં હોય તો હું મરનારના વડા ભાઈનો વડો બેટો હૈયાત અને હાજર છું, માટે મરનારની કુલ દોલત ને માલ મીલકતનો મને એકલાને કાયદાસર અને હકદાર માલેક પોકારો."

"નહીં, નહીં એ લોભના કુતરા," માહીયારે જુસ્સાથી પોકાર મારયો, "તું એમ મલકા ના. ચોરને પોટયે પાછી ધુરની ધુલ છે. તું નીચપણાથી નહીં ધરાયો તો હવે થોડુબી તારૂં નથી. ચંડાલ તારા મરનાર કાકા તને ધીક્કારતા હતા—તારા પર બેવિશ્વાસ રાખતા હતા, ને તને વસીયતમાં ફક્ત નામની એક નાની રકમ આપી હતી પણ મારી માયાલુ બેટીએ ને મેં મરનારને છેલ્લી ઘડીએ તું જેવા દલદર ખાતર સમજાવી તે જુનું વસીયત ફેરવાવ્યું, ને આ માતબર મેહેલ ને બેશીયાર દોલત તારાં નામ પર કરાવી. તેમ કરતાં તારા તે કાકાજીએ છેલ્લી દુવા માહી હતી કે જો તું બદકારજ હોય ને તારા ઢોંગથી અમો ઠગાયા હોઇએ તો હજીબી ખુદા તુંને આ નહીં ઘટતી દોલત મલતી અટકાવે, અને ખુદાએ તે ખાલેસ અરજ સાંભલી ખરાંનું અંતે પાછું ખરૂં કીધું છે. તેં નવાં વસીયતનો નાશ કીધો છે તો સાથે તારોબી નાશ કીધો છે, કાંકે જે આ જુનું વસીયત મોજુદ છે ને જુનાં ને નવાં વચ્ચે ફરક એટલોજ હતો કે જુનામાં જે ગુલનાં નામપર હતું તે નવામાં તારાં નામપર કરવામાં આવ્યું હતું, બાકી બીજાનું તો નવાં જુનામાં સરખુંજ હતું એટલે હવે આ જુનું વસીયત બાહેર પડવાથી કોઈને કાંઇ નવું નુકશાન જતું નથી —પણ નુકશાન તુંનેજ છે, ને તારા નીચ લોભની ને પારવનાનાં પાપની એજ ખુદાઇ સજા તને મોટી છે"—અને એમ કેહેતાં

માહીયારે સારાં નસીબે જે જુનું વસીયત ઘરથી લાવી સાથે રાખ્યું હતું તે મુનીમની ટેબલ પર ફેંકયું.

કાઉસ નાશીપાશીની એક ચીસ્યારી સમેત કુદકો મારી ઉઠયો, ને જનુનમાં તે જુનાં વસીયતપર તડાપ મારવા ગયો, પણ તે આગમચ મુનીમે તે ઉપાડી લીધું, ને તે એક મગટ નીરોશાથી પાસેની ખુરશીમાં ફસડાઇ પડયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### જુનું વસીયતનામું.

કમબખ્ત કાઉસને હાથનાં કીધાં હૈડે વાગ્યાં હતાં. તેના ખોદેલ ખાડામાં તે પોતેજ પટકાયો હતો. તે આખી મેલવવાના લોભમાં અરધીબી ખોહી બેઠો હતો. ઉપર માહીયારે જે ખુલાસા આપ્યા તેથી વાંચનાર સારી રવેશે સમજી ચુકયાં હશે કે નવાં વીલનો નાશ કરનાર ખરેખાત એ લુચ્છો કાઉસજ હતો. તેણે માહીયાર ને મુનીમ વચ્ચે જાલેજરને અવલ મંજલ પોંહોંચાડયા પછી મેહેલના બ-ગમાં એ વસીયત વીશે થતી વાત અધુરે સાંભલી લીધી હતી તેથી જુનું વસીયત નામું જેવું કશુંબી છે એવો તેને મુતલગ ખ્યાલ થયો નહીં, અને તેથી તેણે જોયું કે જો વશીયતનામાંનો નાશ કરાય તો જાલેજરની સઘલી દોલત માલ મીલકત વીગેરેનો તે એકલો માલેક થાય. તે વશીયત કયાં મુકેલું હતું તે મુનીમને કેહેતાં તેણે પોતાના કાકાને બરાબર સાંભલી લીધો હતો, અને તેથી તે તેજ રાત્રે તે વીલ ચોરી કરવા કુંચી લેવા માહીયારના ઓરડામાં ગયો હતો. સારાંશ, ઉપલાં પ્રકરણમાં માહીયારે ખાલી સમજ ઉપરથી ગોઠવીને જે હકીકત કહી તે બોલેબોલ ખરી હતી, અને વધારામાં એટલુંજ કેહવું છે કે કાઉસે નવું ચોરી કીધેલું વસોવતનામું તો બાલી નાંખ્યું હતું, એટલે તે પાછું મલી શકે એમ ન હતું.

નવું વસીયતનામું ચોરાવાની ગરબડ મચી ત્યારથી તે જુ-નું કાઢીને માહીયારે પાસેની ટેબલ પર પટકયું ત્યાં તુલીક તે ઓરડામાં ગભરાત થઇ રહયો હતો. ગુલ નવ ધાર આંસુએ રડતી હતી. તેણીને ખરાં જીગરનો ખેદ થતો હતો કે મરનારના હાડ હજી તો તેની હમેશગીની જગાએ ઠંડાં થઇ રહયાં ન હતાં તેટલાં તેની

હાલતની વેંહેંચણીમાં આ તે કેવી મારામાર ને હેડ ફજેતી ! પણ એ ફજેતીમાં વાંક માહીયારનો જરાપી કાઢી શકાશે નહીં. વાંકનો સઘલો ટોપલો કાઉસ પર નાંખી શકાશે, અને તેને તેના તે વાંક માટે ખુદા તરફથી અણધીઠ સજા થયલી આપણે જોઇએ છીએ.

"આએ સઘલી ઠગાઇ છે, હડડતુ કાવત્રું છે," કાઉસ હજી સતો થયો; "મારા હક ઉપર અલાપ લેવા આ ખોટું વસીયત ઉભું કરેલું છે. પોતાની દુકતીને ભામ ભરવા આએ ધરડાએ એ નવું ચોકઠું બેસાડેલું છે."

"કંગાલ દુકતા," માહીયારે તપી આવી કહયું, "તું મુંગો નથી મરતો ? નાપાક, તારા આ મારા ઉપરના આરોપથી બેહેસ્તમાં તારા તે ભલા કાકાનું રૂહ'મી કમકમતું હશે."

હયાં ધસતમ કાંઇ કાઉસ તરફથી વચ્ચે પડી કેહવા જતો હતો, પણ તેને તેમ કરતાં ગોદરેજે વારયો. "તું હમણાં અખાડા કરી જા," ગોદરેજે ધસતમના કાંનપર પડી કોઇ નહીં સાંભલે તેમ સલ્લાહ આપી; "હવણાં આએ કે પેલી તર મત આપી દેવામાં જોખમ છે. આપણે પેહેલાં આ જુનું વસીયતનામું સાંભલી લઇએ ને તેમાં જો મરનારે આપણું સારી પેઠે નામ પાડયું હોય તો કાઉસને પડતો મેલવીને એજ વસીયતનામું બાહાલ રખાવશું, પણ જો જુનાંમાં આપણે માટે આપણાં મન પતીજનું આપણુને નહીં લાગ્યું તો પછી આપણે કાઉસની પક્ષ પકડી તેને ચઢાવી આપશું, ને નવાં વસીયતનો દાવો કરીશું."

લોભી ગોદરેજની આ સલ્લાહ પૈસાના પુંજારી ધસતમને ઘણી પસંદ આવી, ને તેણે હવે સૌને ઠંડા પાડવા માંડયાં. "તમો સૌ અમથી ફોડફોડ કરો છો," તેણે સમજાવીને કહયું; "તમો ધીરા થાઓ ને મુનીમને જુનું વીલ વાંચવા દેઓ, પછીની વાત પછી થઇ રેહશે."

"પછીની વાત પછી થઇ રેહશેનુ" ભરમ ભરેલું બોલવું, સાંભલી કાઉસને હીંમત આવી. કાઉસને તેની ગરબડમાં ઠંડો પાડવા મતલબી ધસતમે એ વાકય બોલતાં ખામખા તેની ગમ જોઇ આંખ મારી હતી જેથી કાઉસ ધસતમની કુમકપર કુદયો, ને તે તેની અંતે પક્ષ બેંચશે એવું જણાતાં તેની મરજી રાખવા તે જુનું વસીયત તુરત વેલા વંચાયલું સાંભલવા બાજુએ જઇ ચુપ બેઠો.

અને તોયપણ કાઉસનાં જીગરમાં ધીરજ થોડીજ—અથવા કાંઈજ નહીં હતી. પોતાની નાદાનીયત-પોતાની દેવાનીયતથી તેણે જે દહલો ખોઈ દીધો હતો તે માટે હવે પસ્તાવાની આગથી તે બલીને ખાખ રાખ થઈ જતો હતો. માણીયારે ટેબલ ઉપર ફેંકેલું જુનું વસીયતનામું તે એક ઉછાલો મારી ઝુંટી લેવા બાહેર પડયો, પણ તે પેહેલાં મુનીમ ફરાંમઝેં તે ઉપાડી લેવાથી તે એક સરદ હાથ મારી આજેજ થઈ પાસેની ખુરશીમાં બેશી પડયો ત્યારે તે ખરાં દુ:ખનો એક જોવા જોગ પડછાયો હતો. તેનું આખું આંગ થરથર ધ્રુજતું હતું; તેના હોથ ફીક્કા મારી ગયા હતા; તેના ચેહેરાનો રંગ ઉડી જઈ તે સફેદ પુની સરખો થઈ પડયો હતો; તેની આંખમાં ખુંન વરસી આવ્યું હતું. એવો તેનો હાલ હતો, એ હાલને દરમ્યાંન ધસતમે તેને શાંત કીધો ને જુનું વસીયત વંચાયલું ધીરજથી સાંભલવાને તણે તેને એલતેમાસ કરી.

અને હવે સૌની રાજી ખુશીથી જુનું વસીયત જે મોજુદ હતું તે મુનીમે વાંચવા માંડયું. તેમાં પેહલે રોદાબે અને મેહેરીનને માટે લખ્યું હતું તે વાંચનારને યાદ હશે. રોદાબે અને મેહેરીનને જાલેજરે જે તાંણાંજાંણીના શુખનો લખ્યા હતા તેથી તેઓએ ઝેર ઝેર ફાકયું. તેઓએ ટણુકા કીધા, ટીચકાં કીધા, પણ છેલ્લે જ્યારે એમ આવ્યું કે એ બધી તેમની બુરી ચાલ તેઓના બાપે તેમને શીખવી હતી ત્યારે તેઓ પોતાના બાપ પર ઉખરી. સેવટે જયારે તેઓએ જોયું કે રૂપયા પચાસ પચાસ હજાર તેમનાં નામપર હતા ત્યારે તેમને જરા લગાર ધીરજ મલી ને તેઓ શાંત થઈ.

પછી શેહેરોય ને શીરીનનું નામ વંચાયું. ત છોકરીઓનો વાંક ઓછો કાઢી મરનારે તેમની સ્તુતી વધારે કરી હતી, અને તેઓના વાંકનો ટોપલોબી તેમના બાપને માંથે નાંખ્યો હતો એટલે તેઓએ પણ પોતાના બાપ ઉપર નરમં ઠપકાના દોલા કાઢયા.

પણ ધસતમ ને ગોદરેજને ઘણું લાગી આવ્યું તે તો એકે મરનાર તેઓનો આવો દોસ્ત હોવા છતાં તેઓની દીકરીઓનું નામ પાડતાં મરનારે તેમને ઘણું અપમાન આવે તેવા સુખનો ઓચ્ચરયા હતા, ને તે ઉપરાંત તેજ દીકરીઓના ફાલાપર તેમનો જરાબી હક નહીં પોહોંચે એવી કલમ નાંખી હતી! પણ તેઓએ ધીરજ રાખી. તેઓને લાગું કે હવે બાકીની બધી દોલત તેઓનાં નામપર

હશે, એટલે એટલું તો જાંણે સમજયા, ને તેથી જયારે તુરત મુનીમે ધસતમ ને ગોદરેજનું નામ વાંચવા માંડયું ત્યારે તેઓ ખુરશી ઉપર ટીંગાઇ પડી આતુર ઉલટમાં ધડક ધડક છાતીએ તે સાંભલવા પડયા.

અને હવે જોઇ લેઓ કોઠાં! જાલેજરે આ પૈસાના લુચ્છા પુંજારીઓને તેમના દરેક નીચ વાંક વચ્ચે પરગરા પાડીને તેમની જે ઢીંગ કાઢી નાંખી હતી તે વંચાતી વખ્તે તેઓને એવું લાગ્યું કે જમીન ફાટીને તેમને ખુરશી સમેત ગલી જાય તો બેહેતર. તેઓ આ નહીં વકી રાખેલા ફાલાથી પાંણી પાંણી થઇ ગયા. તેઓએ ફફડીને મરનારને હજારો ગાલ દીધી, ને તેઓનાં નામપર જયારે એકબી પઇ નહીં થઇ ત્યારે રોદાબે ને મેહેરીને ફફડી ચટકીને બાપ બાસાની સાંમી રહી સહી ધુલ કાઢી નાંખી !

પછીથી કાઉસનું નામ વંચાયું, ને તેણે જયારે પોતાને માત્ર પચાસ હજારની નહીં જેવી નજીવી રકમ મલેલી સાંભલી ત્યારે તે નવેસરથી દુ:ખી થઇ ગયો.

છેલ્લે માહીયાર અને ગુલના ફાલા વંચાયા, અને ધસતમે ને ગોદરેજે જોયું કે મરનાર તેઓ પોતાપર તો ખીટયો હતો, ને જુનાં વસીયતમાં તેઓનું નામ સેસમાં રાખ્યું હતું તો નવાંમાં તે તેઓને કાંઇબી આપી ગયો હોય એ બનવું મુશ્કેલ હતું. એટલા માટે નવાં વસીયત માટે કાઉશની પક્ષ ખેંચી નાહક તેની નવી કડાકુટ કરવા કરતાં જે બન્યું તે ખરૂં સમજી હવે તો આ જુનાં વસીયતનેજ ખરૂં ઠડાવામાં તેઓએ વધારે ડાહપણ જોયું. આ ઉપરથી તેઓ ગુલને મુબારકબાદી આપવા પડયા, ને આ પૈસાના પુંજારીઓ હવે ગુલ ને માહીયારની નીચપણે ખુશાંમત કરવા પડયા.

---

## પ્રકરણ ૨૦ મું.

## પૈસાની પીડા.

મુબારકબાદીઓ પર મુબારકબાદીઓ અપાઇ રહી. કાઉસ સિવાય સઘલાંઓએ ગુલની પક્ષ તાંણી, ને તે ભાગ્યશાલી છોકરીના આ અચબુચ ઉદય ઉપર કોઇ ખરાં જીગરનો તો કોઇ ખોટ ઢોંગ ને ખોટી ખુશાંમતનો પણ પરમ સંતોશ બતાવા પડયાં.

તે કામ તમામ થવે સૌ વગે સગે થયા ત્યારે ગુલ તેણીના બુર્જોગ બાપ જોડે પોતાના ઓરડામાં એકલી પડી.

"મારી દાહી દીકરી," માહીયારે આ તક મલતાંજ ખુશાલી બતાવી, "મારી મુબારકબાદી જો બાકી હોય તો તે હું અતી ઘણા હરખથી તને આપું છું. દીકરી, તારા સદગુણોની આ નાદર નવાજેશથી સદાની તારી સાદાઇ ને ધીરજને સરોપાવમાં મલેલાં આ ધનથી મારી છાતીમાં હરખ માયો સમાયો જતો નથી."

"પણ ત્યારે બાવાજી," ગુલે ગમખ્વાર ઢપે કહયું, "કાઉસને પડતોજ મુકશું? છેલ્લાં વસીયતમાં તેને જે એનાયત કરવામાં આવ્યું હતું તે મારે લઈ લેવુંજ જોઇએ એવોજ તમારો સેવટનો ચુકાદો છે?"

"જરાબી શક વગર, બેટી," માહીયારે નક્કી ઠડાવથી કહયું; "તે બેમરવત મુજી દુકતાનું આજ પછી મારે નામ લેવું નથી. આજ પછી મારે મન તે જીવતો મુવેલો છે."

"પણ પીતાજી," ગુલે પોતાના પીતાને પટાવીને કહયું, "કાકાજીનાં છેલ્લાં બિછાંણાંપર જો આપણે મારા લાભનું વીલ કાલાવાલા કરીને ફેરવાવ્યું તો તે એટલા કાજે કે વાજબીની રાહે જોતાં મારા કરતાં એ માહાભારત માલ મીલકત ને દોલતપર કાઉસનો હક વધારે પોંહોંચે છે. કાઉસ એ હકને નાલાયક થયો છે એ ખરૂં, પણ તેને લીધે આપણે શું કરવા તેનો હક લુટી સજા કરીએ? આપણે તેને ખુદાની સજાપર છોડશું, ને તેથી હું માંગી લઉં છું-કે હજીબી તમારો વિચાર ફેરવો ને જે છેલ્લે એનું થયું હતું તે એનેજ આપો."

"છોકરી," માહીયારે લગાર શકમંદ થઇ પુછયું, "મને સાચ્ચો જવાબ આપ. બોલ ખરૂં, હજી શું તું એ બદમાસને ચાહેછે?"

"પીતાજી," ગુલે દુઃખી થઇને કહયું, "આ તમારો સવાલ મને દુઃખી કરે છે. જે કંગાલે એક અરધા કલાક આગમચ તમારી અપાર મેહેરબાંનીનો આવો લેખાનતી ગેરઉપયોગ કીધો, ને જેણે તમોને ગાલ ગલોચથી હીણપસ્તી ભરેલું અપમાંન કીધું તેવા એકને માટે મને પ્યાર તો શું પણ જરાબી માન હોય તો તમો જેવા નેક બાપની બેટી કેહેવાવાને હું બીલકુલ નાલાયક છું."

" આફરીન મારાં બચ્ચાં," માહીયારે ગુલને હૈયાંસરસી ચાંપીને કહ્યું; " ત્યારે હું જોઉં છું કે કાઉસપર દયા કરવાને હજી ફકત તું દયાને ખાતરજ મને વીણવે છે, પણ દીકરી બદમાસોપર રેહેમ કરવી એ નેકોનું ખુન કીધા બરાબર છે. કાઉસપર આપણે દયા કીધી—ઘણી કીધી, પણ તે નીમકહરામ નાકદર તે આપણી દયાને રગેરગ નાલાયક ઠડી ચુકયો છે, અને તારા કાકાજીનાં ફરમાંન મુજબ હવે વધારેવાર તેનાપર જરાબી દયાનો વિચાર કરવો તે તેવણનાં રૂહને બેહેસ્તમાં આજાદ આપવા જેવું છે. હવે તો જે થયું છે તે ખુદાએજ કીધું છે, ને તું બેટી આ મેહેલને તેની આસેપાસેની બીરીયાર જગ્યાની અને સઘલી માલ મીલકતની માલેક ઠડી ચુકી છે. હવે મરનારની ખાશ ખુશી મુજબ આપણે એજ મકાંનમાં રહીશું."

"ત્યારે મરેવનનાં આપણાં ઘરનું શું કરશું?" ગુલે પુછ્યું. " તે મારૂં અસલી મકાંન હું વેચી નથી નાંખવાનો દીકરી. માહીયારે કહ્યું. "તે કદાચ આપણે ભાડે આપીશું અથવા અવાર નવાર આપણા પોતાના વપડાસ માટે તે ખાશ રેહેવા દઇશું."

એજ વખતે એક નોકરે આવી જણાવ્યું કે કાઉસ મેહેલમાંથી જતો રહયો, ને જતાં જતાં તે તે મકાંન સદા સુધીનું છોડી ગયો છે એમ તેણે કેહેવડાવ્યું હતું.

માહીયારને આ સમાચારથી ઘણી ખુશી ઉપજી. તે આ ભત્રીજાથી કંટાહયો હતો, ને તેની બદકારીના આવા જાલેમ પુરાવા પછી હવે તે તેને પોતાનાં છાપરાં તલે વધારેવાર રહેલો જોવાને જરાએ રાજી ન હતો, માટે આ ખબરથી તેની છાતી પરથી એક બાર દુર થવા જેટલો તેને કરાર થયો. તેણે એ પછી ગુલને બાગમાં લગાર પોતાનાં ઘણાં ઉશ્કેરાયલાં મનને આરામ આપી આવવા ભલાંમણ કરી, ને પછી મુનીમ જોડે કેટલીક વાતચીત કરવાની હતી માટે તે પોતાની દીકરીથી છુટો પડયો.

ગુલ પોતાનાં પીતાનાં ફરમાનને માંન આપી હેઠે ઉતરી. તે પોતાના તે મોટા મેહેલના ભાગોમાંથી પસાર થઇ હેઠે ઉતરતાં જરાએ હરખાઇ કે છબકાઈ ગઇ નહીં. તેણે એ પૈસા માંગયા ન હતા, ને તેથી એ પૈસા મલવાથી તે ગરીબ છોકરી જરાબી ખુશ થઈ નહી હતી. વાડી વજીફા, ગાડી ઘોડા, બાગ બગીચા ને બે-

શુમાર દોલતની તેણી એટલી ટુંક વયમાં નહીં ધારેલી રીતે ધણી ચાંણી થઇ પડી હતી એ ખરૂં, પણ મરનાર જાલેજરે તેણીને એવી પ્રકૃતી આપી હતી કે જેથી તેણી જરાએ હરખાઇ ગઇ નહી એમાં અચરત થવા જોગ કશું નથી.

ગુલ હેઠે ઉતરી ત્યારે હેઠલા ખાણમાં સઘલા નોકર નફરો ભેગા થઇ ઉભેલા હતા. તેઓ વસીયતનામાનો કરાર જાંણી ચુકયા હતા, ને તેથી ગુલને પોતાની નવી શેઠાંણી તરીકેની પેહલી માન પુર્વક સલાંમની મુબારકબાદી આપવા તેઓ તેણીને હેઠ ઉતરતી જાંણી એક ટોલામાં એકઠા થયા હતા. ગુલે તેમની આ ખાતરદારીનો જોઇતી માયા ને મેહરબાનીભરેલા મીઠાસથી ડોકુ નમાવી જવાબ દીધો, અને પછી તે બાહેર ગઇ.

બાગમાં જઇ તેણી એક શોભાયમાન બાંક પર બેઠી, અને આજે સહવાર પછીથી બનેલા તરેહવાર બનાવો ઉપર ગંભીર ઘોર કરવા પડી. તેણી એમ ઘણો વાર બેઠી નહીં તેટલાં વલી પાસેની ઝાડી ખખડી ને કોઇ બાહેર ધસી આવ્યું. તે કોઇજ નહીં પણ બદમાસ કાઉસ હતો!

કાઉસ માતબર મેહેલ બે કલાક આગમચનો છોડી ગએલો કેહેવાતો હતો, ને તેથી વલી તેને તે મેહેલની સરહદમાંજ જોતાં ગુલ જેટલી અચરત થઇ તેટલીજ પાછી ગભરાઇ ગઇ.

"ગુલ," કાઉસે કહયું, "તું એકલી ફરવા નીકલે તો તને મલીને છેલ્લી વાર બે બોલ વાત કરી લેવાની ઉમેદમાં હું છેલ્લા બે કલાક થયા અતરે ઓઠી થઇ રહયો છું."

"હું તારા સાથે કશી પણ વાત કરવાને ના પાડું છું," ગુલે કહયું. "તું મારા પીતાનો તકશીરવાર થયો છે ને હું તને જેટલી ચાહતી હતી તેથી હવે બેવડી ધીક્કારૂં છું."

"નહીં, નહીં, તું એમ ના બોલ ગુલ," કાઉસે માંગી લીધું, "હું તો તારી દયાની ઉમેદ પર ટકી રહયો છું. તું મેહરબાન થા. મારી મુરખાઇથી તેં બક્ષેલી દોલત મેં ખોહી દીધી તો બેર પણ મને તારી માયામાંથીબી નીવારી ના મેલ. મને કાંઈ નહીં તો મોહબતની મુરાદ પુરી પાડ."

"કાઉસ," ગુલે કહયું, "હવે હું તારા આગલ ઉભી પણ રહી શકવી નથી. ચાલ રસ્તો મુક ને મને જવા દે."

"નહીં જવાશે," કાઉસે તેને હવે પકડીને કહ્યું, "મને સાંભલી લીધા વગર નહીં જવાશે."

"અને મેં તુંને સાંભલ્યો છે ને મારો જવાબ પણ તને મલી ચુક્યો છે," ગુલે કહ્યું. "મારી મોહબત તો શું, મારી દયા તોબી શું, પણ મારી માફીની પણ તું હવે જરાબી આશા રાખતો ના."

"ત્યારે એમજ છે ની?" કાઉસે દાંત પીસી કહ્યું, "તો ઠીક છે. તારા હરકતા શત્રુ તરીકે આજથી મને પીછાંણજે, ને મારી અદાવતનાં વેરનો ફટકો ખમવા તૈયાર રેહજે."

'તારી એ નીચ ધમકી માટે મારો મુંગો ધીક્કારજ બસછે" ગુલે કહ્યું—ને વલી તે જવા કરતી હતી, એટલે કાઉસે તેના કોમલ કરનું કાંડું ઘાતકીપણે ચાંપી પકડી રોકી. "હજી મારે તને ઘણું કેહવું છે," તેણે કહ્યું.

"હું હવે એક હરફબી સાંભલવાની નથી," ગુલે તેના હાથમાંથી છુટવા તાંણાતાંણ કરતાં કહ્યું.

"હવે તું મારી સઘલી ધીરજ ઉડાડી મેલે છે," કાઉસે ઘણો ખીજવાઈ કહ્યું.

ગુલ આથી ઘણી બીહીધી ને તેણીએ મદદની ચીશ પાડી. કાઉસ આથી વધુ ચીરડાયો ને તેણે ગુલપર એક ફટકો ઉગામયો. ગુલ આ ફટકાથી બચવા એક જેહેમતથી છુટી થઈ અને ભોંયપર પછડાઇ પડી કે ધાસ્તીની મારી બેશુદ્ધ થઇ. એજ પલે પાસેથી કોઇ મોટો ડગલો પેહેડેલો શખ્શ નિકલી આવ્યો, ને તેણે કાઉસને એક ફટકે જમીનપર પછાડયો. કાઉસ પણ આ જોરાવર જરબથી બેભાંન થઇ પડયો. પેલા નવા આવનાર શખ્શે તેની જરાબી પરવાહ કરી નહીં, ને ગુલને ઉપાડી લઇ મેહેલ તરફ ગયો. ત્યાં હેઠલા ખણમાં એકજ નોકર હતો. પેલા શખ્શે જતાંને વાર ગુલને હેઠેજ એક સોફાપર સુવાડી "આ તારાં બાઇને એક હીચકારા એ અપમાન કીધું છે, ને તેનાપર હાથ ચલાવ્યા છે. એમની તુરત સાહારવાહાર કરાવજે," અને ગુલને બેસુદ્ધ ઉપાડી લાવેલી જોઇ ગભરાતમાં દબાઇ રહેલો પેલો નોકર હજી તો કાંઇબી બીજું પુછે તેટલા ગુલપર એક પાછી નજર નાંખી તે શખ્શ ઉતાવલથી માતબર મેહલમાંથી બાહેર નીકલી ગયો. પેલો નોકર હવે થોભ્યો નહીં; તે પવનપેરે ઉપર દોડયો, ને માહીયાર વગેરેને બોલાવી લાવ્યો.

માહીયારના ગભરાતનું વર્ણન કરી શકાશે નહીં. તેની ગુલબ્દન બેટી ગુલે પોતાની મીઠી ચસમો ખોલી તેના તરફ જ્યાં સુધી જોયું નહીં ત્યાં સુધી શું કરવું તે વઠીક તે ગભરાયલા પ્યાર ભર પીતાને સુજયું નહીં.

પણ ગુલને હોસ્યારી આવવા પછી સૌને ધીરજ ઉપજી, અને ત્યારેજ એ શું બનાવ બન્યો તેના અરસપરસ સવાલ જવાબ થયા. ગુલે કાઉસ તેણીને બાગમાં મલ્યો ને ધીક્કારવા જોગ ધમકીથી તે લુચ્છો તેણીને રોકવા લાગ્યો હતો તે, અને તેમ કરતાં તેણી ધાસ્તીથી બેશુદ્ધ થઇ પડી હતી તે કહ્યું. પણ ત્યારે તેણીને મેહેલમાં ઉપાડી લઇ આવનાર અજાંણ્યો કોણ હશે? આકાશમાંથી નીકલી પડ્યો હોય તેમ કટોકટ બારીક સમયે તેની મદદે કુદી આવી તેને મેહેલમાં લાવનાર એ કોણ પરમારથી દયાલુ હશે? તે વલી આવ્યો કયાંથી? તે એકાએક કાંએ આવ્યો? તે છુપો કાંએ આવ્યો? તે આવીને નાંહશી કાં ગયો? ગુલને ઘરમાં લાવ્યા પછી તે જરાબી થોભ્યો કાં નહી?

પેલા નોકરને તે કોણ હતો તે પુછવામાં આવ્યું, પણ તેણે બચાવ કીધો કે તે એટલો ગભરાયલો હતો કે તે કોણ હતો તે જોઇ લેવાનું તેને જરાપણ ભાંણ રેહયું નહીં. આથી થયું એમ કે ગુલનો એ બચાવ કરનાર બાહાદુર કોણ હતો તે વાત અંધારાંમાં રહી ગઈ, અને ગુલ પોતે પણ તે શખ્સ કોણ હશે તે માટે અચરત થયા કીધી.

---

## પ્રકરણ ૨૧ મું.

### ધણી ધણીયાંણી.

બીજા હાથપર કાઉસ જયારે. સુધ્ધિમાં આવ્યો-કારણ કે પેલા અચબુચ નીકલી આવેલા જવાંને તેને મારેલા ફટકાએ તે જમીન દોસ્ત થઈ બેસુધ્ધ પડયો હતો—ત્યારે તે પોતે પણ તે પુરૂશની મરદાંનગી ને ઝડપપર ઓછો હેરત રહયો નહીં. ગુલની હીમાયતમાં એવે કટોકટ વખ્તે નિકલી પડનાર એ કોણ હશે તે ઉપર તે પોતે કાંઇ ઓછો ગુંચવાયો નહીં. તેને મારેલી લપડાકનો ચમચમતો ચચડાત હજી એ પાપી પોરયાના ગાલ ઉપર બલતો હતો અને ગુલ તરફની તેની છેલ્લી ધાતકી

ચાલની ફરી યાદ આપવા આ ફટકાની પાછળ રહી ગયલી અગન માત્ર પુરતી હતી.

એ પછી તે હારેલા હાડમાર થયલો ઉઠયો ને તે તરફથી ઉતાવળે કદમે ચાલુ મુકયું, કારણકે દમબદમ પોતાની બુરી ચાલો પ્રગટ પડયા પછીથી એ માતબર મેહેલની નજદીકમાં રેહેવું તેને ઘણું ગરમ લાગ્યું. તે છેક સાંહજ થવા આવી ત્યાં સુધી ચાલ્યો અને પછી પાસેનાં એક ગામડાં માંહેલાં તેને રસ્તે આવતાં એક ભઠયારખાણાંમાં તે ઘણો ભુખ્યો હોવાથી બુક બાચકો ખાઇ લેવાના એરાદાથી જવા ગયો, પણ ત્યાં પણ તેને બે ઘડીની નિરાંત મલે એમ હતું નહીં. બારણાંમાં પેસતાંજ તે ચોંકયો, કેમકે તેની પરણેતર સ્ત્રી ઉંબરમાંજ બેઠેલી હતી!

પરણેતર સ્ત્રી? વાંચનાર કેહશે કે તે તો બેહેસ્તી જાલેજરની હસ્તીમાંજ આ વસ્તીમાંથી વાસો ઉઠાવી ગઇ હતી! પણ નહીં તે એ લુચ્ચા કાઉસે જાહેર કરેલા એક ઓરંગો માત્ર હતો. તેમ તેની કાંઇક મકસદ હતી જે વાંચનાર કાઉસ ને તેની પરણેતરની નીચલી વાતચીતમાં સારી રવેશે સમજી શકશે.

"કેમ વલી તું હયાં?" કાઉસે તેને બાજુ લઇ જઇ ભારે કંટાલો ખાઇ કહયું, "મારૂં નખ્ખોદ વલી ચુંકયું તે તે જાંણયું યા નહીં?"

"જાણયું તેથી તો હું તને સાંભી મલવા આવતી હતી," તે સ્ત્રીએ કાઉસના તોરની જરાબી પરવાહ કરવા વના કહયું, "તેં જે વારસાની આશાપર મને તપાવી તે આશા ધુલ મલી એમ જાંણીને તો હું નીકલી. હવે મારી ધીરજ રેહતી નથી, વાસ્તે બોલ હવે પછી તે માટે શું કેહેવા માંગે છે?"

"એજ સવાલ તું મને ,કરવા દે," કાઉસે કહયું.

"હું એમ કેહેવા માંગુંછું કે તું અને હું પરણયા પછી કદી એક મત થયાં નથી. તું મારેથી ને હું તારેથી કંટાલયાં વાસ્તેજ આપણે છુટાં પડયાં, ને મારાં ગુજરાણને અર્થે દર વરસ એક ચોકકસ રકમ આપતી કરવાની કીધી, જે રકમ હું જુદી રહયા પછી તેં પ્રમાણીકપણે અદા કરવાના ચોખ્ખા અખાડા કીધા એજ કારણથી હું પેલા તારા બેહુત કાકા માહીયારનાં ઘરમાં આવી હતી જયાંથી તેં મને વલી નવી નવી હવાઇ આશાઓથી

ઉડાવીને કાઢી. તે પછી તે આશા એટલે તે તારા કાકાની દુકતી સાથ પરણવાની ઉમેદની ઉંધી વલી ને ત્યાંથી તું રવડી પડયો. એ પછી જયારે આપણે ફરી મલીયાં ત્યારે તેં કહયું કે જો હું પોતાને મુવેલી જાહેર કરવા દઉં તો તારો નવો આવેલો કાકો પીગલે ને તને મોટો વારસો આપી જાય. આથી તારી હીકમતને હું એકમત થઇ કારણ કે તારાં સારાંમાં હું મારૂં સારૂં સમજતી હતી."

"પણ એ બધાંની મને યાદ શાંની આપે છે?" કાઉસ ચીરડાઇને બોલ્યો, "જે વાત હું સઘલી સારી રવેશે જાણુંછું તે હું વીસરી ગયો હોઉ તેમ નવેસર માંડી મેલીને લાંબાં તાંહેલાંથી કહી શાનું જાય છે?"

"એમ વીગતે વાત કીધાથી આપણી વાતને પકો પાયો મલશે," કાઉસની પરણેતરે કહયું.

"તે બધુ કબુલ કીધું," કાઉસે કહયું, "તુને મેં મુએલી જાહેર કરવા માંગી ને તે વાત તેં તુરત બાહલ રાખી તે હું કાંઇ ના પાડતો નથી. અરે અરે જર," કાઉસે કગલીને કહયું, "એવો ફરેબ મચાવાથી હું લગભગ ફાવ્યો હતો. તુંને મુંએલી જાહેર કરવાથી સૌ સગાંવહાલાંઓ રાજી થવાં હતાં, ને મારા મરનાર કાકાએ પોતાની દોલતનો ગંજાવર ભાગ વાડી વજીફા ને બીજીવાર માલ મીલકત સાથે મારા નામપર કીધેલો હતો, પણ—"

અને કાઉસ એક ગમખાર હાય મારવા થોભ્યો.

"પણ શું?" જરે અધીરી પડી પુછયું, "અરે બોલ હેમક, વારસો મલ્યો ત્યારે તે ગયો કેમ?"

"તે બધો વારસો મેં લોભથી આંધલા બની ખોહી દીધો," કાઉસે સમજાવ્યું. "તે મારાં લાભની વસીયતનો મેં પોતે નાશ કીધો. તેમાં થોડીક રકમો બીજાં નાંમપર હતી તે સઘલી મારી કરવાના હેતુથી હું મુજી કમબખ્તે તે મુલ વસીયત બાલી નાંખ્યું, ને તેથી એક આગલું કીધેલું વસીયત રજુ થયું ને હું રવડી મુવો. અરે અરે એ વિચારે મારૂં હૈયું ફાટ ફાટ થાય છે. મારાં આંગમાં તાપ તપી આવે છે. અત્યારે તો હું લખોપતી હતે ને આજે તોબા હું જેવો ને તેવો ભીખારી છું."

"પણ ત્યારે હવે મારૂં કેમ ?" જરે પોતાની ચિંતા કીધી, "તું ભીખારી રેહવે હવે હું કોણને ખાવશ ? તું શું કેહેવા માંગેછે ! વારૂ હજીબી તું પેલા તારા કાકાની દુકરી ગુલને પીગલાવી નહીં શકે ?"

"એ ને તકનોબી મેંજ નાશ કીધો," "કાઉસ ભારે દુઃખના બલપાથી બોલ્યો; "આજે બાગમાં ગુલને મેં ફરી મારો હાથ નેકામાં કબુલ રાખવાને કાલાવાલા કીધા હતા, પણ તે નહીં" સમજી ત્યારે તારી ધીરજ ઉઠી જવાથી મેં આકલો બની તે છોકરીપર હાથ ચાલાકી કીધી. તે ઘણો ખોટો બનાવ બન્યો કેમકે તેથી મેં કશું મેલવ્યું નહીં ને ઓર ગુલને ને તેના પીતાને તેથી મને વધારે ધીક્કારવાનું કારણ આપ્યું. વલી વરૂ-ગુલપર મે હાથ ચાલાકી કરી તેની સજામાં જાંણે આસમાનમાંથી નીકલી પડ્યો હોય તેમ કોઇ પુરૂશ પાસેની ઝાડીમાંથી ધશી આવ્યો ને એકજ જબરદસ્ત જરબથી મને એક આંખના પલકારામાં જમીન પર પટક્યો, ને મેં મારી સુદ્ધ બુદ્ધ ખોહી દીધી."

"પણ ત્યારે તે ફટકાનો મારનાર કોણ હતો ?" તે ઓરતે વાતમાં રસ લઇ પુછ્યું.

"કોઇ પુરૂશ હતો એથી વધારે હું ઉતાવલા ગભરાટમાં કશું જોઇ શક્યો નહીં," કાઉસે કહ્યું.

"વારૂં ત્યારે બની તે બની, કાઉસ," જરે કહ્યું; "પણ જો તું સમજે ને હું કહું તેમ ચાલવાને વચન આપે તો હજીબી ખોહેલી બાજી પાછી મેલવવાની તક છે. તને જે ૫૦૦૦૦ રૂપીઆ તારા કાકાના વારસામાંથી મલે તેમાંથી જો તું દશ હજાર મને આપવા કબુલ થાય તો એ માતબર મેહેલ તેમજ ગુલ પોતે તારા હાથમાં આવે તેમ હું કરી શકું એમ છે."

"ખરેખર ?" કાઉસ ખુશાલીથી કુદકો મારી ઉઠી બોલ્યો ?— પણ બીજેજ પલે તે પાછો નિરાશાથી બેશી ગયો; એક અબલા— એક નાકૌવત નારી તે એક એવી મુશ્કેલીની લગભગ નહીં બને એવી વાત માંથે લીએ ને અંતે આસાન ઉતારી આપી શકે એ તેના ખ્યાલમાં ઉતર્યું નહીં, ને તેણે જરને હસી કાઢી. "તું એમ કરીને મારા પાસથી નાણું નીચવી કાઢવા માંગે છે પણ તે કદી બનશે નહીં," તેણે કહ્યું. "એ મારા કાકાએ માન માન મારાં નામ

પર કરેલા એ પચાસ હજાર તો મારા છુટા હાથે હું પાંચ દહાડા-માં ખરચી ખાઇ છઠે દહાડે જેવો ને તેવો ભીખારી રેહવાનો તો વલી તેમાં દશ હજારનો તને કયા ચુલામાંથી દાહમ દઉં ?"

"એમ કીધે કાંઈ વલવાનું નથી, કાઉસ," જરે કહયું. "એમ બી તો હું તને મારાં નામપર એક સારી રકમ કીધા વના જતો મેલવાની નથી તો જો સમજે તો હું જે ઉપાય બતાવુંછું તે તારાજ લાભમાં છે."

"પણ તે કેમ ?" કાઉસે હજી શક બતાવ્યો. "કાંઇ ખુલાસે-વાર સમજ પાડીને બોલ."

'તેનો ખુલાસો હું હમણાં આપશ નહી, કાઉસ," જરે ભ-રમમાં હસી કહયું. "તેનો દહાડો આવે ત્યારે તું જોયા કરજે, હાલ તો મારા બોલ પર એતબાર લાવ."

અંતે હયાં બીજી ઘણીક વાતચીત ને રકજીક કીધાપછી કાઉસ નાચારીએ તેની પરણેતરને એકમત થયો, ને ચોક્કસ ગોઠ વણો કરી આ અરસપરસ નારાજ થયલાં પણ લોભી મતલબી લુચ્ચાં માટી બઇયર છુટાં પડયાં.

જરે એવું તે શું કરવા ધારયું હશે કે જેથી કાઉસના હા-થમાં માતબર મેહેલ અને ગુલ હજી પણ આવી શકે ? તે આપણે તેના વખતે જોઇશું.

---

## પ્રકરણ ૨૨ મું.

### તેહેમીના

જઇફ જાલેજરને હક થવાને બે માસ ગુજરી ગયા હતા. ધસતમ અને ગોદરેજ પોતપોતાની બેટીઓ શેહેરોય અને શીરીન તથા રોદાબે અને મેહેરીન સાથે પોતાને મકાને વીલ વંચાયા બાદ વારસા હીસ્સાનું કામ તમામ થયે પાછા ગયા હતા. ટુંકમાં, ઘણા દીવસોથી માતબર મેહેલમા સઘલું પાછું 'નવું જુનું' થઇ ગયું હતું, અને મરનાર જાલેજરે કીધેલી ધારણા મુજબ સુંદર ગુલે કશી પણ તકોબરી વગર એ મેહેલની માલેકગીરી જોઇતા અને સઘલા ઘટતા મરતબાથી હાથ કરી હતી.

અમો વારંવાર કહી ચુકયા છીએ કે માતબર મેહેલનો બાગ ઘણો પોહલો ને ચોગાંણુ હતો. એ બાગને એક છેડે એક સાદું પણ સુંદર દેખાવનું ઝુપડું હતું. જાલિજરે એ મેહેલ ખરીદયો તે પેહેલાં એ ઝુપડાંમાં એ મેહેલના બાગનો માલી રેહતો હતો, પણ તે મરણ પામ્યો હતો જે પછી એ ઝુપડું પડી રેહેવાથી લગાર બીસમાર હાલતમાં આવી ગયું હતું. એમ છતાં તેની આસપાસની જગ્યા અતી ઘણી રમણ્ય ને ખુશનુમા હતી; ઝાડ પાંનો ને ફુલ ફલાદીની વચમાં એ ઝુપડું આવેલું હોવાથી તે ખરેખાત એક નાહની વાડી સરખું દીસતું હતું, ને બુજોર્ગ માહીયારને તેટલા માટે તે પડત હાલતમાં નાંખી મેલવા ગમ્યું નહીં. તેણે તે સમરાવ્યું ને તેને વધારે ટકાઉ ને શોભીતું બનાવી મેલયું, જે પછી ગુલ સાથે એકમત થઈ તેણે તે ભાડે આપવા કાઢયું.

એ પછી એક દીવસ ગુલ જ્યારે પોતાના મેહેલમાં એકલી હતી ત્યારે એક નોકરે આવી તેને ખબર કરી કે 'કોઇ સ્ત્રી તે ઝુપડાંને માટે પુછવા આવી છે, અને તે કહે છે કે તે લગભગ બે ગાઉપરથી આવી છે માટે તે વીશે તપાસ કરયા વના તેને પાછું ફરવું ભારી પડશે.' આ સાંભલી ગુલે પોતાના પીતાની ગેરહાજરીમાં તે બાઇ જોડે વાત કરી લેવાને વાંધો જોયો નહીં, ને તેણે તેને બોલાવી મંગાવી બેસાડવા પછી ઘણા પ્યારથી તેની મકસદ પુછી.

"બાનુ," તે સ્ત્રી નમનતાઇથી બોલી, "મારે માંફ માંગવી છે કે મારે તમોને તજદી આપવી પડી; પણ હું ઘણે દુરથી આવેલી હોવાના સબબે કાંઇબી નક્કી કરી લીધા વના મને પાછું ફરવા ગમ્યું નહીં."

"માંફ માંગવાની જરાબી જરૂર નથી," ગુલે ઘણા ખુશ મિજાજે ધીરજ આપી; "તમારૂં કામ શું છે તે સુખેથી જાહેર કરો."

"બાનુ," તે ઓરતે કહયું, "હું જાંણું છું કે તમોએ હમણાં થોડુંએકપરજ એક માયાવંતા કાકાને સદા સુધીના ખોઈ દીધેલા છે, પણ મારાપર જે ગુજરયું છે તે આફત તરીકે ગણાઈ શકશે, ને તે તમોએ જે ખમ્યું છે તેથી દશ ઘણું વધારે કેહવાશે. મારૂં નામ તેહેમીના છે, ને હું એક ધનવાંન વેપારીની બેટી

હતી. હું લાડમાં અને સુખમાં ઉછરેલી હતી, પણ જયારે હું સહમજમાં આવી ત્યારેજ મારા બાપની સઘલી દોલત પવનને સપાટે ઉડી જતા એક પાંણીના રેલાની પેરે ઘસડાઇ ગઇ, અને અમો છેક ખતંગ હાલત પામ્યાં. એ પછી મારા હાથનો એક ઉમેદવાર બાહેર પડયો, ને તેને લાયક જાંણી મારાં ભલાં માતપીતાએ તેના જોડે મને પરણાવી. એ કામ કીધા પછી તેઓ નચીંત થઇ ગયાં હોય તેમ થોડાજ દીવસોમાં થોડે થોડે દીવસને આંતરે તેઓ આ જેહાંનથી અસબાબ ઉઠાવી ગયાં, ને મને પછવાડે રડતી મેલી ગયાં."

હયાં તે ઓરતે આંસું લુછયાં, અને માથું નીચું નમાવેલું રાખી તે એટલી તો ગમખાર જણાવા લાગી કે સુંદર ગુલને તેના અતો ઘણી દયા લાગી.

"તેમનાં મોહતનાં આંસું હજી તો મારી આખમાંથી સુકાયાં પણ નહીં હતાં," તેહુમીનાએ જરા થોભી પાછું ચલાવ્યું, "તેટલાં મારો બાવંદ તેમને મલવા નીકલી ચુકયો ! એક થોડાજ દીવસના સેહેજ માંદગીનું એ નહીં વકી રાખેલું અતી ભયંકાર પરીણામ થયું, ને હું આ બેહલી દુન્યામાં વ્હાલાં વનાની નીરાધાર એકલી થઇ પડી. એ ઉપરાઉપરી આવેલાં સંકટો સામે હું ટકી શકી નહીં ને હું માંદી પડી. મારી માંદગીબી ઘણી જોખમ ભરેલી હતી, ને જોકે તેને દરમ્યાંન મેં ઇચ્છયું કે હવે હું પાછી ઉઠવા નહીં પાંમું, પણ તોબી હજી મારાં કરમમાં હાડમારીના ધકેલા વધારે હશે તે હું પાછી સાજી થઇછું. એમ થવાથી હવે મને એકાંતવાસ ઘણો પસંદ આવે છે, અને તમો જો પેલું તમારૂં ભાડે આપવા કાઢેલું ઝુપડું કાંઇ કીફાયત કરી મને આપો તો તેના એક ખુંણામાં હું મારો રંડાપો સદા એકલી રડીને પુરો કરશ."

ભોલી ગુલને આ વાતથી એટલું ખધું લાગી આવ્યું કે તેણીએ તુરતજ પોતાના પીતાનું પણ મત કીધા વના ઠડાવેલાં ભાડાં કરતાં અતી ઘણી કીફાયતે તે ઝુપડું પેલી બાઇને લખી આપ્યું, ને તે અગલા ત્રણ દીવસમાં ત્યાં આવી રેહવાની વાત કરી ખુશી થતી ત્યાંથી નિકલી.

સાંહજે બુઢો માહીયાર જયારે ઘર આવ્યો ત્યારે તે તેનાં ઠડાવેલાં ભાડાંમાં એટલી કીફાયત કરવા સારૂ પોતાની ગુલબદન બેટી

ઉપર જરાએ ચીરડાયો નહીં, પણ તેહેમીનાપર વીટેલી વીપત સઘ-લી વીગતવારે ગુલને મોંદેથી સાંભલી લઇ તેણે તેણીની ઉપર એટલું દયાલું દીલ બતાવા ખાતર ગુલને વાંસો થોકી સામી સાબાસી આપી.

એ પછી ઠડાવ પ્રમાણે તે બાઇ તેહેમીના માતબર મેહેલના બાગને નાકેનાં ઝુપડાંમાં રેહેવા આવી. તે ગોઠવાઇ રહયા પછી ગુલ તેણીને તેનાં ઘરમાં મલવા ગઇ, અને બીજે દીવસે તે ગુલને મ-લવા આવી. એમ કરતાં બંને વચ્ચે દોસ્તી ઉભી થઇ અને એકાદ માસ નિકલી ગયો; પણ એ એક માસમાં ગુલ તેહેમીનાને માટે કાંઇ ઘણું સારૂં મત બાંધી શકી નહીં. તેને સમજ નહીં પડયું કે એમ કાંય, પણ તેને માટે પેહેલી નજરે તેણે જે ઉંચું મત બાંધ્યું હતું તે જારી નહીં રહી શકે એવી તેને સ્વભાવીક લાગ-ણીઓ થતી જોઇ તે પોતેબી અચરત થઇ. પ્રથમ તો ગુલે જોયું કે તેહેમીનાનાં કેહેવા પ્રમાણે તેની ઉપર આવી માહાભારત આફતો તુરતની ગુજરેલી હોવા છતાં પેહેલે દીવસે તેણે ગુલને બતાવ્યું હતુ તેને દરમે હીસ્સેબી તેને ગમ ન હતો. જો તે કદીને ગુલ સાથ કાંઇ વાતપર હસવા લાગતી તો પછી તુરત એવા નહીં છાજતા ઢોંગ ધ-તુરાપર ઉતરી પડતી કે ગુલ અતી ઘણી અચરત થતી, ને તેને તેનાં મુવાં વ્હાલાંઓની ગમખ્વાર યાદ તે વખતે કેમ નહીં ખુંચતા હશે તે માટે તેને ઘણો ગંભીર ખ્યાલ થતો હતો.

એક દીવસ ગુલ અને તેહેમીના બાગમાં ફરતાં હતાં તે તકનો લાભ લઇ વાતપરથી વાત કાઢીને તેહેમીના બોલી, "બાનુ હવે થોડા દીવસમાં તો સામેના મેહેલમાં ધમાલ ચાલવાની હશે."

"એટલે, તે કેમ?" ગુલે ખરાં દીલની અચરતીથી પુછ્યું.

"એટલે કે જયારે તમો કોઇ ભાગ્યશાલી જવાંનને નેકામાં તમારો હાથ આપશો ત્યારે," તેહેમીનાએ હસીને કહયું.

"તમો ભુલ કરો છો," ગુલે સમજ આપી; "મારા કદરદાંન કાકાજીને ગુજરવાને હજી તો ફકટ છ માસ થયા છે, અને જો એ મેહેલમાંથી કાંઇબી ખુશીની ધમાલ બાહેર આવે તો હજી તેને બીજા છ માસ જોઇએ. તેમ કરતાં વલી મારે ૨૧ વરસની ઉંમર પુરી કીધાવના તો પરણવુંજ નથી."

"હા પણ મોડે વેહલે તો એ ધમાલ છેજ," તેહેમીનાએ કહયું,—અને પછી તે મો ફેરવી બોલી, "ગરીબ બચારો!"

ગુલે તેહેમીનાનો એ છેલ્લો નીસોસ સાંભળ્યો, અને તેણી ઘણી અચરત થઇ. "તમોએ હમણાં મારી વાત કરતાં કરતાં કોણનો ગમ ખાધો?" તેણીએ પુછ્યું.

"મેં?" તેહેમીના અજાંણી થઇ, "નહીંજી, કોઇનો નહીં."

"હું દલગીર છું કે તમો મારાથી જુદાઇ ધરાવો છો," ગુલે દલગીર થઇને કહ્યું; "મેં તમોને આબાદ હમણાં એક નીશોશ નાંખતાં સાંભળ્યાં."

"ત્યારે મારી લાંગણીઓને નહીં તપાસવા ખાતર હું માંફ માંગું છું," તેહમીનાએ કહ્યું; "બાઇ, હું એક વાત સદા છુપાવવાની હતી, પણ હવે મારાથી તેને લગતો ઇસારો થઇ ગયો ને તમોને મજબુત વેહેમ પડયો છે ત્યારે તો જે ખરી વાત છે તે મારે કેહેવી જોઇએ. મેં પેલા કમનશીબ જાંહાંગીર વીશે ગમ ખાધો."

"જાંહાંગીર વીશે?" ગુલે અતી ઘણી અચરત થઇ પુછ્યું; "શું તમો અમારા જાંહાંગીરને ઓળખો છો?"

"તે બચારો દોઢ વરસપર તમારે ઘરથી નીકળ્યો," તેહેમીનાએ ખુલાસો કીધો, "ત્યારે અમારાં ગામમાં આવ્યો હતો, અને અમારાં ઘરની પાસેનાંજ ઘરમાં રહયો હતો. અરે, તે બીચારો દીન ઉગે કેવો બળાપાથી બળતો ને ગમથી ગળાતો ચાલતો હતો!"

"તમો એવી દયાથી બોલતાં જણાઓ છો," ગુલે દુઃખી યાદોથી ઉભાતી છાતીએ કહ્યું, "કે જાંણે જાંહાંગીરપર કાંઇ મોટી આફત વરસી હોય. બોલો બાઇ બોલો તે કેમ છે? તમોએ છેલ્લે તેને કયારે જોયો? તે વખતે તે સુખી હતો કે દુઃખી?"

"બાનુ ગુલરૂખ," તેહેમીનાએ ઘણા દુઃખના દેખાવથી અતી ઘણી ગંભીર બની કહ્યું, "હું અફશોશ કરૂં છું કે જે વાત તમોને ખચીતજ નહીં જણાવા જોગ તે અચબુચ કેહેવાની મને મારીજ ગફલતીથી ફરજ પડે છે. જાંહાંગીરને માટે તમો આટલી કાલજીથી આટલું બધું પુછો છો તો હવે હું તમોને ટલવાવા નથી માંગતી—જાંહાંગીર બચારો ઘણુંનો ગુજરી ગયો છે!

ગુલે આ સ્વપ્ને નહીં વધી રાખેલા સંતાપજનક સમાચારથી લગભગ ચીસ્યારી પાડી દીધો, અને આટલીવાર જે આંસુ તેણે મુશકેલીથી અટકાવી રાખ્યાં હતાં તેને હવે મોકલો રસ્તો આપ્યો. "અરે, અરે," તે રડીને બોલી, "આએ તમે શું આફતની વાત

મને આજે સંભારાવોછો! મારો બાપ જાંહાંગીરને દીકરા પેરે ચાહતો હતો અને હું પણ જાંહાંગીરને ઓછો ચાહતી ન હતી. તે છેલ્લો મારેજ લીધે મારા પીતાનું ઘર તજી ગયો હતો."

"મને તે સર્વ રોશણ છે," ગુલે કહ્યું. "તેની સાદાઈએ મારા મરનાર ભરથારનું દીલ જીતી લીધું હતું અને તેથી તે અમારા પાસ આવી રહ્યા પછી અમારાં ઘરમાં આવતો જતો થયો હતો. એ વેલાએ તેણે પુરા વિશ્વાસમાં તમારી સઘલી વાત અમારી આગલ કરી હતી, અને તો બી તે ગરીબ બચારાએ તમારે માટે કદી જરાબી હલકું મત બાંધ્યું કે આપ્યું નથી."

"અરે તે ઘણો ભલો—ઘણો ભોલો હતો," ગુલે રડતે સાહદે કહ્યું.

"મરતી વેલાએ તેણે મને પોતા પાસ બોલાવી હતી," તેહમીનાએ ચોખા પાછા ચલાવ્યા, "અને મને કસમ આપ્યા કે કદી જો હું તમો લોકને જલદી મનું ને આપણા વચ્ચે ઓલખ પિછાંણ થાય તો મારે તેનું મોહત તમોથી છુપાવવું, કે તેથી તમોને દુઃખ થતું અટકે. તેણે ખેંચાતી જીભે ગુલ તમારા પર ખુદાના આશીરબાદ ચાહયા, ને તમારા બુઢા બાપને હજારો દુવા દીધા."

"ઓ, મારાથી વધારે સંભલાતું નથી," ગુલ ખરાં જીગરનાં અસહય દુઃખથી બોલી, "મારા મુરબીજી આ સમાચાર કેમ સાંખી શકશે, રે અફસોસ!"—અને ગુલ હવાં તેહમીનાથી રજા લઇ પોતાના એકાંત ઓરડાનાં એક ખુણામાં જાંહાંગીરનાં મોહતનાં માહેતમમાં આંસુ વરસાવા ગઇ. જાંહાંગીર આજના જેવો પ્યારો તેને કદી લાગ્યો ન હતો—તે જાંહાંગીર કે જે તેનો બચગીનો સાથી હોવા છતાં તેને ગેરઇનસાફ કરી કાઉસ જેવા કંગાલ બદમાસ સારૂ તેણીએ તેને પોતાનું મકાંન તજી જવાની દુઃખ ભરી ફરજ પાડી હતી;—જાંહાંગીર કે જેના હાથનો બે વાર તેણીએ મુરખાઇથી અનાદર કીધો હતો, અને જે આયંદે દુર દેશાવરમાં તેહમીનાનાં કેહેવા મુજબ એકલવાઇ હાલતમાં મુવો હતો, અને મુવો ત્યારેબી જે ગુલે તેની એ બોહારી કરી તેનાપર ખેંચાતી જીભે આશીરવાદ ચાહયા હતા.

માહીયાર આવ્યો. તેની આગલ તે દુઃખી દીકરીએ જાંહાંગીરનાં મોહતની વાત જેવી સાંભલી હતી તેવી બયાંન કરી, અને

જે જવાંનને પોતે પોતાના પેટના પુત્ર પેરે પાલીને મોટો કીધો હતો તેનાં આ દુઃખ ભરેલાં સેવટ માટે માહીયારનો ગમ વીસતારવાની કશી ભાગ્યે જ જરૂર છે?

---

## પ્રકરણ ૨૩ મું.

### જુગારી જીવતર.

આપણી વારતાનું સ્થલ હવે બદલાય છે. હમણાં વેર આપણે મરેવન અને તેની આસપાસ બનતા બનાવોનેજ વલગી રહ્યાં હતાં, પણ હવે તે બાજુ પડતી મેલી આપણને એક બીજાં દુરના શેહેરમાં આપણી વારતાને લગતા અગતના બનતા બનાવો પર નીગાહ પોહોંચાડવાની છે, અને તેટલા માટે તુરત વેલા આપણે ગુલ, માહીયાર, તેહેમીના વગેરેને અતરે પડતાં મેલીશું.

હવે આપણને શીરએજ શેહેર તરફ ફરવું થાય છે, અને ત્યાં અમો જયારે અમારાં વાંચનારાંઓને પોહોંચાડીએ છીએ ત્યારે રાતનો સમો છે. શીરએજ શેહેર મોટું શેહેર છે, મગર તેના વસ્તીવાલા ભાગોથી દુર એક હલકી વરણનાં લોકોથી વસાયલા કંગાલ મોહોલ્લામાંથી પસાર થતા એક પુરૂશ ઉપર અમો અમારાં વાચનારાંઓનું ખાશ ધ્યાન ખેંચીએ છીએ. તે પુરૂશ ચીઠડે હાલ છે, અને ઝરમર ઝરમર વરસતા વરસાદ વચ્ચેથી તે ઉતાવલે કદમે કાંઇ બરબરડતો ચાલી જાય છે. એમ છતાં તેના ટાંટીયા વેરાયા રમે છે, ને તેનો લટરપટર હાલ જોનારને ખાતરી આપવાને બસ છે કે તે પીધેલો છે. તે પુરૂશ કોઇજ નહીં પણ પેલો કાઉસ હતો

તેણે થોડુંક આગલ વધી એક કંગાલ દેખાવનાં ઘરનું બારણું ઠોકયું, જે કોઇ તેવાજ આસામીએ આવી ઉઘાડયું, અને કાઉસ લટરપટર પણ ત્રણ ત્રણ ફાંડયે કુદકા મારતો ઉપલા મજલા પર દોડયો.

આ મકાંન એક મોટું જુગારખાંનું હતું, અને કાઉસ ત્યાં જયારે દાખલ થયો ત્યારે ત્યાં 'ચંડાલ ચોકડીઓ' ભેગી મલેલી હતી. આ પાપનાં કામમાં નામ બુડાઉ બદમાસો પોતાનો આ ધોકારે ધંધો ચલાવા એકઠા મલેલા હતા. બદીનાં આ બુરાં ધામમાં હેવાંનસમ આસામીઓ પોતાનાં ઉપયોગી જીવતરનો જીવનો ભોગ આપવા આંધલા અવિચારથી સાથે થયા હતા. તેમાં જીવપર આવે-

લા એક ગરીબમાં ગરીબથી તે મોજને ખાતર ખોહાર થનાર ધ-નવાંનો સુદ્ધાં હતા, અને તે સઘલા એકજ રાહે—ખાનાખરાબી-ના રસ્તા ઉપર જવા નીકલેલા હતા !

કાઉસે જતાંને વાર પોતાનાં ગજવાંમાંથી એક બંડલ ખેંચી કાઢ્યું, અને તે એક ટોળાંમાં ભેલાઇ ગયો. "લેઓ ભાઇઓ," તે બેસતાં બેસતાં બોલ્યો, "આપણા તો આવરદા આવી ચુકાછે હો ! આ આજે છેલ્લી બાજી છે. મારા મરનાર કાકાના આપેલા પચાસ હજારમાંથી રોકડે રોકડા આ આંઠ હજાર બાકી રહયા હતા તે લઇ આવ્યો છું, ને આજેબી જો નસીબ નહીંજ હસા-વે તો પછી આગલ શું કરવું તે કાંઇ થાકતું નથી."

અને હવે બાજી માંડવામાં આવી. ચોપાસ શરાબ છુટથી ફેરવવામા આવ્યો, અને ગાલ ગલોચ ઢોંગ ધતુરાને પાપ ભરયા ઠઠા મશ્કરી વચ્ચે કામ આગલ ચાલ્યું. શરાબની મસ્તી ને જુગા-રનાં જોસથી જુગારીઓ અજબ રસપર ચઢયા, અને તે રસમાં તેઓ જોઇ શક્યા નહીં કે જામાસ્પ અને તુસ નામના કોઇ લુચ્ચા દેખાવના બે બદમાસો તેઓથી થોડે દુર બેસીને દેખઇતી રીતે પાંનાં રમતા હતા પણ ખરેખર તો કાઉસવાલી જુગારી ટો-લકીપર તેઓએ બારીક નજર રાખી હતી. આ મોટા ઓરડામાં ચચાર પાંચ પાંચની ઘણીક ટોલકીઓ હતી તેમાં વધારે ગબર રમનારી કાઉસવાલી ટોલકી હતી, અને તેથી તે ટોલકીમાં વધુ કોણ જીતે છે ને કેટલું વધુ જીતેછે તેનો જામાસ્પ અને તુસ કોઇ નહીં જુએ તેમ ચોકસ હસાબ રાખતા હતા. વલી કોઇને કશોજ શક નહીં આવે તેથી અવાર નવાર તે બેમાંથી એક જાણે પોત-પોતાની રમતમાં કેટલી મજાથી મશગુલ હોય તેમ "સાઆઆ-આબાસ!" ની બુમ મોટે સાહદે પાડતો જતો હતો, કે જે બોલ તેજ ઢપે આસેપાસેની બીજી તોલકીઓમાંથી પણ અવાર-નવાર બોલાતો સંભલાતો હતો.

કાઉસને આજે નશીબે વારી આપી ખરી. તે જે આંઠ હ-જાર લઇ આવ્યો હતો તે બેવડા થયા—સોલ થયા, અને હવે તે પૈસાના લોભી પુંજારીઓએ જરા વાર હાથ ખાંચ્યા. "એ ખરી વાત કે," એ વખતે તેઓ માંહેથી એકે પુછ્યું, "કેહે જે પેલો તહેમાસ્પ ગઇ રાત્રે આપણા સાથે રમીને જીતી ગયા પછી પાસેની

અંધારી ગલીમાં કોઇ બે ચંડાલોએ તેને જખમી કીધો ને લુટયો, અને હાલ તે ધાસ્તીમાં છે ?"

"બીલકુલ ખરૂં," તે ટોલકીમાંના બીજાએ ખાત્રી આપી; "હું પોતે આજે તેને મલી આવ્યો. બચારાથી બોલતું પણ નથી."

"પણ ત્યારે તે લુટનાર ચંડાલો કોણ હતા ?" એક ત્રીજા-એ પુછયું; "આપણો રોજનો એ રસ્તો પડયો ને ત્યાં એવું સંભલાય એ કાંઇ ઠીક નહીં, કેમકે દર રાત્રે કોઇને કોઇએ જીતીને તો જવાનોજ."

"વાહ હુરરે, તારો દેહરો પાગ તુસ !" જામાસ્પે હયાં મોટેથી બુમ પાડી પેલી વાત આગલ ચાલતી અટકાવી નાખી, ને જાંણે તેણે પોતે તેઓની વાત સાંભલીજ ન હોય ને રમતમાંજ મશગુલ હોય તેમ બોલયો, "આ છેલ્લો હાથ તારો છે ને તું તે મારી જવાનો."

"તો તું પોતે શું ઓછાં પાનાં ઘસડી ગયો છે, જામાસ્પ ?" તુસે બુમ હસીને રમતમાં મુશકેલ રમ લેતા હોય તેમ કહયું.

"અરે પણ ભાઇઓ આપણે શા કાજે બેસી રહીશું ?" કાઉસે લોભ બતાવ્યો; "લે ચાલો, ચલાવો બીજી બાજી. મારા આઠ હજાર બેવડા કરીનેજ મારે બેસી રેહેવું નથી. એ બેવડાના ત્રણ ઘણા કરીશ ત્યારેજ મારા જીવને નિરાંત વલશે. કેમ કબુલ ?"

વલી એકવાર હાથપર હાથ થોકાયા ને બીજી બાજી ચાલી. આ બાજી પણ કેહેવાને અજબ જેવું છે કે કાઉસનાજ લાભમાં-ઉતરી. ભાગ્ય દેવી તેનાપર આજ પ્રસન્નજ થઇ ગઇ હોય તેમ વલી તે જીતતોજ ચાલ્યો, ને તેણે ઉમેદ બતાવ્યા મુજબ તેના બે-વડાના ત્રેવડા થયા !

હવે બાજીમાં હાથ નાંખવાને કાઉસે ના પાડી. તેણે તુરત પેલા આઠના જે ચોવીસ થઈ ગયા તે ઉપરજ સંતોશ માન્યો. સંતોશ? એક લોભી જુગારીને સંતોશ કેવો ? જુગારનો ચડસ ચઢયા પછી જયાંલગી પાયમાલ નહીં થઇ જવાય ત્યાંલગી એક જુ-ગારી રમશે નહીં અને જીતેલું સાચવવાની કાલજી કરી એ બુરી રમતથી હાથ ઉઠાવશે એવું કદી કોઇનાં સાંભલવામાં આવ્યું છે ?

કાઉસને આગલ નહીં રમતો જોઇ તુરતજ તુસ પાંનાં ફેંકી દઇ ઉઠયો, "અરે ખરૂં જો દોસ્ત જામાસ્પ," તેણે ત્યાંથી નિકલી

જવા બધા સાંભળે તેમ બાંહાંઢું ચલાવ્યું, "કાલની બાજી માટે શેહેરીયારને આજે રાત્રે એક કલાકે મલીને નક્કી કરવાનું હતું, ને હું તો વીસરીજ ગયો હતો. હોય એક વાગશે; ચાલ બા હાલ તો સાહેબજી"—અને તે બીજાઓને પણ દુરથીજ સલામો કરી ઉતાવલમાં નિકલી ગયો.

તેનાં ગયા પછી જમાસ્પ એકલો પડયો. હવે તેને ઉજાગરાની અવાચીએ। આવવા માંડી અને તે વામાંટામાં કરી ત્યાં ભિગા મલેલાઓની નજર ચુકાવી બાહેર નિકલી ગયો.

તેનાં જવા પછી કાઉસ પણ ઘરે જવા તૈયાર થયો. તેને નવી બાજી માંડવા તેના હમસંગીઓએ ઘણોબી લલચાવ્યો પણ કાઉસ આજે ધરાયલો હતો એટલે તેણે ના પાડી, અને જયારે તેના વગર બીજાઓએ નવી બાજી માંડી ત્યારે તે રજા લઇ નિકલ્યો.

તેને ઘર જતાં પેલાજ અંધારા રસ્તા પર થઇ જવું હતું કે જયાં કોઇ તેહેમાસ્પ નામના સખશને જુગારખાનાંમાંથી પાછો ફરતાં ગઇ રાત્રે લુટીને જખમી કરવાને લગતી વાતચીત ઉપર થઇ છે; કાઉસને એ વાત યાદ આવી અને પાસે જોખમ હતો એટલે પાછો જઇ કોઇને લઇને આવવાનું તેને પ્રથમ મન થયું, પણ બીજીજ પલે તેને તે વિચાર ધીક્કારી કાઢયો. વાંચનાર જાંણે છે કે તે હીચકારો ન હતો, અને તેથી તે હીંમત કરી તે ગલીમાં ધસ્યો.

તે ઘણું આગલ જવા પામ્યો નહીં. તે થોડું ચાલ્યો તેવામાંજ પછવાડેથી તેને એક ફટકો પડયો, ને તે ગુમરી ખાઇ જમીન પર પડયો. તુરતજ એક જણ તેની છાતીપર ચઢી બેઠો ને તેનો ટેટો પીસી નાંખવા જેવી હીલચાલ બતાવી ત્યારે એક બીજાએ તેનાં ગજવામાં હાથ નાંખ્યો. બરાબર એજ પલે સારાં નશીબે વિજલીની ઝડપથી તે મારફાડનાં ધામ ઉપર કોઇ ચોથો શખ્શ દોડી આવ્યો, ને તેણે તે બે લુચ્ચાઓમાંથી જે આગલ હતો તેને એક મજબુત ફટકો મારયો. તે લુચ્ચો આથી ગભરાયો ને ત્યાંથી જીવ લઇ નાહઠો, જે જોઇ તેના હીચકારા સોબતીએ બી તુરત તેનો દાખલો પકડયો.

એ પછી કાઉસના મદદગારે તેને ઉઠવાને પોતાનો હાથ મ-

મતાથી આવ્યો, અને પુછ્યું, "સાહેબ તમોને ઘણી ઇજા થઇ છે ?"

"નહીં મારા મેહેરબાન," કાઉસે ઉઠતાં ઉઠતા કહ્યું, "હું સારી પેઠે છું પણ—"

"હા, આ સાદ !" પેલા શખ્શે અચરતીમાં કહ્યું. "રાત એટલી સીહા છે કે મને તમારો ચેહેરો પાધરો દીસતો નથી, પણ હું તમોને તમારા સાહદપરથી કાઉસ તરીકે પીછાંણી શકુંછું તો તમો તેજ છો ?"

"હાજી," કાઉસે કહ્યું, "હું માઉસજ છું પણ તમો કોણ છો ? મને તમોએ આજે જીવતદાંન આપ્યું છે તો મને નામ તો કહો કે હું કોણુને તે માટે એટલો આભારી છું તે જાણું ?"

"મારૂં નામ ?" તે શખ્શે મોગમમાં કહ્યું, "એમ આવો"—અને પછી તે કાઉસને હાથ પકડી તે અંધારી ગલીમાંથી બીજા મોહોલ્લામાં લઇ ગયો, ને ત્યાં પ્રજાની સગવડ માટે મુકેલાં એક ફાણુસ આગલ ઉભો રહી તેને કહ્યું, "હવે આ અજવાલાંમાં ઉભા રહી જુઓ મારો ચેહેરો, ને કહો મને કે મને ઓલખો છો ?" "ઓલખુંછું ? હા," કાઉસે અજાયબીમાં ગરકાવ થઇ વિચાર કરતાં અને યાદ કરતાં ધીમે ધીમે કહ્યું, "તેજ તમો, પણ ત્યારે તમારામા એટલો બધો ફેરફાર કેમ ?"

"એ એમજ," પેલાએ મછમાં હસીને કહ્યું, ને કાઉસને સલાંમ વટીક કરવા વના તે તેને ત્યાંજ ઉભો રહેલો મુકી ઉતાવળમાં જતો રહયો !

એ કોણ હતો ?

---

## પ્રકરણ ૨૪ મું

### જુગારખાનું.

કાઉસ અચરત થતો ઘર પોંહોંચ્યો. જેને તેણે આજે પોતાની મદદે નીકલી પડેલો જોયો હતો તે શીરપ્રેજ શેહેરમાં હોય એવો તેને ખ્યાલ વટીક ન હતો. તે તેને ત્યાં જોઇને રાજી થયો નહીં. બીજા હાથપર તેને લુટવાની કોશેશ કરનાર પેલા કોઇ બે ચંડાલ કોણ હતા તે પણ તે નક્કી કરી શક્યો નહીં. શીહા અંધારાંમાં તેઓના ચેહેરા તેણે મુતલગ જોયા ન હતા, અને તેથી

કોણુ ઊપર શક લઇ જવો તે પણ તેને સમજ પડયું નહીં. તેણે જોયું કે તેને રસ્તે ચાલતો અટકલે અથવા એકેકાક લુટવામાં આવ્યો ન હતો. ગઇ કાલે પેલો તેહેમાસ્પબી જુગારમાં કમાઇને ઘરે જતો હતો ત્યારેજ લુટાયો હતો, 'ને તેજ બતાવાને બસ હતું કે કેઇ જાણ ભિદુઓ આ પાપનો પૈસો લુટથી લઇ લેવા મંડયા હતા.

બીજી સહવારે ઉઠવા પછી રાત કયારે પડે તેની કાઉસ આતુરતામાં પડયો. તેના પાસ ગઇ રાત્રે આઠ હજારના ૨૪ હજાર થયા હતા, તો ભાગ્ય દેવીની એટલી મેહેરબાની થતાં તો આજે તે જરૂર વલી ૨૪ ના ૭૨ હજાર કરી જુગારખાનાંમાથી પાછો ફરશે એમ તેને લાગ્યું.

એમજ છે. પાસાના પૈસાના પ્રતાપ નીરંતર એવાજ છે. ત્યાં લોભને લેશ પણ થોભ રેહેતો નથી, અને તેથીજ એ બુરી રમતના ધીક્કારમાં જેટલું બોલશું એટલું ઓછું અને થોડું કેહેવાશે.

રાત પડી. નીરદોશ આબરૂદારને માટે આશાએસની. આરામની રાત કે જયારે જંગલી હેવાંનસમ રાહમારૂ બદમાસો અને હરેક પ્રકારની બદકારીનાં હીમાયતીઓ માટે કાંમકાજની સહવાર સમ રાત પડી. હવે કાઊસ થોભ્યો નહીં. ચોક્કસ વખત થતાં તે પોતા સાથ પોતાનો સઘલો 'જીવ જીવાણુગારો' જે ગઇ રાતના ચોવીસ હજાર તેમાંથી વીસ હજાર લઇને જુગારખાનામાં આશાવંત જીગરે ગયો.

ત્યાં બાજીઓ મંડાઇ ચુકેલી હતી, પણ કાઉસ જે જોઇને ઘણો હરખાયો તે એ હતું કે પસંગ નામનો એક મોટો ઉમરાવ આજે તે જુગારખાનાંમાં આવ્યો હતો. વાંચનારે ધ્યાંન રાખવું કે જુગારખાનાંમાં આ તેનું આગમણ આજ કાંઇ પેહેલુંજ ન હતું. તે અવારનવાર આવતો હતો. તે ભારે ધનવાંન હતો તે તેમ છતાં તે જુગાર રમવા આવતો હતો, માટે એમ સાધારણે ધારાતું હતું કે તે કાંઇ પૈસાના લોભને ખાતર રમતો નથી પણ કાંઇક સદાનું દુઃખ તેને બાજ ખાધેલુ છે તે ભુલાવાને એ એક રમત અથવા મોજ તરીકે રમવા આવે છે. વલી વધારે અજાયબ જેવું એ હતું કે તે જુગારમાં હમેશ હારતો હતો, અને એ હાર

જીતની રમતમાં પોતાનાં હમેશનાં ઉંધાં નશીબ માટે તે જાંણીતો થયલો હતો. કાઉસ એટલા માટે એવા એક "સદ્દર બીલ્લુ"ને જોઇને રાજી થઇ ગયો, અને તેને પોતા સાથે રમવાનો ચેલેંજ આપ્યો. પસંગે તે બાહાલ રાખ્યો ને તેઓ વચ્ચે બાજી જારી થઇ.

આ વખતે પણ પેલા પાંનાના શોખીન તુસ અને જામાસ્પ કાઉસ ને ઉમરાવ પસંગથી થોડે છેટે બેશી પોતાની રમતમાં મશગુલ જણાતા હતા, પણ ખરી રીતે તો તેઓ એ છેલ્લા બે રમનારાપર બારીક નજર રાખ્યા જતા હતા.

કાઉસપર આજેબી નશીબની દેવી મેહરબાન હોય એવુંજ પેહેલાં તો જણાયું, કેમકે તેના પાસ પૈસાનો ઢગ વધતોજ આવ્યો, પણ તેવામાં રંગ બદલાયો. તે ખુશાલીથી ફુંગી ફાટી ગયો તેથી બેપરવાહા થયો, ને પછી આસ્તે આસ્તે હારતો ગયો, અને જયારે પેહેલી બાજી પુરી થઇ ને કાઉસ ને પસંગે ત્યાં ફરતો શરાબ વગેરે લેવા હાથ બાંધ્યા ત્યારે કાઉસે પસંગનું સઘલું જીતેલું બીશયાર હારી ચુકયા ઉપરાંત પોતાના લાવેલા ૨૦ હજારમાંથીબી અરધા મુકી ચુક્યો હતો!

શરાબ લેતાં કાઉસે ગઇ રાત્રે તેનાપર પાસેની ગલીમાં થયલા હીચકારા હુમલાની વાત કાઢી. આ વાત સૌ કોઈ ઘણા રસથી સાંભલવા પડયા, અને તે તેટલાજ રસ સાથે જામાસ્પ અને તુસ પણ સાંભલવા લાગ્યા. કાઉસ પોતાની હકીકત કહી રહયો, પછી સૌએ તે બનાવ પર તહરેવાર મત આપ્યાં. "મને પણ કોઇ લુચ્છાઓએ ગઇ રાત્રે ગભરાવ્યો હતો," હવાં જામાસ્પે કહયુ, "તમો સાહેબોને હું સલાંમ કરી નિકલ્યો, પછી એજ ગલીમાં કોઇ બે શખ્શો મારી પુઠે પુઠે આવ્યા, ને મારી છેક લગોલગ આવ્યા ત્યારે હું તેઓ કોણ હતા તે પુછવા એકદમ પાછો ફરયો તો તે એ અંધારામાં કેડે ભરાઇ ગયા. બોલ ચલાવીને તેમને પકડાવાનો મારા હાથમાં વખત ન હતો, બાકી નહીંતો હું તેઓને જતા મેલતે નહી"—એ રવેસે તહરેવાર ટીકાઓ ચાલવા પછી સૌ પાછા રમવા પડયા, અને વાત બંધ પડી.

કાઉસ ને પસંગે પણ બીજી બાજી શરૂ કરી. કાઉસ હજી હારેંજ ગયો. હવે તે ગભરાવા લાગ્યો. દમબદમ તેના હાથમાંથી

નાણું સરી જતું જોઇ તે ગભરાયો, પણ તે ગભરાયો તેથી કાંઈ તેણે રમત માંડવાલ કીધી નહીં. તે જેમ હારતો તેમ રમતનાં વધતાં જોશ ને જનુનપર ચઢતો—તે એટલે સુધી કે તે પોતાના લાવેલા વીસ હજાર પુરેપુરા હારી ચુકયો!

પણ હારયો જુગારી બેવડું રમે છે. તે કુદકો મારી પોતાની જગ્યા ઉપરથી ઉઠયો, ને ઘરે જે ચાર હજાર ઉંચા મેલી આવ્યો હતો તે દોડીને લઈ આવવા મરજી બતાવી. "એમ શું કરવા?" પસંગે કહયું, "તમો ગમે એટલા મારા પાસ ઉછીના લઈને હાલતો રમે, પછી કાલે પાછા અદા કરજો."

કાઉસે આ વાત હેસાંન સાથ માન્ય રાખી, ને પસંગ પાસ બીજા આંઠ હજાર ઉછીના ઉપાડયા. અરે અરે, રખે તે આ આંઠ હજાર બી ખોઈ દઈ અરધી વગરનો થવા ઉપરાંત સામો દેવાદાર કરજદાર થઇ જાય તે માટે તે કેટલો બીહુતો હતો, અને તોબી તે દેખીતી આંખના આંધલાની પેરે રમ્યો જતો હતો!

તે હારતોજ ચાલ્યો. હવે તેનાં ગલામાં આગ ઉઠી—તેના દોલા નીકલી પડવા લાગ્યા—તે ફીન ફીન થઈ જતો ચાલ્યો પણ રમ્યો, અને રમ્યો તેમજ હારયો ગયો. સેવટે તે પસંગ પાસ લીધેલા આંડે આંઠ હજાર હારી ચુકયો ને ઘડીયાલમાં ત્રણના ટકોરા ઠોકાયા. એ વખતે કાઉસને જે જખમી કરનારી નાશીપાશી, જે માહાભારત ખીજવાત. જે નહીં સહન થઇ શકે એવો બલતો બલાપો થયો તેનુ અમો બ્યાંન કરવા થોભશું નહીં. તે દેવાલે માથું ફોડી મરે એટલું તેને દુઃખ થયું. તે પોતાના બાલ પીખી કાઢે એવું જબરૂં તેને નાશીપાશીનું ઝનુન થયું, પણ તેણે પોતાની લાગણીઓને કાબુમાં રાખવાની જરૂર જોઈ. તેણે જોયું કે તે પસંગનો કરજદાર હતો, અને તેથી જો તે એવું બતાવશે કે હાલ તો તે એક અરધી વનાનો ભીખારી છે તો પસંગ ગભરાશે, અને તેથી જાંણે કશુંજ નહીં હોય તેમ તેણે ઢોંગ ભરેલા ખુશ મિજાજે હસીને કહ્યું, "સાહેબ, આપણે કાલે પાછી બાજી માંડશુ હો, જોઇએ તો ખરા કાલે નશીબ કેવી ને કોણને યારી આપે છે."

"મારે કબુલ છે," પસંગે કહ્યું, "પણ કાલે મેં મારાં મકાનમાં બે ચાર દોસ્તોને નોતરયા છે તેથી હું અહીં નહીં આવી શકશ. તમો મારે મકાને પધારજો, ને હું ખુશીથી તમને તમારૂં પડી ભાગેલું નશીબ પાછું અજમાવા ટક આપશ."

"તો મારે કબુલ છે," કાઉસે કહ્યું, "કાલે હું સાહેબને મકાને આવીશ,"—અને હવે અસરૂં થયલું હોવાથી સૌ ઉઠયા. પસંગ પોતા સાથે મોટો જોખમ લઈ જતો હતો માટે કાઉસે તેને તપાસ રાખવાની યાદ આપી, પણ પસંગની ગાડી બારણાં આગલ તૈયાર હતી ને તેમાં તેના માણસ તેને લેવા આવેલાં હતાં એટલે તેને ડર જેવું કશું હતું નહીં.

---

## પ્રકરણ ૨૫ મું.

### ઠગારા પાસા.

દરેક જુગારી છતી આંખે અપંગ છે. તે જેમ વધુ ખોહાર થાય છે તેમ આંધલાં ઝનુન સમેત વધારે રમે છે, અને વલી વધારે ખોહે છે. તે રમવા નથી માંગતો પણ રમ્યા વના તેને ચાલતું નથી. તે રમતની શીરૂઆત કરવા કાજે પોતાના જીવને હજારો કદુઆ દીએ છે, તોપણ તે રમતનો છેડો લાવવાને તે દ્રઢ મન કરી શકતો નથી. એ બુરી રમતના નાપાક ચડસના ધીક્કારમાં અમોએ અમારી છેહલી બાહેર પાડેલી વારતા નામે "સિપાહ બચ્ચાની સજનની" માં પુરતુ લખ્યું છે; તેમાં અમારી વારતાનો નાયક એજ પાપમાં ફસી પડેલો ચીતારવાનું અમારે ફાલે આવ્યું છે, અને તેથી તેના સંબંધમાં અમોને સફે ૧૨૮ અને ૧૨૯ માં એક ચાલુ એસારામાં અમારી અદના કલમની શકિતનાં પ્રમાણમાં પુરતું બોલવાનું થયું છે, એટલે હયાં નવાં વીવેચણની અમો જરૂર જોઇશું નહીં. ટુંકમાં એટલીજ દુવા ચાહીશું કે એ બુરા લોભના ચડસમાં ફસી પડેલા સર્વ કંગાલોનાં નિરદોશ કુટુંબો ઉપર તે કીરતારની રેહેમ વસો, કેમકે તેઓ ખરેખાત આપણી એ કીસમની દુવાને લાયક થાય છે.

કાઉસ બીજી સહવારે બેચેન હાલે જાગ્યો. તે મોડી રાત્રે સુધી ઉજાગરા કરતો હતો, અને ઉજાગરાની સાથે કરજદારી અને ખાનાખરાબીના ભયંકાર ખ્યાલોનું દબાંણ તેનાં ભેજાં ઉપર હતું એટલે છેહલી રાત્રે તેને પાધરી ઉંઘ આવી નહીં, ને તે ઘણો માંદો સરખો જાગ્યો.

તે કાંઇક વાસી કુસી ને સુક્કા પાક્કા નાસ્તાથી ફારેગ થયો

નહીં એટલે કોઈ બે દોસ્તો તેને મળવા આવ્યા. આ દોસ્તો કોઈજ નહીં પણ આપણી પીછાંણના પેલા લુચ્ચા તુસ ને જામાસ્પ હતા.

"કેવી ખબર છે, રફીક કાઉસ," તુસે આવતાંને વાર જાંણે જીવેજાંનની મીત્રતા હોય તેમ છુટથી વાત માંડી—કે જયારે વાંચનાર જાંણે છે કે તેઓને કાઉસ જોડે દુરની સાહેબસલાંમથી કશો વધુ વ્યવહાર હતો નહીં—"રાત પછીની તબીએત કેમ છે ?"

"અરે વલી તબીયત કેમ છે શાંની પુછેછ જો દોસ્ત તુસ," જામાસ્પે કહ્યું, "રાત્રે બચારા જુગારખાનામાંથી ખાખાવરખા થઈને આવ્યાછ એટલે તબીયત તો જરા નરમજ તો."

"ભાઈઓ," કાઉસે લગાર ગંભીર થઈ કહયું, "તમો જો કાંઇ કામની વાત કરવા આવ્યા હો તો ભલે આવ્યા છો, નહીં તો મને માંફ કરશો, કાંએજે મારો વખત ઘણો કીમતી છે."

"એ હવે ભપકા ને દમની વાત બધી ગજીઆંમાં મેલી દો દોસ્ત કાઉસ," તુસે ખડખડ હસી સલાહ આપી. "અમો અમારા હસાબમાં ભુલતા નથી ને રાત્રે દમબદમ હારયા જતાં તમે જે કુગાયલા દેડકાને મલતું મોં કીધું હતું તેથી અમે છાતી ઠોકીને કહી શકીએ છીએ કે હાલ તમો અરધી વનાના છો એટલુંજ નહીં પણ સામા બીચ્યાર કરજદાર છો."

"અને હવે એવા કડક કકરતા હાલે સાંબો દમ મારવાની વાત હવે તમારાં પોતાનાં ભલાં ખાતર ભુલી જાઓ," જામાસ્પે તુરત પકડી પાડયું.

"પણ વારૂં ઘડીભર કબુલ બી કીધું કે હું તમો ધારોછો તેમ છેક અરધી વનાનો અથવા કરજદારબી છું," કાઉસે લગાર આશમેર ઉલટમાં આવી કહ્યું, "તો તમો આગલ કેહેવા શું માંગો છો ? શું તમો મને મદદ કરશો ?"

"હા," જામાસ્પે ધીરજ આપી; "અમો તમોને વ્યાજે નાણાં ધીરશું જેથી તમો ગઇ રાતનું પસંગનું તમારૂં સઘલું કરજ અદા કરી દેશો ને આજ રાત્રે તેનાસાથે નવી બાજી માંડજો, જે વખતે ખરા પાસા સોફતથી બાજુ કરી દઇ આ પાસા વાપરજો"—અને એમ કેહેતાં તેઓએ કાઉસના હાથમાં બે પાસા મેલ્યા.

"એ પાસામાં તમામ સીસું ભરેલું છે," તુસે આગલ સમજ આપી, "અને તે જો એક ચોક્કસ સીફતસાથે ફેંકવામાં આવે તો ફેંકનારનો સીતારો ગમે એવો સીહા હોય તે પણ બુલંદ બન્યા વના રહેજ નહીં."

કાઉસે તે પાસા લીધા—કેવાં હેસાંન, કેવી ખુશીની લાગણીઓ સાથે તે લીધા તે સમજાવા જરૂર છે? તે આ નહીં ધારેલી મદદથી ખુશ ખુશ થઇ ગયો. તેને ઘર ગોયા ખુદ ખોદાયજી ઉતરી આવ્યા હતા. એક અરધા કલાક આગમચ તે પોતાનો આગલ ગુજારો કેમ કરવો અને વલી ગઇ રાતનું કરજ કેમ ફેંરવું તેની ગમખાર વમાસનમાં અકળાયા કરતો હતો, અને હમણાં તેને બ્યાજે નાણું મલતું હતું એટલુંજ નહીં પણ સાથે વલી બરચીત જીતવાની જામીનગીરીથી ભરેલા પાસા મલતા હતા એટલે આવતી કાલ સુધીમાં પાછો ધનવાંન થઇ પડવાની આશાજ શું તેનું જીગર ખુશીથી છક કરી નાખવાને બસ નહીં હતું!

"મારા મેહેરબાંન દોસ્તો," કાઉસે કહ્યું, "તમો આવ્યા ત્યારે એટલા બધા શુભ હેતુથી આવ્યા હતા એ મને ખબર ન હતું, અને તેથી મેં તમો સાહેબો સાથે લગાર શીરૂઆતમાં તોરછેડ કીધી તો હું માફ માંગુ છું. તમારી મદદ મને જેટલી વેલાસર મલે છે તેટલીજ બેમુલી મલે છે, ને તેનાં હેસાંનનો બોજ સદા મારી ગરદન પર રહેશે, પણ હું એમ પુછું દોસ્તો કે આપણા વચ્ચે કશી ભારે પીછાંણ નહીં છતે તમો સાહેબો આ મેહેરબાંની કરવા વગર તેડવે ખાશ મારે ઘેર ઉતરી પડયાછો તેનું કારણ શું?"

"કારણ અમારે છુપાવવું નથી," તુસે કહ્યું; "અમો કાંઇ ધરમને ખાતર તમોને મદદ કરવા તમારે ઘર આવ્યા નથી. ખરી વાત તો એ છે કે તમો ગરજમંદ છો, માટે તમોને કમાવી અપાવી અમારે પણ તેમાંથી કમાઇ કુટી કાઢવી છે. અમો તમારા સાથે સરત એ કરવા માંગીએ છીએ કે તમો અમારા પાસાથી જે ખી કમાઓ તેમાંથી અમોને ચોથો ભાગ હંમેશ મલ્યો જાય. કેમ બરાબર કેની, રફીક જામાસપ?"

"તદન બરહક ને બરાબર," ઉસાના ભાઇ મુસા જામાસપે ટેકો આપ્યો," બોલો દોસ્ત કાઉસ, તમારે એ અમારી સરત કબુલ છે?"

“એક બોલે-હજારો ઇંસાન સાથ કબુલ, મારા કદરદાન દોસ્તો,” કાઉસે કહ્યું,—અને હયાં તેને તે દગાબાજ પાંસાનો ચોકસ સીફતથી કેમ ઉપયોગ કરવો તે બતાવા અને શીખવવામાં આવ્યું. એ પછી તેને પેલા ઉમરાવ પસંગનું કરજ અદા કરવા માટે ચોકસ નાણું આપવામાં આવ્યું, અને પછી બીજે દીવસે ખબર લેવા આવવાનું ઠડાવી તે ત્રણ ‘હેતના કટકાઓ’ જુદા પડયા.

તેઓનાં ગયા પછી કાઉસે આ બે બદમાસો વિશે વિચાર કીધો, ને તેણે તેઓને પાપોમાં એટલા કુશલ જોયા કે તે વગર શકે માની શકયો કે પેલા તેહેમાસ્પને લુટીને જખમી કરનાર તેમજ બીજે દીવસે તેને પોતાને લુટવાની પેરવી કરનાર એજ બે લુચ્ચાઓ હોવા જોઇએ. આથી તે જરા ડગમગ્યો. તે પોતે બદકારીમાં બુડેલો હતો, તોપણ જામાસ્પ અને તુસ જેવા ખુની કસદના કરપીણોની સંફમાં તે આમેજ થયો માટે પ્રથમ થોડાક પલ સુધી તે પસ્તાયો, પણ પછી તુરતજ પોતાના મનમાથી તે ખ્યાલો ખંખેરી કાઢી કાલે સાહુકાર થતાં સુધીમાં ધનવાન થઇ જવાના ખુશી ભરેલા વિચારો વચ્ચે વલી આતુરતાથી રાતની વાટ જોતો બેઠો.

અંતે રાત પડી, અને અધીરા કાઉસનું આતુર જીગર વધારે ધડક ધડક થતું હતું. તે ઠડાવેલે વખતે ઠોરો કરી ઘરથી નિકલ્યો. આજે તે બામખા સોજાસાજો ને ધોતાધાતો થઇને નિકલ્યો, કાકે એક મોટા ઉમરાવનાં ઘરમાં આજે તેને શેઠીઆઓની સંફમાં બેસવું હતું. શેઠીઆઓ? જો તેઓ પણ તેનાજ જેવા બાહેરથી સાફ અને ધોતાધાતા હોય ને ભીતરે દીલના દાઘેલ અને પાપીઓ હોય તો તેમને શેઠીયાના માન ભરેલા એલકાબથી નવાજતાં આપણે મુછમાં હસીશું. ફકત પૈસાથી પોતે પોતાને શેઠયા કેહેવાડવા માંગનારા ને પોતે પોતાને ઘેરના શેઠ થઇ બેઠેલા ‘શેઠયાઓ’ તો ઘણા મલશે, પણ લાયક કામોથી એ નામનું માન જે પોતા માટે પેદા કરી શકે તે ખરો શેઠીઓ છે એવું અમારૂં આધીન મત છે. કાઉસ આજે એવા નામના શેઠયાઓની સંફમાં બીરાજવા જતો હતો, અને તે જ્યારે રસ્તામાં છે ત્યારે ઉમરાવ પસંગ ને તેના બે દોસ્તોને લગતા કાંઇક ટુંક ખુલાસા આપવા આપણે હયાં થોભીશું.

પસંગ એક ૪૫ વરસની ભરતીમાં આવેલો અઢોર ઉમરાવ હતો. તેનાપાસ બાશીયાર દોલત હતી. વાડી વજીફા ગાડી ઘોડા-

નો તે મોટો માતબર માલેક હતો. તે પતલો અને ઉંચો હતો. તેનાં દાચાં થોડાં ઘણાં બેઠેલાં હતાં. તે કાંઇ છુપે બલાપે બલતો જતો હોય ને કાંઇક બાહેર નહીં જણાવેલાં દુઃખે ગલાતો ચાલતો હોય એવો તેનો હાલ હતો. તેને જુગારનો શોખ ન હતો તેમજ તે કાંઇ એ પેસો પેસા પેદા કરવાના હેતુથીબી કરતો ન હુતો, પણ અમો આગલ કહી ચુકયા છીએ તેમ તે એ પેસો ફકત પોતાનું મન વેરવા—કાંઇક પોતાનો છુપો ગમ ભુલાવા કરતો હતો, અને તે ગમ શો છે તે આપણે આપણી વારતામાં આગલ જોઇશું.

પસંગનાં ઘરમાં આજે ધમાલ હતી. શેઠ લોક જમવા આવનાર હતા એટલે તેમની ખાતરદારી ભરી મેહેમાંનદારી કરવા આ ધામધુમની ધરધચ અને ધુમચકરી ચાલતી હતી. બજાવવું થોડું પણ બતાવવું વધારે એવી જાંણે એવી વેલાએ નોકરોની તબેહ અને નેમ હોયછે. તેઓ ચાલતાં પગ વધારે અફાડશે—રકાબીઓના બખડાત વધારે કરશે—મોટા પોકારો મારશે, ને તેથી ગોયા ખાંણાંને તેઓજ જીવ આપે છે. એ રીતે પસંગના મેહેલમાં ભેગા થયલા મેહેમાંનોની તહરેવાર રમત વચ્ચે તેમના તરફથી નિકલતા ગેરકાયદે અને અસભ્ય પોકારોથી તેમજ નોકરોની એ કીસમની ધમાલથી તે મેહેલ ગાજીવાજી રહયો હતો.

પણ એ કીસમની ધમાલ પસંગનાં મકાંનમાં કાંઇ આજેજ પડતી નથી. એવી ધમાલો તો તેનાં ઘરમાં અવાર નવાર હંમેશ પડે છે એમ વાંચનારે ધ્યાંન રાખવું, અને એ એટલી બધી જયાફતો-આપવાના બચાવમાં પણ પસંગનો પેલો છુપો ગમજ છે એમ અમારે કેહેવું જોઇએ.

કાઉસ આવ્યો તેનેબી બાઆદરમાન પસંગે આવકાર આપ્યો, ને પછી પોતાના એક દોસ્ત તરીકે તેની બીજા મેહેમાંનો જોડે ઓલખાંણ કરાવી આપી.

"કેમ રફીક પસંગ, સૌ આવી રહયા?" એ ઓલખ પિછાંણ થઇ રહેવા પછી ત્યાં ભેગા મલેલા દોસ્તો માંહેલા એકે પુછયું. "નહી સાહેબો," પસંગે કહયું, "એક નવા દોસ્તની હું રાહ જોઉંછું તે હજી નથી આવ્યો—ઓ પણ લેઓ તેઓજ આવ્યા," પસંગે પાછું સુધારીને કહયું, ને તે કોઇ આ નવા આવનારને ઘણાં માન સમેત આગલ લેવા દોડયો.

કાઉસે આ નવા આવનારને દુરથી જોયો, પીછાણ્યો ને તે જેટલો ગભરાયો તેટલોજ ફફડયો. તે આ નવા આવનારથી રાજી થયો નહીં. "એ કવાબમાં હાડકું હયાંબી કયાં આવી મુવો," તે મનશે બરબડયો, અને પછી જયારે પસંગ બીજા બધાઓસે આ નવા આવનારની ઓળખાંણ કરાવી રહી તેને છેલ્લે કાઉસ પાસ લાવ્યો, ત્યારે કાઉસ જાંણે કશોએ ફફડેલો નહીં હોય તેવો બાહેરથી દેખાવ કરી ઉભો થયો. "આએ મારા લાયકીવાલા નવા મીતર નામે બરજો છે, ભાઈ કાઉસ," પસંગે કહ્યું.

"એઓને હું ઓળખુછું," કાઉસે તાણીતાડીને હસીને કહયું. "એઓએ ગઈ પરમની ગત્રે મને બે જાલેમ લુટારાઓથી બચાવ્યો છે, અને તે હેસાંન માટે એઓનો હું ભારે ઉપકારી છું."

"તમો ચાપલુસી ના કરો ભાઈ કાઉસ," પેલા કોઈ બરજોએ હસીને પણ મોગમમાં તાણો મારયો; "મારૂ કામ કાંઈ એટલું બધું ઉપકાર માનવા જોગ હતુંજ નહીં."

"તેતો તમારી લાયકી બોલોછો," કાઉસે કહ્યું, "પણ હું તે હેસાંન મોટું સમજું છું ને તેનો પાડ માનુંછું"—અને હયાં કાઉસે હસીને બરજોને શેકહાંડ માટે હાથ આપ્યો, પણ યાતો બરજોએ તે જોયોજ નહીં, અથવા જોવા છતાં તેણે ખુલ્લા અખાડા કીધા. આથી કાઉસને અતી ઘણું દુઃખ આવ્યું. તેણે વિશ્વાસથી માન્યું કે બરજોએ જાંણી જોઈનેજ અખાડા કીધા હતા, અને તેથી તે તુરત વેલા તો 'લોહીનો ગોટ' ગલી ખામોશ રેહયો.

હવે ખાણું તૈયાર હોવાથી સઘલા સાહેબો મેજઉપર બીરાજમાન થયા. તહરેવાર સ્વાદીષ્ટ સોહરમનાં લેહેજતદાર પકવાનોની પુશકલ રકાબીઓના ચીકાર ભરેલા ભારથી ખાણાંની ટેબલ ગોથા નમી પડતી હતી. એ વખતે પણ કેહેવાને અજબ જેવું છે કે કાઉસે ઘણાબી અખાડા કરવાં છતાં તે જે ખુરશીપર બેઠો તેની પાસેનીજ ખુરશીમાં બરજો આવીને બેઠો! શું તે ઓચીંતું બની ગયું હશે?

બરજોનાં પાસે બેસવાથી કાઉસપર કાંઈક નહીં સમજાય એવો આંકોશ રહયો. તે પેટ પુરતું ખાઈ શકયો નહીં ને મન પુરતો શરાબ લઈ શકયો નહીં. બરજોનો તેનાપર કાંઈક છુપો ભેદી આંકોશ હોય એવું તેને લાગ્યું।

ખાણું પુરૂં થયું. મુખવાસ કરી રહયા, અને મીજલસ પાછી હાલમાં આવી. હયાં હવે રમતો શરૂ થઈ, અને તાહરેવર રમતો વચ્ચે રૂપીઆ પૈસનો વેહેવારી વેપાર—જુગાર જારી થયો. પસંગે કાઉસ પાસ પોતાનું ગઇ રાતનું ચહેલું નાણું અદા કીધું, અને પછી તેને પાછું ઉધાર નાણું ધીરવા કબુલ થઇ તેના જોડે નવી બાજી માડવાની તેણે ખુશી બતાવી. એ રમત ચાલવા આગમચ જે કીમતી ગાલીચાપર તેઓ બેઠા હતા તેપર પસંગ લગાર અલેટાયો તે તકનો લાભ લઇ કાઉસે વાત ચલાવી. "એ આ બરજોને તમો સાથ કાંથી પીછાંણ પડી, દોસ્ત?" કાઉસે બેદરકારીની ઢબે કહયું.

"અસલ બનાવ એવો બન્યો," પસંગે ખુલાસો કીધો. "કે અરજાસપ નામનો આપણો વડો દસ્તુર જે મારો માનીતો મીત્ર છે તેનાપર એક રાત્રે કોઇ બે લુટારાઓ તુટી પડયા હતા અને તેને મારી નાંખવાની અથવા લુટવાની પેરવી કરતા હતા, તેવામાં એ બરજોએ ટાંકણાંસર નિકલી આવી તે મારા દોસ્તનો બચાવ કરયો. તે દીવસથી એ અરજાસપનો મોટો મિત્ર થઇ પડયોછ, ને અરજાસપની મારફતે મને બે ચાર દીવસપર એનાસે પીછાંણ થઇ એટલે મારે ઘરની આજની જેયાફતમાં મેં એમને જમવાનું ઇજન કીધું."

"ત્યારે અરજાસપના બચાવમાં ને તે રાતના એણે કરેલા મારા બચાવમાં કાંઇ ઘણું અજબ મલતાપણું છે હો," કાઉસે હસીને અચરતી બતાવી.

"ઘણુંજ," પસંગે જવાબ દીધો; "જાંણે જવાંન બરજો લુચ્છાઓથી નીરદોશ લોકોનો છુટકારો કરવાજ આ શેહેરમ આવ્યો હોય ની તેમ લાગે છે."

"પણ એ અરજાસપની તો એક ખુબસુરત બેટી છેની," કાઉસે અજાંણયો થઇ કહયું, "ત્યારે તો એ તમારો જવાંન દોસ્ત એ દસ્તુરને ઘેરજ ગોઠવઇ જવાનો."

"મનેબી તેમ લાગેછ તો ખરૂં," પસંગે કહયું, "પણ લો! ચાલોની, તાહેલાંમાં વખત જાય છે, બાજી માંડીએ."

અને બાજી ચલાવાની તૈયારીઓ થઇ, પણ એજ વેલાએ બરજો પસંગ પાસ રજા ચાહવા આવ્યો.

"કેમ, જાઓ છો? એટલા વારમાંજ પાછા સીધારોછો મારા દોસ્ત?" પસંગે અચરતીમાં ઉઠીને પુછયું; "બેસતાબી નહીં? કાંઇ રમતાબી નહીં? કાંઇ પાંણાં સોટકાં કાંઇ——"

"કાંઇ નહી સાહેબ," બરજોએ કહયું; "એવી રમતોનો હું શોકીન નથી. તમો સાહેબનાં નોત્રાંને માન આપવા ખાતરજ હું ખાંણાંપર હાજર થયો હતો."

"જેમ મરજી; માફ કરજો હો દોસ્ત નકામી તજદી થઇ." પસંગ કાંગલો થયો, "મારાથી કાંઇજ તમારી ખાતરદારી નથી થઇ."

"એ તો વલી લાયકી કહોછ," બરજોએ કહયું, અને પછી તે ત્યાંની મીજલસને સલાંમ કરી ચાલતો થયો, કે જયારે પસંગ તેને તે હાલનાં બારણાંપેર વલાવા ગયો. કાઉસને આ જેવી જોઇએ તેવી તક હતી. પસંગ ને બરજોની તેની બાજુએ પીઠ હતી ને બીજા બધા રમતમાં મશગુલ હતા એટલે પાસે પડેલા પેલા ખરા પાસા તેણે ઉપાડી લીધા, ને પેલા સીસાંથી ભરેલા ખોટા ઠગારા પાસા તેની જગ્યાએ મેલી દીધા. પણ અરે આએ શું? તે જયારે ધારતો હતો કે એ તેનું કરમ તેણે કોઇએ જોયું નહીં ત્યારે તેણે નજર ઉંચી કરી જોયું તો બરજોની આંખ તેનાપર હતી! તે બારણાંમાંથી નિકલતાં કાઉસ ગમ મોં કરી પસંગ સાથે વાત કરવા થોભ્યો હતો. ત્યારે શું ખરેખર કાઉસનું આ ભયંકાર કાવત્રું તેણે જોયું હતું? કેમ કેહેવાય!

બરજો એ પછી ત્યાંથી નિકલી ગયો ને પસંગ પાછો આવ્યો એટલે બાજી માંડવામાં આવી. આ વખતે કેમ હારજીત થઇ તે વીસ્તારવા થોભશું નહીં—કેમકે ઠગારો કાઉસ કોઇકવાર ખામખા પસંગનેબી જીતવા દેતો હતો. કે તેને વેહેમ જાય નહીં, ને પછી વલી નવી બાજીએ તે સઘળો સરવાલો ઘસડી જતો—એ રીતે સેવટ એમ આવ્યું કે છેક મોડી રાત્રે કાઉસ ઉઠયો ત્યારે તે પસંગ પાસથી તે ગતને માટે ઉછીના શરૂઆતમાં રમવા લીધેલા પાંચ હજાર કરજના લીધેલા પાછા અદા કરી રેહેવા ઉપરાત તે ત્રાશ હજારની ગંજાવર રકમ જીતીને ખુશીથી છલછલ થતાં જીગરે ઘર ગયો!

---

## પ્રકરણ ૨૬ મું

### પાસાની ઠગાઇ.

કાઉસને ઘરે આવવા પેહેલાં પેલા ઠગારા પાસા પાછા ગજીઆમાં સેરવી દઇ પેલા ખરા પાસા તેની જગ્યાએ મેલી દેવાની તક બની આવી હતી, કેમકે જયારે રમતો પુરી થઈ ત્યારે પસંગ કાઉસને પડતો મેલી બીજા મેહેમાંનોને ઘરે વલાવાની ખટપટમાં રોકાયો, અને ત્યારે કાઉસને એ ઠગારી ફેરબદલ કરવાને જેવી જોઇએ તેવી ટક મલી.

* * * * * *

ઉપલી રાતના બનાવો બનવા પછીની બીજી બપોરને સુમારે એક બીજાં મેહેલ સરીખાં મકાંનમાં એક બાપ બેટી પોતપોતાનાં કામ ઉપર મશ્ગુલ હતાં ત્યાં અમો અમારાં વાચનારાઓને લઇ જવાની રજા ચાહીએ છીએ. આ બાપ તે કાંઇજ નહીં પણ પેલા દસ્તુર અરજારૂપ હતો, કે જેની પેલા જવાન બરજોએ રાહમારૂં લુટારૂઓને હાથથી જીંદગી બચાવી હતી, અને જે બરજો ઉપરાંત ઉમરાવ પસંગનો પણ દોસ્ત થનો હતો. એ દસ્તુર એક હાતમ દીલનો, ઉમરાવ ખવાસનો, પાક ખુદાઇ રાહે ચાલનાર બુજોર્ગ ગ્રહસ્થ હતો. તેની ઉમર પાંસઠ વરસની હશે. તે કમરમાંથી સેહેજ વલેલો હતો. તે નીચો અને સેહેજ આંગે ભરેલો હતો. તે ભારે તવંગર તો, અને પૈસાનો પાધરે માર્ગે ઉપયોગ કરતાં તેને ઘણી સારી રવેસે આવડતું હતું.

તેના સામે બેઠેલી તેની એક ચેહરે નમુન બેટીનું નામ પરી ચેહેર હતું, ને તેનો પીતા તેને પ્યારથી પરીનનાં ટુંકલી હાસ ભરેલાં નામથી બોલાવતો હતો. પરીનની ઉમર ૧૭ થી ૧૮ વરસ સુધીની હતી. તે એક ખુબસુરત જવાંન નાર હતી. કે જેનું હોસાંન કોઇ પણ જોનાર ન છેક કરયાવના રહે નહીં તે કીસમનું હતું.

એ અરજારૂપે એક માનીતી મોહોરદાર અને સુંદર પરીને એક માયાવંવી માવતર સદા સુધીની બોહી દીધેલી છે. અરજારૂપનાં નાહનાં સુખી કુટુંબમાં એ આફત છેલ્લાં ત્રણ વરસપર આવી હતી અને તેથી એકાંતમાં જોકે તે બંનેની આંખ્યો તે ગમખાર યાદનાં દુઃખી આસુઓથી ભીનાયલી રેહેતી હતી, તોપણ એ ગજ બથી કોઇબી ઘર ખાલી નથી એમ સમજી તેઓ પોતાનાં મનનો

ગમ મારતાં હતાં, અને વલી અરસપરસની હાજરીની વખતે તો અરસપરસ દુઃખ ભુલાવી દેવાં માટે તેઓ વધારે ને વધારે ખુશ દેખાવાની કોશિશ કરતાં હતાં.

અરજાસ્પ બરજો સાથે અચખુચ પીછાંણ પડયા પછીનો તેને પુત્ર પેરે ચાહતાં શીખ્યો હતો. બરજો અરજાસ્પનાં ઘરમાં રોજ આવતો જતો હતો, અને જેટલો અરજાસ્પનો તેનાપર પ્યાર હતો તેટલોજ પણ તેથી લગાર જુદીજ કીસમનો સુંદર પરીનનો પણ તે જવાંન ઉપર પ્યાર હતો. પરીન આ જવાંનની જવાં મરદી સાથે તેના ભલા ગુણો ઉપર મોહીત થઇ હતી, અને તેની મોહબતનો ધુંવો છુપો પોતાને દીલે વસાવી ફરતી હતી.

"બરજોનો આવવાનો વખત થયો ખરો બેટી પરીન," બુઢા અરજાસ્પે ઘડીયાલ ગમ નજર કરી કહયું; "મારે આજે એનાસે કાંઇક એકાંતમાં વાત કરવી છે તેથી તું સીધાર તારા ઓરડામાં."

તાબેદાર પરીન તુરત ઉઠી ઉભી થાઈ છે, ને પોતાનું કામ લઇ પોતાનાં બાપનાં ફરમાનને માન આપી પોતાના ઓરડામાં ગઇ. તેણીને જવાને એમ ઘણો વાર થયો નહી તેટલાં બરજોનું ત્યાં આવવું થયું "ભલે આવ, ભલે આવ મારા બેટા," અરજાસ્પે તેને પ્યારથી આવકાર દીધો, "આ મકાંન તું ચાહે ત્યારે ને ચાહે ત્યાં સુધી સદા તારૂંજ છે. પણ કહે મને કે કાલે મારા પેલા દોસ્ત પસંગને ત્યાંની મીજલસમાં તને ગમત પડી કે નહીં ?"

"ગમત તો ઠીક પડી પીતાજી" બરજોએ કહયું, "પણ તમો જાંણોછો કે એવી છેક રંગીલી મીજલસો મને ઘણી પસંદ આવતી નથી."

"ચિંતા નહીં દીકરા," અરજાસ્પે સમજાવ્યું; "તારી ભલી ચાલનો મેં ટુંક વખતમાં પુરતો અભ્યાસ કીધો છે, ને તેથી હું જાંણુંછું કે એવી મીજલસો તારામાં કશો બગાડ કરી શકશે નહીં. જુવાનીયાઓએ પોતાની લાગણીઓ પર ઘટતો આંકોશ રાખી દુન્યાની કાલી તેમજ ધોલી બેઉ બાજુઓનો અભ્યાસ કરી લેવો જોઇએ એવું મારૂં મત છે. તેં તારી સાંલેસાઇ ને ભલા ગુણોથી અતરેના સઘલા અમીર ઉમરાવોનું દીલ ઘણું જીતી લીધું છે એ તને ખચીત સાબાશીની વાતછે, મારા બેટા,"

"અને તમારીજ મેહેરબાંનીથી હું વધ્યો છું," બરજોએ કહ્યું; "મુરબ્બીજી તમારી મદદથીજ હું આગલ પડયો છું."

"એ પસંગ મારો મીત્ર થાયછે," અરજાસ્પે કહ્યું. "પણ એને એક લખ બુરો છે જે હું પસંદ કરી શકતો નથી. જુગારમાં એ ઓહાર થાય છે, ને મને સમજ નથીપડતી કે એ પાપમાં એ શું કામ સામેલ રેહેતો હશે. એ એક સિવાય એ ઉમરાવમાં હું બીજો કોઈ દુરગુણ જોતો નથી, પણ એ એજ એકજ દુરગુણ એવો મોટો છે કે તે બીજા બધા નજીવા દુરગુણોથી દશ હજાર દરજજે નઠારૂ છે. પણ વારૂં એ તો થયું; આજે દીકરા આપણને બીજી વધારે અગતની વાતો કરવાની છે. હું આજે તારા સાથે મન ખુલ્લું કરીને—"

પણ એજ વખતે અમીર પસંગનાં ત્યાં આવી લાગવાથી આ વાત બંધ પડી. પસંગને દસ્તુરનાં ઘરમાં છુટથી આવ જા' હતી, માટે તે વગર ચેતાવવે કોઈબી વખતે આવી શકતો હતો ને તેમ તે આ વેલાએ પણ આવ્યો, અને ત્યારે તેને ખબર પડી શકી નહીં કે તેનાં આવવાથી અરજાસ્પે બરજો સાથે કાઢેલી કાંઇક અગતની ગુફતેગો બંધ પડી ગઈ હતી. અરજાસ્પે એટલા માટે તુરત વેના તો તે અગતની વાત પડતી મેલીને પસંગને આવકાર આપી પાસે બેસાડયો. તહરેવાર ગામ ગપાટા ચાલતાં ગઇ રાતની પસંગે આપેલી જયાફતની મીજલસની વાત નીકલી. "તમો તો ઘણાજ જલદી ઉઠી આવ્યા, દેલાવર બરજો," પસંગે ખેદ બતાવ્યો.

"હાજી," બરજોએ કહ્યું, "હું મોડી રાતના ઉજાગરા વગર અગતે કરતો નથી, ને વલી હું ત્યાં ચાલુ થઇ તેવી રમતોનો હીમાયતીબી નથી."

"જુગારનો શોખ નખ્ખોદની નિશાણી છે," અનુભવી અરજાસ્પે આ તક હાથ કરી પસંગને કહી સંભલાવ્યું.

"છેક તેમ નહીં," પસંગે કહ્યું; "જુગારમાં જીવને જરા લગાર રાહત છે. હારજીતનો પેસો છે. એટલે બે ઘડી મન તેમાં રોકાયાથી કેટલાંક દુઃખ વીસરી જવાય છે."

"પણ વારૂં રફીક પસંગ મને કહેશો," દસ્તુરે પુછ્યું "કે કાલે તમો કેટલુંક હારયા?"

"અરે કાંઇ દમ નહીં," પસંગે બેદરકારથી કહયું, "ફકત તેત્રીશ હજાર રૂપડી."

"તેત્રીશ હજાર!" બરજોએ પારવનાની અચરતીથી કહયું,—અને તે પછી તે કાંઇક ગંભીર વિચારમાં મશગુલ થયો.

"તેત્રીશ હજાર!" અરજાસપે બુમ પાડી, "અને એવી નાદર રકમ વગર અગતે એક એબલગાંમણી રમતમાં ખોહી દેવા છતાં દોસ્ત પસંગ તમો આટલી બધી બેદરકારી બતાવી શકોછો તેથી હું બચ્ચીત હેરત છું."

હવાં પસંગને ભારી લાગવા માંડયું એટલે તેણે એ વાત ફેરવાવી, ને બીજી કાંઇક સેહજસાહજ વાતો થત્રા પછી બરજો કાંઇ અગતનું કામ યાદ આવવાનું બાહાંનું કાઢી ત્યાંથી ઉતાવલમાં રજા લઇ ઉઠી ગયો.

* * * * * *

કાઉસ એ આખો દીવસ ધરમાંજ હતો. તેની લાગણીઓ દુઃખ અને સુખની હતી. સુખ એટલા માટે કે તે નહીં ધારેલી રીતે ધનવાંન થઇ પડયો હતો; દુઃખ એટલા માટે કે તેને એ રીત ઠગાઇના પાસાથી ધનવાન થતાં—પાસા અદલબદલ કરતાં પેલા બરજોએ જોયો હતો કે નહીં તે માટે તેનાં દીલમાં દગદગો થયાજ કરતો હતો. તે પેલા જામાસપ અને તુસની સહવારથી રાહ જોતો બેસી રહયો હતો. તેઓ આવે તો પોતાની કમાઇનો ચોથો ભાગ કબુલાત પમાણે તેઓને આપી દઇ તે પાસા તેમને હવાલે કરી દેવાના હતા. તે જે ટેબલ આગલ વિચારવંત બેસી રહયો હતો તેની ઉપરજ તેની આંખ આગલ તે ઠગારા પાસા પડેલા હતા ને તે ઉપર તે ટીકતો બેઠેલો હતો, તેવામંજ તેના ઓરડાનું બારણું ઉઘડયું, અને કોણ? જેનાથી તે બીહીતો હતો તેજ—બરજો પોતેજ દાખલ થયો!

કાઉસ ચોંકી ઉઠયો. તે તે પાસા ઉતાવલા ગભરાતમાં સાંતી દેવા જતો હતો પણ તેમ કરતાં બરજો તેને જોય તો વેહેમ અને વાત વધે માટે તેણે અખાડા કીધા, ને જેમ બન્યું તેમ ગભરાત સમાવી તે સામો બરજોને લેવા ગયો. "઼ઓ આવો આવો, દોસ્ત," જાંણે કશું બન્યું નહીં હોય તેમ ફીકે ચેહરે તેણે હસીને તેને આવકાર દીધો, "કાંઇ આ નહીં ધારેલું માન સેવકને મલેછે?"

બરજો આવ્યો, ને પેલા પાસાની અડોઅડજ ખુરશી ખેંચી બેઠો. તે જરાબી હસ્યો નહીં. કાઉસના આવકારની તે દરકાર કરતો જણાયો નહીં. તે ગંભીર ચેહેરે આવ્યો ને ગંભીર થસ્સામાં તેણે ત્યાં જગ્યા લીધી. "મારે એક અંગતની બાબદ સર તમોસે વાત કરવી છે," તેણે ગંભીર દમમાં કહ્યું; "અને જો તે વાત નહી કરવી હતે તો હું તમારો ઉંબર ઓલંગવાની દરકાર કરતે નહીં."

"એટલે, હું નહીં સમજયો," કાઉસે ધડક ધડક છાતી એ અજાંણપણાંનો ઢોંગ કરતાં અરધો ગંભીર બની અરધું હસતાં કહ્યું.

"તમો સમજોછો ને નહીં સમજવાના ઢોંગ માત્ર કરો છો," બરજોએ કહ્યું. "તમો સારી રવેશે સમજોછો તેમ છતાં જો અજાંણ્યા થાઓ છો તો હું કેહેવાની દરકાર કરતો નથી કે તમો ગઇ રાત્રે તેત્રીસ હજારની ગંજાવર રકમ પસંગ પાસથી જીતીને નહીં પણ લુટીને ઠગાઇથી લાવ્યાછો."

"શું?" કાઉસે અતી ગુસ્સાનું દોલ ઘાલી પોકાર માર્યો— કે જયારે તેનું તન બદન ચણાનાં ઝાડ પેરે થરથર ધ્રુજતું હતું—"હું ચોર, શું હું ચોર, ફરીથી બોલો."

"તમો ચોરજ નહીં પણ ચોરથી વધારે—ઠગારા લુટારા," બરજોએ નેણ ચઢાવી કહ્યું, "ને તે ઠગાઇની સાહદત આ પાસા છે," ને બરજોરે ટેબલપર પડેલા તે પાસા ઉપાડી લીધા!

કાઉસ આથી તો ગોયા ખુંનપર ચઢયો. તે બરજોને વલગી પડયો, ને તેના હાથમાંથી તે પાસા પડાવી લેવાની તેણે પેરવી કરી પણ તે ફાવ્યો નહીં. તે ઉસ્કેરાયલો હતો એટલે ધાસ્તીથી ધ્રુજતો હતો, ને તેમ થવાથી તેનું જોર કમી થઇ ગયું હતું, કે જયારે બીજા હાથપર બરજો પોતે થાંભલાની પેરે થંબ થઇ ઓસ્તવાર ઉભો રહયો હતો, અને એકજ આંચકા સમેત તેણે કાઉસને દુર ફેંકયો. એ પછી તેણે પુરતી ધીરજથી તે પાસા થાવા ગજવાંમાં મેલ્યા અને કહ્યું, "હું વગર અગતે ગરબડ કરવા માંગતો નથી, પણ જો તમારે ગરબડ કરી બેઆબરૂ થવું હોય ને સતાના સપાટામાંજ સપડાવું હોય તો તમો મુખ્ત્યાર છો, કાઉસ."

કાઉસને આથી ધીરો પડયા વના ચાહ્યું નહીં. તેણે જોયું

કે ગરબડ વધારતાં તે વધારે બેહોરમત થશે માટે હવે બરજોએ જો તેનું પાપ પકડી પાડયું છે તો આગલ શું થાય છે ને બરજો શું કરવા માંગે છે તે તપાસવા તેણે ખામોશ રેહેવું.

"હજી હું માયાલુ થાઉં છું," કાઉસને પોતાના હાથ આગલથી એક આંચકે દુર નાંખી બરજોએ ગંભીર દમામથી કહયું, "એક મેહેરબાંની તરીકે આએ તારાં પાપમાંથી છુટો થવાની હું તને તક આપવા માંગુંછું. હું હોકમ કરૂંછું કે પસંગ આગલ તું તારૂં સઘલું પાપ કબુલ કરી દે, ને તેની માંફ માંગી એ ઠાગાથી જીતેલા કુલ તેત્રીસ હજારની પઇએ પઇ તેને અદા કરી દે. હજી મેં મારા તરફથી તેને તારી એ નામોશીની વાતથી જાંણીતો કીધો નથી, કેમકે જે માનવંત કુટુંબને તું લગતો છે તે કુટુંબને માટે મને ઘણું માન છે, ને કશાને ખાતર નહીં તો તે કુટુંબને ખાતર હું તુંને ધારાથી સજા થયલી જોવાને રાજી થતો નથી."

"અને જો કદીને તું કહે છે તેમ હું એ સઘલું નાણું પાછું પસંગને અદા કરવા ના પાડું તો?" કાઉસે શંકાશીલ ઢપે પુછયું.

"તો તુંને ઉંધાડો પાડી પંસગની મારફતે સખતમાં સખત સજાએ પોહોંચાડવાની મને દુ:ખભરી ફરજ પડશે," બરજોએ કહયું. "મે તને રાત્રેજ બારણાંમાંથી બાહેર જતાં પાસાની અદલા બદલી કરતાં આબાદ જોયો હતો, પણ એ બાબદમાં હું પુરો પ્રવીણ નહીં હોવાથી તે વખતે મને તે ઉપર કાંઇ ઝાઝો ખ્યાલ થયો નહીં, પણ આજે તું એક નહીં ખ્યાલમાં આવે એવી રકમ જીતી આવ્યો છે એમ ખબર થતાંજ હું તારૂં એ કાવત્રું જરાકે જરાક પાંમી ગયો છું."

કાઉસે જોયું કે તે સર્વ પ્રકારે બરજોના સપાટામાં હતો, ને તેથી તેને નહીં બયાંન થાય એટલું દુ:ખ પેદા થયું. જે મોટી રકમ તે લુચ્છો ઠાગાથી લઇ આવ્યો હતો તે પાછી આપવી પડશે, ને પોતાને પસંગની આંખમાં બેહેરમત થવું પડશે એ ખ્યાલજ તેને દેવાનો બનાવી મેલવા બસ અને બસ કરતાંબી જયાદા હતો. પણ હવે કરવું કેમ? તેણે જોયું કે સઘલી રકમ પાછી ભરવા કરતાં થોડું ઘણું બચાવી શકાતું હોય તો તેબી ગણીમત, અને તેથી તેણે કેટલીક વિચાર કરી કહયું, "હું તારાં કેહેવા પ્રમાણે પસંગ

આગલ પાપ કબુલ કરી નાણું ભરી દેવા તૈયાર છું બરજો, પણ મારા પાસ તે જીતેલાં નાણાંમાંથી અરધુંજ રહી ગયું છે."

"તું જુઠો છે," બરજોએ નેણ ચઢાવી કહયું. "મેં દરવાજાપર તારાં માણસને પુછીને ખાત્રી કીધી છે કે રાત્રે ઘરે આવવા પછીથી હજી તું નથી બાહેર ગયો કે નથી કોઇ તને ઘરમાં મળવા આવ્યું, એટલે તે રકમ ઘરમાં અનામત હોવીજ જોઇએ; અને જો તું મને વધારે ચીડ ચઢાવશે તો તેનું સેવટ ભારે ખરાબીમાં આવશે એ વાત તારે નોંધી રાખવી."

કાઉસે એ નવી નાશીપાશી ને હારનાં દુઃખના જુસ્સાથી પોતાનો હોઠ કરડયો. તે કોઇજ રીતે ફાવતો ન હતો, બરજો તેને દરેક પ્રકારે માહાત કર્યો જતો હતો!

"મારા પાસ ખાવાની ખાખ રેહશે નહીં," કાઉસે કગલીને કહયું, "હું બેહોરમત થવા ઉપરાંત ભુખે મરશ."

"પસંગ આગલ પાપ કબુલ કરી દઈ તેને તેનું નાણું પાછું આપી દીધાથી માત્ર એટલું થશે," બરજોએ ઠંડે કલેજે કહયું, "કે જયારે તેમ નહી કીધાથી તો વાત વધારે બેહેકશે ને બગડશે. હવે મને વખત થાયછ, કાઉસ, મને સાંભલી લે હું ફરમાંઉછું કે તારે આજને આજ પસંગ ઉપર એક ચીઠી લખવી, ને કોઇપણ રવેસે આજ રાત્રે આંઠ કલાકે તેને અત્રે બોલાવવો. હું આંઠની આગમચ હાજર થવશ ને આ પાસેના ઓરડામાં ભરાઇ રેહેવશ. ત્યાંથી તમો લોકની હીલચાલ હું જોઇ નહીં શકશ, પણ તમારી વાતચીત સઘલી હું સાંભલી શકશ, ને તેથી મને માલમ પડશે કે તું પઇએ પઇ પરતાવા સમેત પસંગને હવાલે કરી દેછ કે નહી."

"ને પસંગ જો એમ કરતાં વધારે ચીરડાયો ને મને સત્તાના સપાટામાં ઘસડવા માંગ્યો તો?" કાઉસે ધાસ્તીથી ધ્રુજતાં પુછયું.

"તો હું જાહેર થઇ વચ્ચે પડીશ," બરજોએ કહયું, "ને પસંગ મારો સુખન રદ થવા દેશે નહીં. કેમ આ મારી ગોઠવણ કબુલ છે? એમાં જરાપણ ફેર પડતાં હું કશું સમજવાનો નથી ને પછી તું મારો સગો ભાઇ હોય તોપણ હું તને બચાવવાનો નથી."

"પણ વારૂં કાંઇ નહીં તો પેલા પાસાતો મને હવાલે કરી દે," કાઉસે માંગી લીધું.

"હમણાં નહીં," બરજોએ ઠડાવથી કહ્યું; "એ નાશકારક વસ્તુઓને મારા પાસ રાખવાને હું કમકમું છું, મગર મેં ઉઠાવેલું આ શુભ કામ પુરૂ પાર ઉતરે ત્યાર પછીજ હું એ તારી આંખ આગલ ભાંજી ભુકો કરશ." પણ હવે મને અસુરૂં થાય છે એટલે હું રૂખસદ લેવશ. કેમ, મારી ગોઠવણ પસંદ અને કબુલ છેની ?"

"કબુલ છે," કાઉસે મરતે સાહદે કહયું, ને બરજો ત્યાંથી જતો રહયો.

---

## પ્રકરણ ૨૭ મું.

### પાસાના હીમાયતીઓ.

બરજોને જવાને ઝાઝો વાર થયો નહીં તેટલાં પેલા જામાસ્પ અને તુસ મરેલા મારેલા કાઉસની ખબર લેવા આવ્યા. કાઉસનો હાલ ઓય રડી દીએ તેવો હતો, અને તેને એ રવેશે બેઠેલો જોઇનેજ પેલાઓને કાંઇક અપશુકન સરીખું લાગ્યું. "કેમ દોસ્ત કાઉસ," જામાસ્પે આવતાંને વાર પુછયું, "એ તરતનોજ એરંડયાંનો જોલાબ લીધો હોય તેવું શું મોં કરી બેઠો છે ?"

"કાંઇ માય બાપ મરી જવાની મોહકાંનના સમાચાર તો નથી ફરી વલ્યા, બચ્યા કાઉસ ?" તુસે તરક ચલાવી. "તે જે થયું હોય તે, પણ તેથી અમો કાંઇ અમારો હક છોડવાના નથી હો. બોલ રાતની કેવી ખબર ?"

"ખબર બાટલે," કાઉસે ધુખરાયલાં છાનાં જેવો થઇને જવાબ દીધો.

"એટલે ?" તુસે નેણ ચઢાવી કહયું.

"બચ્યા એ ઢોંગ શું લગાવા માંડયાછ, કાંઇ સમજ પડે ?", જામાસ્પે પુછયું; "અરે બોલની રાત્રે કમાયો કેટલું ?"

"તેત્રીશ હજાર," કાઉસે યાદ કરી દુઃખથી કહયું.

"બઅઅસ ?" તુસે અફસોસ કીધો, "પચાસ હજારથી નહીં કીધા ?"

"અરે હવે જે થયું તે," જામાસ્પે કહયું, "લે ચાલ લાવ, અમારો ભાગ લાવ."

"ભાગ કયા ચુલામાંથી આપું?" કાઉસે કહયું; "તે તો પછએ પંઇ પાછી આપવી પડશે."—ને હયાં કાઉસે બરી જેહમતે આ બે લુચ્ચા સોબતીઓને ધીમા પાડી બરજોના સંબંધમાં જે વીટયું હતું તે વીગતે કહી સંભલાવ્યું.

"છટ છટ અનો એ કાંઇ માનતાજ નથી," તુસ સઘલું સાંભલી લેતાંજ છછની પડયો, "એ શું નવો પેચ લઇ આવ્યો છે?"

"બચ્ચા જો કાંઇ એવી તાલતલાવતથી અમારો હક રડાવા નીકલ્યો કેની તો ડોકી ધરીને મરડી મેલીશું," જનુની જામાસ્પે જીવ કાઢી નાંખ્યો.

"સાંભલો ભાઇઓ," કાઉસ પણ હવે જોસપર ચઢયો, "તમારી ભપકીથી હું કાંઇ બીહી જવાનો નથી. તમારી ગરદન મારા હાથમાં વધારે છે. પેલા મગ્વા સુતેલા તેહેમાસ્પને તમોએજ મરણતોલ મારીને જખ્મી કીધો છે તે ને ત વગેરે હજી તમારી બીજી ઘણી બદચાલ મને રોશણ છે! માટે જરાબી ગરબડ કીધી તો હું તમોને સપડાવી દીધા વના રેહેવશ નહીં માટે તમારી સંભાલમાં રેહજો. ઓર જો ધીરા પડશો તો એ દુકતા બરજોને ક્ષવી જતો અને એ નાણું આપણા હાથમાંથી સરી જતું આપણે બચાવી શકશું."

"અરે ત્યારે એમ કરોની," તુસે પોતાની ગરદન કાઉસના હાથમાં આબાદ જોઇને જામાસ્પને ગભરાતમાં આંખ મારી, ને તેઓએ નરમ પડી લટી જવા માંડયું, "ત્યારે એમ કરોની કે આપણે આપણા ભાગલાગ વેંહેંચી લઇ રાત પડે ને તે રાત્રે અહીં આવે તે પેહેલાં ડેઠે પોબારા માપી જઇએ."

"એ દરખાસ્ત મને ઘણીજ પસંદ આવી," જામાસ્પે કહયું.

"પણ મને મુતલગ પસંદ નહીં આવી," કાઉસે કહયું; "એમ કીધાથી તેઓ આપણી પુઠ પકડશે, ને મોડે વેહેલે પકડાતાં વધારે હલાક થઇશું, વાસ્તે એ વાત જવા દેઓ ને કાંઇ બીજીજ યોજના કરો."

"ત્યારે એમ કરો," હવે જામાસ્પે કહયું, "કે આજે રાત્રે તે પોરયો આવે ત્યારે પાસેના ઓરડામાં—હં:"—અને તેણે તેનો ટોટો પીસી નાંખવાની ઢબછબ બતાવી.

"નહીં નહીં નહીં," કાઉશે કહયું, "ખુંનનાં પાપમાં હું કદી સામેલ થનાર નથી. એવું ભયંકાર કરમ નહીં ચાલશે."

"વારૂં પણ ત્યારે બીજો રસ્તો શું?" તુસે કહ્યું.

હવે તે ત્રણે લુચ્છાઓ એકઠા મલી કાંઇ વલી નવો રસ્તો સોધી કાઢવા પડયા. તેઓને કોઇબી રવેસે એ જીતેલા તેત્રીસ હજાર હાથમાંથી સરી જતા બચાવવા હતા, એટલુંજ નહીં પણ તેઓની વાત વચ્ચે માંથુ મારવા માટે બરજોને કાંઇક સવાદબી ચખાડવો હતો, ને ઘણોએક વિચાર કરી અંતે તેઓએ એક રસ્તો શોધી કાઢયો. તેઓએ તે ઉપર પુશકલ તકરાર કરી, ને પછી તે રાતે અમલમાં લાવવના ઠરાવથી તેઓ તુરત વેલા છુટા પડયા.

---

## પ્રકરણ ૨૮ મું.

### પ્યારની એક કાંહાંણી.

વાંચનાર જાંણે છે કે જયારે જવાંન બરજોર બુજોર્ગ દસ્તુર અરજાસ્પની મુલાકાતે આવ્યો હતો ત્યારેજ ત્યાં પેલો ધનવાંન પણ જુગારી ઉમરાવ પસંગ પણ આવ્યો હતો, અને તે પણ બરજોનાં ઉઠી જવા પછી તહરેવાર વાતચીતો કરી ઉઠી ગયો. તેજ દીવસે સાંહાંજના મોડેથી અરજાસ્પને પસંગના મેહેલમાં જવાને ઇચ્છા થઇ. તેની ચેહેરેનમુન બેટી પરીનના જીવને તે સાંહજે કાંઇક અસુખ હોવાથી તેણીએ સાંહજની લટાર મારવા જવાની મરજી નહીં બતાવી એટલે અરજાસ્પ એકલો નિકલ્યો, અને એકલો હતો માટેજ તે પસંગના મેહેલ તરફ ગયો.

પસંગના મેહેલને મોખરે આવી પુગતાં તેણે જાંણ્યું કે તે ઉમરાવ પોતાના ખાનગી ઓરડામાં હતો, અને અરજાસ્પે તેને આગમચથી વગર ચેતાવવે ત્યાં ધસ્યો જવાને જરાએ આંચકો ખાધો નહીં. અરજાસ્પ પસંગનો તેની બચગીથીજ દોસ્ત હતો, —બલેક અરજાસ્પ પસંગના બાપનો મિત્ર હતો જેનાં મરણ પછી એ નેક મનસનીના દસ્તુરે પોતાના દોસ્તના એ દીકરાને પોતાનો દોસ્ત માંની લેવાને વાર લગાડયો ન હતો. એમ કરતાં તે પસંગનાં ઘરમાં અવાર નવાર ગમે ત્યારે ગમે તે વખતે આવતો જતો હતો, અને તેથી પોતાની પાયાદાર પ્રીત ભરી મિત્રાઇમાં વિશ્વાસ લાવી તે એકદમ પસંગના ખાનગી ઓરડા તરફ તેને એકલો જાણી હવણાં પણ ધસ્યો ગયો.

તે ઓરડાનું બારણું અરધું વાંકું કરેલું હતું, ને અરજાસ્પે તે ધીમે રહી ઉંઘાડયું. પસંગની બારણાં ભણી પીઠ હતી, અને તે એક ટેબલ આગલ ખુરશી ખેંચી ટેબલ ઉપર માથુ નાંખી પડેલો હતો. તેના હાથમાં કાંઇક ચલકતી ચીજ પકડેલી હતી, અને અરજાસ્પે બારણું ઉંઘાડયું તેજ પેલાએ તેના કાન ઉપર એક ધીમાં ગુંગલાતાં દચકાંનો પ્રગટ સાદ આવ્યો. આ સઘલું પેહેલીજ નજરે બતાવાને બસ હતું કે પસંગ કોઇક માહા દુ:ખીત વિચારોથી વીંધાયલો અને જખમાયલો પડેલો હતો, અને એવાં તેનાં દુ:ખ વચ્ચેના તેના પાક એકાંતવાસમાં હરકત નાંખવાને ભલા અરજાસ્પનું દીલ ચાહ્યું નહીં. તે બારણું હલવે રહી પાછું ઢાંકીને ત્યાંથી ચાલી જવાની કોશેશ કરતો હતો, પણ બારણાંએ બંધ થતાં તેનાં મિજાંગરાંઓ ઉપર ચીચવાઇને અવાજ કીધો, ને પસંગે ચોંકીને પાછું ફરી જોયું. તે અરજાસ્પને બારણાંના ઉંબર ઉપર જોતાંજ ચોંકયો, અને પોતાના હાથ માંહેલી પેલી ચલકતી ચીજ તે તુરત ટેબલનાં ખાંણાંમાં છુપાવી દેવા જતો હતો, પણ બીજીજ પલે એમ કરવાથી હાથ ખાંચી તે બુઢા અરજાસ્પને આવકાર સમેત અંદર લાવવા દોડયો. દસ્તુર અરજાસ્પને આથી ખરેખરી દલગીરી પેદા થઇ, અને વગર ચેતાવે દાખલ થઇ તેના ખાનગી વિચારોમાં ખલલ નાખવા સારૂ તે પસંગની માફ માંગવા પડયો.

"નહીં રફીક અરજાસ્પ," પસંગે ધીરજ આપી, "મારાં મકાંનના કોઇ પણ ભાગમાં કોઇબી વખતે તમો હંમેશ ભલે આવ્યા છો. તમો મારા મરહુમ પીતાજીના ખાશ મિત્ર છો અને તેથી મારા મિત્રજ નહીં પણ મુરબ્બી સમાન છો, ને તમોને જોઇને પેહેલી એકાદ પલ જે ગભરાત જેવી બેવકુફી ને બેઅદબી મેં બતાવી છે તે માટે માફ તો મારે માંગવી છે."

અરજાસ્પે એજ વખતે પસંગના હાથમાં પેલી ચલકતી ચીજ જોઇ, અને તે એક વીંટી હતી, જે તેની જાતનું એક સાદું પણ અતી સુંદર નંગ હતું. અરજાસ્પની વીંટીપર નજર પડતાંજ તેણે નજર ફેરવી નાંખી, પણ તેમ કરતાં અરજાસ્પની અને પસંગની નજર એક થઇ. "દોસ્ત પસંગ," અરજાસ્પે ખુલાસો કીધો, "હું કોઇ કામસર આવ્યો નથી. હું તો સેહજ મુલાકાતે આવ્યો છું પણ જો તમો કામમાં હો તો હું ખુશી સાથે રૂખસદ લેવશ."

"નહીં રફીક," પસંગે કહ્યું. "આ વીટીને લગતો મારો ગમરાત વગેરે તમોએ જોવા અને જાંણવા પછી હવે હું તમોને તેને લગતી ગમખાર બીનાથી બીનવાકીફ રાખું એ મને શોભા ભરેલું નથી. એ કાંહાંણી મેં આજવેર કોઇના કાનને અર્પણ કરી નથી, પણ જો હું તે હમણાં ખુશી સાથે તમારા આગલ બયાંન કરશ, તો તેથી હું માનું છું કે મારાં મનને ઘણી હદ સુધી ખલાસી મલશે ને છાતીપર જે ભાર હું વરસોથી લઇને ફરૂં છું તે કેટલીક હદ સુધી કમી થશે."

હયાં પસંગ થોભ્યો, અને શું બોલવું તે નહીં સુજવાથી અરજારૂપ ચુપ રહયો એટલે પસંગે પાછું ચલાવ્યું.

"મને તમો સૌ એક વ્યસની છાકટ જુગારી તરીકે માની લેઓ છો, પણ હું જો કહીશ કે હું જુગાર અને શરાબનો ભોગ ફરજનો મારયો—દુઃખનો મારયો થઇ પડયો છું તો રફીક અરજારૂપ તમો તે માનશો નહીં, અને તેમ છતાં હું પ્રમાણીક ખાત્રી આપું છું કે ખરેખાત તેમજ છે. જુગારમાં મને મોજ નથી પણ રાહત છે. જુગારમાં મને નફો નથી પણ નુકશાન—માહાભારત ખરાબીનું નુંકશાન છે, અને તેમ છતાં તે હું રમું છું કેમકે સદાનાં બાજ બાધેલાં એક નબેહતર દુઃખની આગ હું તે રમતની ધમાલમાં બુડાવી દેવાનાં ફાંફાં મારૂં છું."

વલી પસંગ જરા થોભ્યો, અને પછી પોતાની કાંહાણી અરજારૂપ આગલ બયાંન કરવા માંડી:—

"મારા બાપનો હું નાધલો બેટો છું તે તમને રોશણ છે. મારા વડા ભાઇની મારા બેહેસ્તી બાપ તરફની કાંઇક નાતાબેદારી થી તે જયારે તેને અણગમો હતો ત્યારે હું તેનો પ્યારો અને લાડકો બેટો હતો, મારી માવતરનાં મરણ બાદ મારા બાપનો સઘલો પ્યાર મારામાં ભરી મેલ્યો હતો. મને ફરવાનો અતી ઘણો શોક હતો ને સાંહજે જો હું નીકલતો તો ગાઉના ગાઉ એકલો ચાલી જવામાં મોજ લેતો હતો. એ વીશે મને મારા બાપની કરી મનાઇ ન હતી.

"એ રીતે જયારે હું ૧૭ થી ૧૮ વરસની ઉમરનો હતો ત્યાહે એક દીવસ રોજેતા કરતાં વધારે સફારે નિકલવાથી હું હમેશ કરતાં વધારે દુર નિકલી ગયો. એમ કરતાં એક ખેતરમાંથી ખુદ

રતના રમણીય દેખાવનો નકશો તપાસતો હું પાછો વળવા જતો હતો તેટલાં આહા ! સામેથી એક પાર વનાની ખુબસુરતી ધરાવનાર અબળા લટકતી ચાલે હાથમાં એક ફુલનો કંડીઓ લઈ પાસેનાં એક સાદાં પણ સફાઈદાર ઝુપડાં તરફ રસ્તો લેતી હતી તે ઉપર મારૂં ધ્યાન ખેંચાયું. તે સુંદરીની બેહદ ખુબસુરતીની ખરી સીફત કયા અને કેવા બોલોમાં કરવી તે દોસ્ત અરજાસપ મને ખબર નથી. તે ૧૪ થી તે ૧૫ વરસની વયની એક ઉઘરતી જવાંન નાર હતી. આ વેલાએ આફતાબ અસ્ત થતો હતો, ને ઝાડીઓ વચ્ચેથી કોઈ તે રોશન માહાતાબ તલુ થઈ એક ઓરત અવતારે બાહેર પડયો હોય એવું મને લાગ્યું. તે સુંદરીનાં મરોરદાર બદન ને તેણીનાં મનહર વદનની ખુબીની તારીફ કરતાં વાતનો પાર આવે નહીં એવું છે. તેની ઉમરની બીજી અબળાઓ કરતાં તે લગાર વધારે ઉંચી હતી, અને પતલી નાઝુક અને સીધી હોવાથી તેણીની ખુબસુરતી ઓર બાહારમાં દીપી રેહતી હતી. તેણીના કસબ સરીખા કેશ તેની ગરદન ઉપર ઝુલફાંમાં ઝુલાઈ પડેલા હતા, અને પવનની લેહેકી સાથે તે તેની પીઠ ઉપર નાચ કરતા હતા. તેણીનો પોસાક તદન સાદો પણ સુઘડ અને સફાઈદાર હતો, અને તેણીનો આખો દેખાવ નિરદોશતાનો બીજો નકશ હતો. તેણીની ચલણ એવી અદબદાર, તેણીનો લેહેકો એટલો મર્યાદશીલ, તેણીની લઢણ એવી શરમાલ નીતીમાન જણાતી હતી કે ફકત તેજ તેને માટે પેહેલીજ નજરે જોનારને ઉંચાંમાં ઉંચું મત બેસાડી દેવાને બસ હતું. તેની આ ખુબસુરતીથી હું છક થઈ ગયો. તેણીનાં આ હોસાંનથી પેહેલીજ નજરે હું જખમાયો, ને અચરતીમાં થંબ થઈ ઉભો !

"હું એમ ઉભો હતો તેટલાં અરે ! એક દગાબાજ પત્થરે તેને એક ઠોકડ આપી ને તે ગુલબદન ભોંય પર પટકાઈ પડી. મને વિજલીનો એક ઝટકો લાગ્યો હોય તે મિસાલે હું ઉછળ્યો ને પવન પેરે તે નાઝુક નારની વારે દોડયો. તેણીને ફુલપાંન પેરે ઉંચકી લેવાને એકજ મીનીટ બસ હતી. મેં તેણીને કાંઈ જીવ જેવી ઈજા થઈ હતી કે નહીં તે આતુર જીગરે સવાલ કીધો, અને તે ખુદાની બક્ષેશથી જરાએ વાગ્યું ન હતું એમ તેણીએ પોતાના સુસ્વરમાં મને સધ્યારો આપી મારી કાળજી માટે બેહદ

હેસાંન જાહેર કીધું. આહા, તે સાદ! રફીક અરજાસ્પ તે સાદના મીઠાસનો તમને ખ્યાલ થશે નહીં. એક પ્યારથી જખમાયલા જીગરમાં વધારે ઉંડો જખમ—વધારે કારી અસર કરવા માટે એક માહાબુબનો મીઠો સરોદ હોય તે કરતાં લાખ દરજજે વધારે મીઠો છે. અનુભવ વગર એનો અભ્યાસ થતો નથી, અને જેઓ-એ પાક પ્યારનો અનુભવ મેલવ્યો હોય તેઓજ તે પ્યારનું આ-બાદ વરણન કરવાને શકતીવાન થવા જોઇએ, અને તેઓજ તવાં એક વર્ણનની ખરી કીંમત અને કદર પીછાંણતા હોવા જોઇએ.

"તે જવાંન અબલાને મોંથી તેજ વખતે મેં જાંણ્યું કે તેનું પ્યારૂં નામ દેલારા હતું, અને તે સામેનાં ઝુપડાંમાં રેહતી એક ગરીબ નાવારેસ અપંગ વીધવાની એક પુરી બેટી—તેણીના બુઢાપાનો આરામ હતો. તે દીવસની તે સુખ ભરી સાંહજ તે સુંદરી સંગાતે તુરતની શરૂ થએલી પીછાંણને દરમ્યાન તહરે-વાર વાતચીતમાં મેં ગુજારી, અને જયારે વખત થઇ જવે હુ ઘર તરફ પાછો ફરયો ત્યારે ગોયા ઉજાસમાંથી હું અંધકારમાં આવી ગયો હોઉં તેમ મને લાગ્યું. હું માત્ર એક બાલક હતો, પ્યાર શું તે મને કશું ખબર ન હતું, અને તેમ છતાં મારામાં જે પાક લાગણીઓએ અણદીઠ અચાનક વાસો કીધો તે પવીત્ર મોહબતથી જુદી ના હતી!

"બીજી સાંહજે તેજ જગ્યા ઉપર હું પાછો ગયો ને ઝુપડાં ની બાહેર મને દેલારા પાછી મલી. મેં જોયું કે તે સુંદરી મને મલવાને નારાજ હતી નહીં. એ રીતે રફીક અરજાસ્પ અમારા વચ્ચે મોહબત જન્મ પામી. દેલારા પણ બાલક હતી. ૧૪ વરસની ટુંક વયમાં તેણી મોહબતની લાગણીઓ સમજી શકે એમ ન હતું, અને તેમ છતાં અકલીત આકરશણથી અમારાં દીલ એકમેકતરફ ખેંચાતાં હતાં એ વાત બીલકુલ ખરી છે. એ અમારા પ્યારમાં અઘટીત આચરણ જરાએ હતું નહીં, અને એટલું યાદ રાખવું જરૂરનું છે કે સઘલા પાક પ્યારમાં જરા પણ શરમા-વાનું થાય એવું થતું નથી. તે એક ખુદાઇલાગણી છે, કે જેમાં પરસપર નરનારી બંનેના વિચારો પાકીજગીમાં રમે છે, પણ કોઇબી નામોસીનો ખોટો ખ્યાલ પણ પેદાથઇ શકતો નથી.

"અમારી મુલાકાત એ રવેસે બે માસ લુક ચાલી ને જોકે

અમે દરરોજ દીવસમાં એકજ વાર મળતાં હતાં, તોપણ તે મેલાપનું સુખ અમોને સધ્યારો આપવાને પુરતું હતું. અમારો પ્યાર છાંનો હતો. તે મારા અને દેલારા વના કોઇ ત્રીજો જીવ જાંણતો ન હતો. અમે તે છુપો રાખવા કશો ઠડાવ કીધો ન હતો, તોપણ તે જાહેર થતાં તેમાં હજારો વીધનો આવે તે એહબાતથી અમો બંને આજવેર ખામોશ રહયાં હતાં; પણ હવે મારા બાપે મને બાહેર ગામ મોકલવા ઠાહ્યો. તેને એમ ખ્યાલ થયો કે મારે દુન્યાઇ જ્ઞાન મેલવવા બાહેર ફરવાની જરૂર છે, ને તેથી જયાં જયાં તેના દોસ્તો હતા ત્યાં ત્યાં મને ફરતો મોકલવાને તેઓએ તૈયારી કરી તે ઠડાવ મને જાહેર કીધો. તે ઘાતકી ઠડાવની મને જાંણ થતાં મારો જાંન નીકળી જવા સરખું થયું. કેમ બને? દેલાગને મુકીને હું અતરેથી કેમ જઇ શકું? શું કરવું તે મને સુજયું નહી ને હું તે સાંહજે દુઃખની લાગણીઓથી દેલારા તરફ દોડી ગયો. મેં તેને જઈને મારા બાપના ઠડાવની ખબર કરી, ને તે સાંભળતાં તે સુંદરીને જે દુઃખ થયું તે હું વરણવી શકીશ નહીં. જેવા પ્યારથી હું તેને ચાહતો હતો તેવાજ પ્યાર સમેત દેલરૂબા દેલારા મને ચાહતાં શીખી હતી, અને તેથી મારાથી જુદી પડતાં તેને પોતાના જાંનથી જુદી પડવા સરખું લાગ્યું હતું.

"અમોએ બંનેએ તોપણ શાંત થઇ હવે શું કરવું તેનો ખ્યાલ કીધો, અને ત્યારે અમોને લાગ્યું કે અમારો પ્યાર એટલી બધી હદ સુધી છાંનો રાખવાની જરૂર નથી. આથી દેલારા મને અંદર પોતાની માયાવંતી માવતર આગલ લઇ ગઇ, ને તે અપંગ બુઢીયાને અમોએ અમારો હેવાલ સાચ્ચી લાગણીઓથી જાહેર કીધો. પ્રથમ તે બાનું લગાર ગુસ્સે થઇ ખરી, પણ પછીથી અમારા પ્યારમાં લેશ પણ તકશીરવાર કરમ નથી એવી ખાત્રી થતાં તે બાઈએ એ અમારી મોહબતને પોતાના આશીરવાદથી નવાજી. એ પછી મેં મને પોતાને મારા ઉમરાવ બાપનું નામ આપી તેનું ફરજંદ જાહેર કીધો, પણ તેની તો મેં ધારી હતી તેથી ઉલટીજ અસર તે બુઢીયા પર થઇ. તેણી એક ગરીબ નાનારેસ અબલા હતી અને તેથી તેની બેટી જોડે મારો ઉમરાવ બાપ મને પરણવા કદીબી રાજી થશે નહીં એવી તેણીને ફકર લાગવા

માંડી. મેં એ ઉપરથી તેણીને તેમજ દેલારાને પુરતો સદ્યારો આપ્યો. હું જાંણુતો હતો કે તેણી જે રીતે અમારી ખરી લાગણીઓને ઇનસાફ આપી શકી હતી તેજ રવેસે મારો સમજુ બાપ પણ કરશે, અને તેથી તેજ રાત્રે તેને એ મારા પ્યારની વાતથી જાંણીતો કરવાના વિશ્વાસથી હું તે સાંજે રજા માંગી નિકલ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

### પ્યારની એક કાંહાંણી. (ચાલુ)

"મારા ઠડાવ મુજબ હું જઇને મારા બાપના પગ પાસ પડયો ને અસરકારક જુબાનમાં મેં તેને મારા પ્યારની ખરી બીનાથી વાકેફ કીધો. હું ધારતો હતો કે દેલારાની માતાની મુઆફીક તે મને સુખથી હસાવશે, પણ અફસોસ! તેણે એ મારી નેક લાગણીઓને "નીચ સંબંધ"નો નારવા તરીકો આપ્યો ને તે નાટકોમાં હું એક ઉમરાવનું ફરજંદ હતો ને દેલારા એક ગરીબ નાવારેસ બુઢીયાની બેટી હતી તે દલીલ રજુ કીધી! તેણે મને કહયું કે જો એ પ્યારનો હું વિચાર પણ કરશ તો તે મને પોતાની માયા મેહેરબાંનીમાંથી નીવારી મેલશે, એટલુંજ નહીં પણ ભીખારી હાલે તે મને પોતાનાં ઘરમાંથી જરૂર હાંકી કાઢશે.

"મારા બાપના આ ઘાતકી સુખનો મારી છાતીમાં ખુંટી બેઠા. તે મને તેટલા તીર સમાન મારાં જીગરમાં વાગ્યા! અને તોબી મારો બાપ એટલુંજ કરી ધરાયો નહીં. તેણે તુરત દેલારાની માતાપર પેગામ મોકલ્યો કે જો તેની બેટી મારા જોડે જરાબી સંબંધ રાખતી અથવા મારો પ્યાર આગલ વધારતી જણાશે તો તે પોતાને આપદામાં આવેલી જોશે. આથી તે ગરીબ દાસીને ભારે અપમાંન અને દુઃખ લાગ્યું, ને જેમ થવું જોઇએ તેમ પોતાની બેટીને તેણે એ નહીં તોડાય તેમજ નહીં જોડાય એવો પ્યાર તોડી નાંખવાને હરડતા કસમ આપ્યા. બીજા હાથપર મારા બાપે બીજીજ સહવારે એક દોસ્તની દેખરેખ હેઠલ મને દુર દેશાવર ઉપડી જવાની જુલમાતથી ફરજ પાડી, ને હું જીવ વનાનું ખાલી ખોલ્યું બઇ દેલારાના દેદારથી બેનસીબ બાહેર પડગો."

હયાં પસંગ થોભ્યો ને તેણે એક આંસુ ખંખેરી કાઢયું. તે બોલતાં રડતો ન હતો, તોપણ તેનો સાહાદ એટલો ગમખાર હતો કે તે સાંભલતાં ભલા દસ્તુર અરજાસ્પને અતી ઘણું લાગી આવ્યું. જરા થોભી પસંગે પાછું ચલાવ્યું:—

"હું બે વરસ સુધી બાહેર રવડયો. એ બે વરસના અરસામાં મેં સેંકડો કાગલો દેલારા પર લખ્યાં, પણ એકનોબી જવાબ ફરી વલ્યો નહીં! દીસ્તુંજ હતું કે મારાં બાપના પેગાંમથી તેની માતાએ તેણીને મારાં કાગલો વાંચવા વટીકની મના કરી હતી. એ બે વરસ સુધી હું મારાં બાપીકાં ઘરમાં પાછો નહીં ફરૂં તેની મારો બાપ કાલજીથી સંભાલ રાખતો હતો. એવી મકસદથી કે વખતના વધારા સાથે હું મારાં પ્યારનાં ચેડાં વીસારી દેવશ. તેને પ્યારની લાગણીઓનો કેટલો ઓછો અભ્યાસ હતો!

"એ બે વરસ પછી મારો વડો ભાઈ મરણ પામ્યો માટે મને મારાં બાપીકાં શેહેરમાં જવું થયું. તેનાં મરણથી હું મારી બાપીકી મીલકત અને બીશમાર દોલતનો એકલો હકદાર વારેસ થયો. મારા ભાઈનાં મરણ પછી માગ બાપે મને પ્યારથી પટાવી લેવા માંડયો. તે સમજયો કે હું હવે દેલારાને તદન વીસરી ગયોછું, ને તેથી તેણે મારાપરનો જાપતો બીલકુલ કાઢી નાંખ્યો, પણ મને જે એ છુટાપણું મલ્યું તેનો મેં પેહેલો છુપો લાભ જે લીધો તે દોડીને દેલારાને મલવા જવાનો હતો. કેવાં આશાવંત જીગરે-કેવી ધડક ધડક થતી છાતીએ હું દોડીને તે સુંદરીનાં ઝુપડાં તરફ આટલે લાંબે વખતે દોડયો તે હું કહી શકતો નથી. દેલારા મને બારણુંમાંજ મલી, ને મને જોતાંજ દુ:ખ અને સુખની લાગણીઓથી તે મારાં હાથમાં પડી. તેણીએ રડીને હેવાલ કહયો કે તેણીની માતા છેલ્લા છ માસ થયા મરણ પાંમી હતી, અને તે એક વિશ્વાસુ દાયા જોડે હવે તે ઝુપડીમાં એકલીજ રેહેતી હતી. તેના ઉપર ગરીબાઇનો અજાબ ગુજરતો હતો. તેના પર પૈસાની તંગીને લીધે લગભગ ભુખમરો પડતો હતો! તેણીએ કહયું કે તેણી એકજ યકીનથી સદા મને ચાહતી, અને યાદ કરતી હતી, પણ મારાં કાગલો તેણીએ કદી વાંચ્યાં ન હતાં, કેમકે હરડતા કસમ સંગાતે તેણીને તેમ કરવાની તેની અપમાન પામેલી માતાની સખત મનાઇ હતી.

"હું તેણીને મળવાથી તેણીને અતી ઘણું સુખ મળ્યું ને તેણીનો જર્દ થતો જતો ચેહેરો પાછો ખુશીમાં ખીલી નિકળ્યો, જેથી તેણીની દીન ઉગે વધતી જતી ખુબસુરતીમાં તે અતી ઘણી મનહર જણાવા લાગી. હવાં અમો થોડા દીવસમાં મારા બાપની હરસે લગનના પાક કોલથી ધણી ધણીઆંણી થયાં. મારો બાપ માર સુખમાં આડે આવતો હતો—પોતાનાં મોટાં નામની નીચ મગરૂરીમાં તે મારાં સુખને વેચવા કાડતો હતો, અને તેથી તેની પરવાહ કરવા વના હું તેની હરસેથી પરણ્યો, ને દેલરૂબા દેલારાનો હકદાર ખાવંદ થયો. એ પછી મારો બાપ બેમાર પડયો, ને તે ધાસ્તીમાં હોવાથી મારો કેકાડ્રસ નામનો એક કાકો છેલ્લી ઘડીએ મારો બાપ અવાચક થવા પછી તેની સાહારવાહાર કરવાને બાંહણે અમારે ત્યાં આવ્યો. એ કાકાને મારા બાપ સાથ વેર હતું અને તેથી હું તેને પાધરો પીછાંણતો પણ નહીં હતો, તોબી તે આ વેળા આવ્યો ને એવી તો કાળજીથી મારા બાપની મદારત કરવા પડયો, ને મારા તરફ એટલું બધું હેત બતાવા પડયો કે તેને માટે મને ઘણું ઉંચું મત બેઠું, ને મારા બાપની હૈયાતીમાંજ મેં તેને મારા વિશ્વાસમાં લઇ મારા પ્યારની અને છુપા નેકાની વાતથી વાકેફ કીધો. તે એ વાત સાંભલી ખુશ થયલો જણાયો ને મારા બાપે નકકામી ઉભી કીધેલી નડ માટે કેટલોક બલાપો બતાવ્યો. એ સઘલા ઢોંગ હતા, કેમકે એક રાત્રે કોઇ ચાર કરપીણોએ મારા ઓરડામાં ઘુસી આવી મને બંદીવાન કીધો, અને મને લઇ જઇ એક માહાભારત બંદીખાંનાંમાં કેદ કીધો. એ વાત જેટલી ખરી તેટલીજ તાજુબી ભરી છે. એક બંદીખાનુ કે જેમાંથી બચી શકવા જેવી એકબી બારી ન હતી ત્યાં તે ચડાંલ કાકાએ મને ખપહરેજ કરાવ્યો, ને તેમ કરતાં કાંઇજ નહીં પણ મારા બાપનાં મુવા બાદ તેની સઘલી દોલત પોતે ભોગવવાનો તેનો નીચ ઉમ્માનતી કસદ હું તુરત પાંમી શકયો.

"આ બંદીખાનાંમાં મેં શું શું સોસ્યું તેનો, રશીફ અરજારૂપ, તમને કદી ખ્યાલ થનાર નથી. તેમાં હું એક બે ને ૧૮ માસ સુધી કેદી રહયો!"

"અઢાર માસ?"—અરજારૂપે અચરતીમાં દંગ થઇ કહ્યું.

"હા અઢાર માસ," પસંગે ખરાં દુઃખથી કહયું. "દોસ્ત અરજાસ્પ તે અઢાર માસના તમો દહાડા ગણો, તે દહાડાના કલાક કરો ને કલાકની મીનીટ કરો ને મને કહો કે જો એક— ફકત એકુજ મીનીટ તે વ્હાલી દેલારાના દેરપઝીર દેદાર વના એક આખા જમાના સમાન મને હતી, તો તે અઢાર માસનું કેદખાનુ ને તે લાંબી મુદત મને કેવા સેતમ સમાન થઇ પડયું હશે! મારો પીતા મરણ પામ્યો તોબી તે કાકાનાં નાંમને એબ લગાડનાર મારા કાકાએ મારાં બંદીગૃહમાંથી મને આકલો કીધો નહીં. ઓ! એ સઘલા અરસા સુધી મારી પરણેતર દેલારાએ મારે માટે શું ધારયું હશે! એ દુઃખ વચ્ચે મને દેલાસો તે આપતી હતી"— અને હયાં પસંગે અરજાસ્પના હાથમાં પેલી વીટી મેલી—"જુઓ" આ વીટી. એ વીટી નેકાની વખતે મને તે મારી નારે આપી હતી તેને જીગરથી જયાદા સંભાલથી મેં સદા તેને સાથ સાચવી રાખી છે. એ વીટી બંદીખાંનાંમાં મારા પાસ હતી, ને તે ઉપર હું નીરંતર ગમખાર યાદનાં આંસુઓ વરસાવતો મારાં કમનસીબ પર અફસોસની હાય ઉઠાવતો હતો-

"એ અઢાર માસમાં હું ઘેલો નહીં થઇ ગયો એ ફકત એક મોજેજો છે. મે કેવી તાસવીસના-કેવી આતુર આગના-કેવી હાય વેલાના દીવસો ગુજારયા તે હું પુરી રવેસે કોઇબી રીતે તમારા ખ્યાલમાં ઉતારી શકીશ નહીં. મેં તે જાલેમ બંદીખાંનાંમાંથી બચવાના એકે એક ઉપાય જે મને સૂજયા તે અજમાવી જોયા, પણ કોઇ કશામાંબી હું ફાવ્યો નહીં. બાહેરની દુન્યાથી હું બંધ હતો, અને તેથી જીવતો મુવા સમાન દટાયલો હતો. મને કાયદાસર ખાવાનું પીવાનું મલ્યું જતું હતું, ને જોકે પેહેલા દીવસોપર મેં તે ઠોકડે ઉડારયું હતું, પણ પાછલથી કુદરતનો એ દાવો નામંજુર કરી શકાયો નહીં. એ અઢાર માસના સેતમ સમાન અરસામાં મારા કરપીણ કાકાએ એકબી વાર પોતાનું કાલું મોં મને બતાવ્યું નહીં. મેં તેને કેહેવડાવ્યું કે તેને જોઇએ તો મારા બાપની બાપીકાર મીલકત અને દોલતની પઇએ પઇ લઇ લીએ, પણ મને તે છુટો કરવાની કરમ બક્ષેશ બતાવે તો મારા પર જે ગુજરયું તે હું ખુશી સાથે ખમી જવશ, પણ તે સઘલું હજારો વાર કહેવાડેલું એક પણ વાર કારગત લાગ્યું નહીં.

"એ રીતે એ માહા ગજબના ૧૮ માસ—અઢાર જમાના—તમામ થયા ને હું છુટો થયો. હું છુટો થયો, કારણ જે ચંડાલે મારો હક લુટી મારી દોલત સબબે ખાવા મારા પર આ જુલમાત વરસાવ્યો હતો તેનો ગુનાહ ખુદા ખમી શકયો નહીં, ને તેને તેની પાક દરગાહામાં પોતાના પાપનો જવાબ દેવા જવાને તૈયારી કરવી પડી. તેને સેહેજ માંદગી લાગુ થઇ, જે સેહેજ દીવસમાં વધી પડી અને તેની જીવવાની આશા રહી નહીં. હવે તેથી તેનો અંધાપો દુર થયો અને તેણે મને છુટો કરાવી મારી માફી ચાહવા પોતા પાસે બોલાવ્યો.

"તમો ધારશો કે મેં હરખથી કુદતાં મને છુટો થવાનો પેગામ સાંભળ્યો હશે, પણ નહીં. હવે છુટો થવું અથવા કેદી રેહેવું મારે માટે એકજ હતું. છુટો થવાની મારી ઉમેદ લાંબો વખત વેર ભ્રષ્ટ થયા કીધેલી હોવાથી હવે મારી ઉલટ ઘણુંની મરી ગઇ હતી, ને હવે મને મારૂં બંદીખાંનું સેવટ સુધી સાચવવા ગમતું હતું. એકલી નાવારેસ મારી દેલરૂબા દેલારાનું એ અઢાર માસના લાંબા અરસામાં શું થયું હશે તે મને ખબર ન હતું, અને તેથી હવે તેને માટે મુશ્કેલી આશાએ મને તે તરફ જવા ગમ્યું નહીં.

હું છુટો થયો. અને મારા કાકા પાસ ગયો. તેનાપર મને એટલો હરડતો ધીક્કાર પેસી ગયો હતો ને મેં તેને માણસના અવતારમાં એવો સેતાન સમ જોઇ લીધો હતો, કે તેની છેલ્લી ઘડીએ પણ તેની સોડમાં જતાં હું કમકમ્યો, અને હું જવાને ના પણ પાડત પણ તેના તરફથી કદાચ મને દેલારાની ભાલ મલશે એમ જાંણી હું તેના પાસ મન મોટું કરી ગયો. હું ગયો ત્યારે મેં જોયું કે ખરેખર તે આ દુન્યામાં થોડાજ કલાકનો પહરાંણો હતો. તેણે મને કાલાવાલાથી પોતાની સોડમાં બેસાડયો, અને આજરખાણીથી હજારો હજાર મારી માંફ માંગી પોતાનું સઘલું પાપ ખેંચાતી જબાંને મને વીગતે જાહેર કરી દીધું. તેણે કહયું કે મને તેણે એવી તો છુપી રીતે પોતાના પસંદ કરેલાં કેદખાનાંમાં પુરાવ્યો હતો કે તે આફત તેનાં ફરમાવાથી મારા પર ગુજારનાર તેના બે વિશ્વાસુ પાપીઓ વના ત્રીજું કોઇ જાંણી શકયું નહીં. મને ખાવાનું પીવાનું ખણુ તેજ પૈસાના ગુલામો લાવી આપતા

હતા, ને સદા તેઓજ મારી મદારતમાં મશગુલ હતા, કે જ્યારે મારા બાપના બીજા નોકરોને લાગતા વળગતાઓને તેણે એવું સમજાવ્યું હતું કે મારા બાપની મરજી ઉપરાંત હું પેલી દેલારાસે પરણ્યો હતો, અને બાપ તરફ એટલો દયાહીણ હતો કે તેને મરતો મુકી હું દેલારાને લઇ છુપાછુપ કેઠે નાહશી ગયો હતો! આ વાતથી મારા ઘરના સેતમનો કોઇને સ્વપને પણ ખ્યાલ થયો નહીં, ને તે મરવા સુતો ત્યાં વેર મારો છુટકો પણ થયો નહીં.

"પણ એતો મારા પર તેણે જે વીટાડયું તે વાત હતી; વલી મારી દેલારાંને તેણે જે કરપીણપણે જખમો કીધા તે તો જુદા. દેલારાએ મારી રાહ જોઇ જોઇને એક માસ પછી એક કાગલ લખ્યો, જે એ મારા નાલાયક કાકાએ ઉબેડી વાંચ્યો હતો. તેમાં લખ્યું હતું કે એ કાગલ તેણીએ અતરે મોકલ્યું તેથી મારે તેના પર ગુસ્સે નહીં થવું, પણ એક માસ સુધી હું પાછો ફરયો નહીં અથવા તેણીની ખબર અંતર લીધી નહીં તેથી તે ઘેલી દેવાની થઇ ગઇ છે ને ગભરાતમાં હવે આગલ શું કરવું તે તેને સુજતું નથી. તેણીએ તે કાગલમાં વીણવીને લખ્યું હતું કે જો તેણીની કશીબી કસુર થઇ હોય તો તેને માંફ કરવી ને કોઇબી રવેસે મારે તેને જઇ મલવું, ને એ કાગળનો તે લુચ્છા કાકાએ પોતેજ જવાબ લખ્યો. તેણે જોયું કે જો જવાબ નહીં લખાશે તો કદાચ દેલારા જીવપર આવેલી પરપુછ કરવા મેહેલમાં પણ આવશે, ને તેથી તેણે સીફતથી ગોઠવી એક કાગલ લખ્યો. તેણે પોતાને તે કાગલમાં મારા કાકા તરીકે ઓલખાવ્યો અને જણાવ્યું કે મને મારા બાપે એટલો સમજાવ્યો કે મારૂં દીલ તે બાપની હરૂસે પરણવા ખાતર પસ્તાવાથી ખવાઇ ગયું, ને તથી એ છુપા નેકા રદ બાતલ ગણી હું દુર દેશાવર નાશી ગયો છું, ને એ લગન તોડી નાંખવાને લગતું તેણીને લખી વાલવા મેં મારા કાકાનેજ સોપ્યું હતું!

"આ કાગલ દેલારાને મલવાથી તે નાજનીનનું જીગર ફાટી ગયું હશે એમ સેહેલ વિચારી શકાશે. મેં તે મારા મરવા સુતેલા સગાને પુછયું કે તે પછી દેલારા તરફથી તેને કશાબી સમાચારા મલ્યા હતા કે નહીં. જેના જવાબમાં તેણે કહયું કે કદીબી નહીં. એ પછી તેની હયાતીની ઓટ થતી ચાલી. તેની જીંદગીની જોત

વધારે જુસ્વા લાગી, અને તે પોતાનાં પાપનો ભાર પોતાની ગરદન પર લઈ તુરતજ મુવો. હું અરધા ઘેલા જેવો તે દલદરની દરકાર કરયા વના મારી દેલારાની સોહોધમાં બાહેર પડયો. હું તે માનીતાં ઝુપડાં તરફ આછ્યો—દોડયો—ઉડયો. ઝુપડાંનાં બારણાંમાં પેલીજ દાયા મલી કે જે દેલારા સાથે આગલ હતી. તેણી પ્રથમ તો મને ઓલખી પણ શકી નહીં, ને જયારે ઓલખ્યો ત્યારે એક દગાબાજ દયાહીણ તરીકે તેણીએ મને અતી ઘણો ધીકકારી કાઢી મારા સાથ કશી પણ વાત કરવા ઠડાવથી ના પાડી. મેં આંસું ભરી આંખો સાથ મારા પર વીટેલી કાંહાણી ટુંકમાં તેને કહી સંભલાવી મારી નીરદોશતા વિશે તેણીની ખાત્રી કરી દીધી, ત્યારેજ તેણીએ મારાં આંસુમાં પોતાનાં આંસુ મેલ્યાં. તેણીએ કહયું કે મારા કાકાનું તે ઠગારૂં કાગલ મલવા પછીથી એક રાત્રે દેલારા અચપુચ તેણીને પણ કશું ચેતાવ વના તે ઝુપડું તજી ગઇ હતી. તે કયાં ગઇ હતી તે તેને પણ રોશણ ન હતું. તે છીપ તે ઝુપડું એક બીજી બાઇએ લીધું હતું જે પોતાના ખાવંદ સાથ ત્યાં આવી રહી હતી, અને તેજ દાયાને તેઓએ પોતાની નોકરીમાં રાખી હતી.

“દેલારા ગુમ થવાના આ સમાચાર સાંભલ્યા પછી હું થોભ્યો નહીં. હું મારા બાપની સઘલી દોલતનો માલેક થયો હતો માટે ઘરે આવ્યા પછી હું દુન્યાના ઘણાક ભાગોમાં રવડયો, પણ તે માહાબુબની ભાલ મને કેડે લાગી શકી નહીં. આજ વેર—આજની આ ઘડી વેર હું જાંણતો નથી કે મારી તે દેલારા મુઇ છે કે જીવે છે. તેની ખોલ ચલાવા હજી હું ખડે પગે છું પણ તે મલતી નથી, ને તેથી એ મારાં અસહય દુ:ખ ને ચિંતાની અગન ટલતી નથી એ આગ ભુલવા ખાતર હું દેખીતી આંખે આંધલો થઇ જુગાર રમુંછું, ને જયારે જુગારથી ફરાગત પામેલો એકલો પડુંછું ત્યારે દેલારા તરફથી મને નેકામાં મલેલી આ વીંટી—તેણીની એકજ એકલીજ યાદની ધંધાંણ કાઢી આતુર ચશમોએ તે ઉપર ટગર ટગર ટીકુંછું, ને દચકાંઓથી ઉભાતી છાતીએ બેઅખત્યાર તે મારી પ્યારી પરણેતરની યાદમાં ગમનાં આંસુ વરસાવુંછું— રે દેલારા! દેલારા તું કયાં છે!”—અને હયાં પસંગ ખુમ રડી પડયો.

---

## પ્રકરણ ૩૦ મું.

### "પડ પાસા પોબાર!"

દસ્તુર અરજાસ્પને આ કરૂણામય કાહાંણીથી એટલું લાગી આવ્યું કે તેનાથી પસંગ જોડે રડયા વના રેહેવાયું નહીં. પસંગનું દુઃખ એ કીસમનું હતું કે જયાં દેલાસો આપવો એ પણ મશ્કરી કરવા જેવું થઇ પડે છે, ને તેથી પસંગનો તે બુજોર્ગ દોસ્તે હાથ હાથમાં લઇ પ્યારથી ચાંપ્યો. પણ દેલાસામાં કશું બી કેહેવાને તેણે દુરસ્ત જોયું નહીં. એ પછી તેનું દુઃખ ભુલાવા અરજાસ્પે બીજી બીજી વાતો કાઢી ને તે મોડેથી છુટો પડયો.

વાંચનાર જાંણે છે કે એજ રાત્રે પસંગને તેનાં ઘરમાં તેડવા કાઉસને બરજોએ તાકીદ કરી હતી. ગઈ રાત્રે ઠગારા પાસાથી જે તેત્રીશ હજાર કાઉસ પસંગ પાસથી હરાંમના જીતી આવ્યો હતો તે તેની પોતાની રૂબરૂ પાછા અપાવા તેણે તેને પસંગને ચીઠી લખી બોલાવા તાકીદ કરી હતી, ને તેમ ચીઠી આવેલી હોવાથી રાત્રે આંઠ કલાકે ઇન્તાંણીબંધ પસંગ કાઉસને ઘર જવા નિકલ્યો. એજ વખતે પાસેના ઓરડામાં ભરાઇ માંજનું જોવા બરજો પણ કાઉસનાં ઘરમાં આવનાર હતો તે વાંચનારે યાદ રાખવું, તેમજ એ મકસદની ગોઠવણ કરી બરજોનાં જવા પછી પેલા તુસ ને જામાસ્પ કાઉસને મલી ગયા હતા ને તેઓએ તે તેત્રીશ હજાર પસંગના હાથમાં પાછા જતા બચાવા કાંઈ એકમસલતે નવું ચોકઠું ઉભું કીધું હતું તે સઘલું વાંચનારે ધ્યાનમાં રાખવું.

એ રીતે ઉમરાવ પસંગ જયારે કાઉસનાં ઘરમાં પોંહોંચ્યો ત્યારે કાઉસ જે ઓરડામાં હતો તેજ ઓરડામાંથી એક બીજા ઓરડામાં જવાતું હતું ત્યાં બરજો તરતનો ભરાયલો હતો. જો કાઉસ પસંગ પાસ ખુલ્લાં દીલે માફ માંગી પેલા હરામના તેત્રોસ હજાર પાછા તેને હવાલે કરી દે. ને પસંગ જો રેહેમદીલીથી કાઉસને તેની એ ભયંકાર ઠગાઇ માટે માફ કરે તો બરજો જાહેર પડવાનો નહીં હતો, પણ જો પસંગ કાઉસને સતાના સપાતામાં સપડાવાજ માંગે તો જાહેર થઇ કાઉસના બચાવમાં એકાદ બે ધરમના બોલો બરજોએ બોલવા એવી ગોઠવણ થઇ હતી.

બરજો પાસેના ઓરડામાં છુપાઇ રહયો નહી તેટલાં ત્યાં ઉમરાવ પસંગનું આવવું થયું. પસંગ આજે ભારી પગલાંએ ને

તુટેલાં દીસે આવ્યો હતો. તેની વ્હાલી દેલારાને લગતી કરૂણામય કાંહાંણી બુર્જોર્ગ દસ્તુર અરજાસ્પ આગલ તુરતનીજ બ્યાંન કરેલી હોવાના સબબે તે આજે રોજ કરતાં વધારે દુ:ખી હતો, ને કદાચ તે કાઉસનાં મકાનમાં આજ એવાં ગમખાર જીગરે નહીં પણ આવત, પણ કાઉસે કાંઇક તાકીદનું કામ સમજાવી ચીઠી લખી હતી એટલે તે જવાનું મુલતવી રાખી શક્યો નહીં. તે આવ્યો એટલે કાઉસ દોડીને તેને સામો લેવા ગયો. "માફ કરજો હો ઉમરાવ સાહેબ," તે કાંગલો થયો, "મારી મીસ્કીન ઝુપડીમાં તમોને ખાસ કરી તજદી આપવી પડી, પણ કામ ખસુસ જરૂરનું હતું એટલે—"

"તે હું સમજી શકુંછું ભાઇ કાઉસ," પસંગે કહયું. "મેં ધારયું કે તમો પોતે મારાં મકાનમાં આવવાને અડચણ કરતે નહીં, પણ કામ એવું હશે કે જે તમારાંજ ઘરમાં થવું જોઇતું હશે, ને તેમ સમજીનેજ હું આવ્યો, જોકે આજે મારાથી આવવાને બને એમ ના હતું."

"હું દલગીર છું કે મારે તમોને તજદી આપી એક દુ:ખ ભરી ફરજ બજાવા ફરજ પડે છે," કાઉસે દયામણી ડપ બતાવી કહયું, "એક શખ્શ જેને તમોએ લગભગ તમારો દોસ્ત માંની લીધો છે ને જેને બાનદહેસ્ત તમો તમારી ટેબલ ઊપર એક ભાંણે જમવા તેડો છો, તે નાલાયક શખ્શે તમારા વિશ્વાસનો નીચપણે ભંગ કીધો છે, ને તે તમારી દોસ્તી મેહેરબાંની ને તમારા વિશ્વાસનો એક ભયંકાર કાવત્રાંથી ગેરઉપયોગ કરવા નિકલ્યો છે."

"તમો ભેદમાં બોલોછો," પસંગે દર પલે વધતી જતી અચરતીથી વાતમાં રસ લઇ કહયું, 'ને હું સમજી શકતો નથી કે તમો કોણને વીશે એટલા બધા ધિક્કારથી બોલોછો."

"હું તેનું નામ તમો સાહેબને જાહેર કરવાજ માંગુંછું," કાઉસે કહયું, "પણ તે આગમચ તેનું પાપ કેહ્યા કીસમનું છે તે જાંણવું તમોને અગતનું થઇ પડશે. તે લુચ્ચો પૈસે ખોહાર થઇ ગયો છે, અને તેથી હવે જયારે મોંના ગમી કરવાના પણ વાંધા અને વાખા પડવા લાગ્યા ત્યારે હવે તેણે તમોને જુગારની રમતમાં લુટવાનો કસદ કીધો છે."

"બસ એજ ?" પસંગે બેદરકારીથી કહયું, "એમાં તે શી

મોટી વાત? ભાઇ કાઉસ, જુગારમાં હું હારૂંછું ને સાંભવાલો જીત્યો જાય છે એ વાત જાંણી કોઇ નવો બીહ્લુ જો બાહેર પડયો હોય તો તેમાં તેણે મારા સામે કાવત્રું કરેલું હું સમજતો નથી."

"પણ એટલેથીજ પટતું નથી જા મારા શેઠ," કાઉસે સમજ પાડયું. "એટલુંજ હોતે તો તેને કાવત્રું ઠડાવા તમો સાહેબને હું હયાં વેર તજદી આપતે નહીં, પણ વાત તો એમ છે કે તેણે જીતવાને માટે સીસાંથી ભરેલા ઠગારા પાસા તૈયાર કીધા છે."

"હેં," પસંગે ગુસ્સામાં ઉછલી બુમ મારી, "એવો તે કોણ ચંડાલ બે માંથાં લઇ બાહેર પડયો છે?"

"ઝમાવો સાહેબ, તમારો રોશ સમાવો," કાઉસે માંગી લીધું. "મેં આટલો વાર તેનું નામ કહયું નહીં અને હજી પણ નથી કેહતો તે ફક્ત એટલાજ માટે કે તે દલદર તરફ મને દયા છુટે છે, ને તેના તરફથી તમારી માંફ માંગી લેવા હું મેદાંન પડયો છું. મને કબુલાત આપો ઉમરાવ પસંગ કે જો કદીને હું તેનું નામ તમોને જાહેર કરૂં તોપણ મારે ખાતર તેને તમો મોટું મન બતાવી માંફ કરશો."

"દોસ્ત કાઉસ," પસંગે ગંભીર થઇ કહયું, "મારેમાટે આટલી બધી કાલજીની લાગણીઓ બતાવી તમો મારા સામેનું એક ભયંકાર કાવત્રું ઉઘાડું પાડી આપોછો તેથી હેસાન સમજુંછું, મગર તે કાવત્રું કરનારને હું માંફ કરીશ કે નહીં તે હું હમણાંથી કબુલ થઇ શકતો નથી."

પસંગ એમ બોલતો હતો તેજ વેલાએ પાસેનું એક બારણું ઉઘડયું ને જામાસ્પ ને તુસ દાખલ થયા. વાંચનારને સમજાવવું પડશે નહીં કે કાઉસ સાથ બપોરે કરેલી પેલી ગોઠવણ મુજબ તેઓ પસંગ અને બરજોની પણ આગમચ ત્યાં આવ્યા હતા, ને કાઉસે તેમને આ બીજા ઓરડામાં છુપાવી રાખ્યા હતા. તેઓ જાહેર થયા એટલે કાઉસે તેમની ઓલખાંણ પસંગ સાથ કરાવા માંડી. "આ મારા લાયકીવાલા દોસ્તો જામાસ્પ અને તુસ છે," કાઉસે કહયું, "અને એ સાહેબો તમારી સામે થતાં કાવત્રાંને માટે મેં જે કહયું તેની સચ્ચાઇમાં સાહદત આપશે."

"એઓને હું નજરે ઓલખુંછું," જામાસ્પ ને તુસનો લુ-

રહો દેખાવ પસંગને પુરો પસંદ નહીં આવ્યો હોય તેવી કાંઇક રૂપે તેણે કહયું; "આપણાં જુગારખાનાંમાં એઓ દર રાત્રે બેશીને પાના દાવ રમે છે ત્યાં મેં એમને અવાર નવાર જોયલા છે ખરા, પણ ભાઇ હું હેરત છું કે એ લોકોએ બી એ કાવત્રું કયાંથી જાંણ્યું ?"

"પેહેલાં પેલો લુચ્ચો, સાહેબ, એઓની મદદ માંગવા ગયો," કાઉસે સમજ આપી. "પેલા ઠગાઇના પાસા મેલવી આપવા તેણે એઓને અરજ કરી, ને વાતને રંગ આપવા તેઓએ એક તરફથી તેના થઇને તેનાં માગવા મુજબ પાસા મેલવી આપ્યા, ને બીજી તરફથી તે તમારી ઉપર ફાવી જાય તે આગમચ તેને પકડાવી ઉંઘાડો પાડવાનું મને મલી ચોકઠું ઉભું કીધું."

"ત્યારે તો હું તમારીજ પેઠે એ સાહેબોનેબી હેસાંનમંદ છું," પસંગે ભોલાં દીલથી કહયું, "પણ હજી તમો મને તે કાવત્રાંબાજ લુચ્છાનું નામ આપતા નથી ? દારતો કેહશો કે તે કોણ છે, તે કયાં છે ?"

"તે આએ છે, તે હયાં છે ?"—અને એમ કેહેતાં કાઉસે બરજોના ઓરડાવાલું બારણું ઉંઘાડી નાંખી બરજોને ગરચીમાંથી પકડી એક ગુનેહગાર પેરે બાહેર એંચી કાઢયો !

---

## પ્રકરણ ૩૧ મું.

### તપાસ.

પસંગ સામે આવું નજીશ કાવત્રું કરનાર તરીકે જયારે કાઉસે બરજોને એંચી કાઢયો ત્યારે તેને જે પારવનાની અચરતી પેદા થઇ તેનું બયાંન કરવું બેજા છે. બરજોને માટે બુજોર્ગ દસ્તુર અરજાસ્પની મારફતે પસંગને એટલું બધું માન હતું, ને તેના સદ્ગુણો માટે તેને એટલું ઉંચું મત હતું કે આય વેલાએ શું ધારવું તેજ તે ખ્યાલ કરી શકયો નહીં. બરજો પોતે ઓછો હેરત રહયો નહીં. તેની અકકલજ ગોયા અચરતીમાં ગુમ થઇ ગઇ હતી. તે કાઉસને બદમાસ જાંણતો હતો, પણ આટલી હદ સુધીની બનાવટ ઉભી કરી જાંણનાર બદમાસ તરીકે જાંણતો ન હતો. કાઉસે પ્રથમ પસંગને ખુલાસા આપવા માંડયા ત્યારે બરજો સમજયો કે તે આડકતરો ફાંટીને અંતે પોતે પોતાનું પાપ જાહેર

કરી માંફ માંગશે, પણ છેવટે કાઉંસ કોઇ બીજા પરજ વક ઢોલવી પાડવાની કોશેશ કરતો હતો એમ જયારે તેણે ખાત્રીપુર્વક જાણ્યું, ત્યારે તે દમબદમ એટલો અચરતીમાં ગરકાવ થતો ચાલ્યો કે તુરત જાહેર થઇ તેને ચુપ કરી નાંખવાને પણ તેને ભાંન આવ્યું નહીં, ને સેવટે તેની અચરતીની ખામોશી વચ્ચે તે ખરે-ખરો ગુનેહગાર હોય તેમ કાઉસે સામો તેનેજ ગરચીમાંથી પકડી બાહેર ખેંચી કાઢયો.

"પકડો," તેને બાહેર ખેંચી કાઢવા પછી કાઉસે પોકાર મારયો, "એ બદમાસ પાસ ખીસામાં તે ઠગારા પાસા છે, એજ તે તકસીરવાર છે."

જામાસ્પ એ ઉપરથી બરજોને પકડવા દોડયો, પણ જોરાવર બરજોએ તેને એકજ મુકકીથી બરાડ મારતો પાછલ હડાવ્યો. તે પેહલી એકાદ બે પલ ગભરાયો હતો ખરો, પણ પછીથી પોતાની નિરદોશતાની યાદથી આવેલી સ્વસ્થ હાલતના સબબે આગમાં તેણે એવા તો ગંભીર રોબનો પ્રમાણીક દેખાવ કીધો કે જયારે પ-સંગ તે ઉપર વધારે ને વધારે હેરત રહયો, ત્યારે તેની સામેવાલા ત્રણ લુચ્ચાઓ તદન દબાઇ ગયા.

" ઉમરાવ પસંગ, " બરજોએ કહયું, " મારા સામે આ કાવત્રું થયું છે. મારી પાસ ઠગારા પાસા છે "—અને તેણે પાસા કાઢી પસંગના હાથમાં મેલ્યા–" એ વાત ખરી, પણ એ માસ હાથમાં કેમ આવવા પામ્યા તે તમો ચાહશો તો હું સંતોશ-કારક રીતે શમજાવી શકશ. "

" હું પોતે તે ખુલાસો સાંભલવા માંગતો નથી, " પસંગે કહયું; "આ વખતે હું એટલો ગુંચવાઉં છું કે શું ધારવું ને શું કરવું તે પણ હું સમજતો નથી. એટલા વાસ્તે હું એક બીજો ઉપાય લઉછું, ને તે હું કરી રહું ત્યાં વેર હું ફરમાઉછું કે કોઇએ કશુંબી બોલવું નહીં. "

હયાં પસંગ એક ટેબલ આગલ ખુરશી ખેંચી બેઠો, અને ઝપાટામાં બે ટુંક ચીઠીઓ લખી કાઢી સરનામાં કીધાં. એ પછી તે જાણે પોતેજ ઘરનો માલેક હોય તેમ કાઉસના એક નોકરને તેડયો, અને તેને બંને ચીઠીઓ સરનામાં પ્રમાણે તુરત પુગાડવાની તાકીદ કરી. કાઉસે આ વખતે આ સરનામાં શું હતાં તે બારી

આંખે જોઇ લેવાને ઘણાંએ પછાડા મારયા, પણ તે ફાવ્યો નહીં અને નોકર બાહેર ગયો.

"મેં કોઇ બે ગ્રહસ્થોને અતરે બોલાવ્યા છે," નોકરનાં જવા પછી પસંગે કહ્યું, "અને તેઓ આવે ત્યાં વેર આપણે ચુપ બેસવું છે, વાસ્તે જે બોલવાની કોશેશ કરશે તે પોતાના વાંકના બચાવમાં બોલતો જણાશે, ને તેના પર વાંક વધારે સેહેલથી સાબીટ થશે."

પસંગનાં આમ બોલવાથી બરજોએ બારી આગલ ખુરસી લીધી ને નિરદોશતાની નચીંતાઇમાં નીરાંત કરી બેઠો. જામાસ્પ અને તુસ એકમેકને આંખ મારી આગલ શું બનેછે તે જોવાની આતુરતામાં ચુપ બેઠા, તેમજ કાઉસ પોતે પણ રખે વાદલ પાછું તેના પર ફાતે તેના ભયથી ચટપટમાં પડયો. પસંગ પણ પાસે પડેલી એક ચોપડી ઉંઘાડી તે ઉપર મન રોકવા લાગ્યો, ને તેનાં કોઇક પાનાં આવાર નવાર બેદરકાર ઢપે વાંચવા લાગ્યો.

એ પછી બીજા પા કલાકમાં તે ઓરડાનું બારણું ઉંઘડયું, અને કોઇ અઢોરજેવો આબરૂદાર દેખાવનો એક ગૃહસ્થ અંદર આવ્યો. આ નવા આવનાર માટે વાંચનાર સાથે કશો પણ ભરમ નહીં સાચવતાં એકદમ જણાવીશું કે તે એક પંકાયલો સતાવાલો અધીકારી હતો. ન્યાયનાં કામમાં તે પુરો અને પ્રવીણ હતો. ઘણાક બારીક મુકરદમાઓ તેણે અચરતી પેદા કરે એવી બાહોશીથી તપાસ્યા હતા, અને ખરા ગુનેહગારોને પકડી પાડી તેમની ઘટતી ફેજે પુગાડયા હતા. તેનું નામ નોશઆજર હતું.

આ નોશઆજરને આવેલો જોઇ કાઉસ જામાસ્પ અને તુસના તો ગુરાજ ગગડી ગયા. તેઓ એટલી બધી હદ સુધી એટલી જલદી વાત વંચવાની વકી ના રાખતા હતા. નોશઆજર પસંગ ઉમરાવનો ખાશ માનીતો મિત્ર હતો ને તેથી તે પસંગની ચીઠીને માન આપી તુરત હાજર થયો હતો. તેને પસંગે આવકાર આપ્યો, ને ત્યારે પોતાનો ગભરાત જેમ બન્યું એમ છુપાવી કાઉસે પણ તે મકાંનના માયેક તરીકે તે ન્યાયધીશને આવકાર દીધો.

ઉમરાવ પસંગે નોશઆજરના કાનપર પડી તેને તજદી આવવાનું કારણ ટુંકમાં સમજાવી દીધું. તે સાંભળી લઇને તેણે

કાઉસને સઘલી કેફીઅત નવેસરથી બ્યાંન કરવા ફરમાવ્યું, ને તે બુઢ્ઢાએ જેવી રીતે પસંગ આગલ બરજોનો વાંક જાહેર કરયો હતો તેજ રવેસે સઘલો વાંક ફરીને તેને જાહેર કીધો.

"તે તો બધું બરાબર છે," ન્યાયધીસ નોશઆજરે મુકરદમાની કેફીઅત સઘલી શાંભલી લઈને કહયું, "પણ તમો કેહેવાને ભુલી ગયાછો કાઉસ, કે એ બરજો આ પાસેના ઓરડામાં શા કાજે આવી ભરાયો ?"

"હું તે સમજાઉં," કાઉસે ખરાંપણાંના સઘલા શરમ ભરેલા ઢોંગથી કહયું. "એણે જયારે આ મારા બે લાયકીવાલા દોસ્તો જામાસ્પ અને તુસ પાસ પારાથી ભરેલા એટલે દગાથી ભરેલા પાસા માંગયા ત્યારે એ સાહેબોએ આવીને મારી સલ્લાહ માંગી, અને એ પરતીવાદીએ એક વાર કોઈ બે લુટારૂઓને હાથથી મારો જાંન બચાવ્યો હતો એટલે તેનાં હેસાંનમાં એને જાહેરમાં સજા થતી અટકાવાને મેં માંથે રાખ્યું. એટલા માટે અમો એનાં એ પાપમાં સામીલ હોઈએ તેવો દેખાવ કરી એને પાસા આપ્યા, ને આજે રાત્રે તેનો ઉપયોગ કરતાં શીખવવાને બાંહણે હયાં તેડયો. એજ વખતે ઉમરાવ પસંગનાં આવી પોંહોંચવાથી તે ગભરાયો, અને પોતેજ તુરત છુપાઈ જવાના એરાદાથી પાસેના ઓરડામાં જઈ ભરાયો હતો."

બરજો કાઉસનું આ સઘલું હરડતું જુઠું સાંખી શકયો નહીં, પણ તેણે સભ્યતાને ખાતર પોતાના રોશને માહા મુશ્કેલાઈએ સમાવ્યો. વલી એજ વખતે ઓરડાનું બારણું ઉઘડયું ને બરજોનો દોસ્ત—પેલો ભલો દસ્તુર અરજાસ્પ આવ્યો. અરજાસ્પને પસંગે ચીઠી લખી તેડાવ્યો તેમાં મોગમમાં એટલુંજ જણાવ્યું હતું કે બરજો કાંઈક મુશ્કેલીમાં છે માટે તુરત આવવું, ને બરજોને તે એટલો બધો ચાહતો હતો કે ઉતાવલા ગભરાતમાં તે દોડતો અને હાંફતો આવ્યો હતો. તે ઓરડામાં આવતાંજ આ નાખલી જેવી કચેરી ને તેમાં બરજોને બંધવા તરીકે ઉભેલો જોઈ દંગ થઈ ગયો. તેના આગલ પસંગે વિગતે કાઉસે બરજો પર મુકેલો વાંક બ્યાંન કીધો, અને ત્યારે એ બુઢા દસ્તુરની અકુળી અને અચરતીનો કશો સુમાર રહયો નહીં. "ના કદી નહીં," તેણે સઘલું જેમ તેમ ધીરજ રાખી સાંભલી લઈ પુરૂં થતાં સુસ્સા-

નો પોકાર મારી કહયું. "એક પલના અઠાવીસ હજારમા ભાગ ગુલકપ્પી હું માનું નહીં કે મારો બરજો કદી'પી એવો ભ્રષ્ટ ખ્યાલ કરે. આમાં કાંઈ ભયંકાર કાવત્રુ છે. હું સરત બકીશ, મારી સઘલી દોલત માલમીલકત હું હારી જાઉં જો કદી બરજોપર એવો નીચ ગુનાહ સાબીટ થાય તો."—અને બીજીજ પલે તે દોડી જઈ પીતા સમાન પ્યારથી બરજોને ભેટી પડયો.

બરજો આ દમપરદમ બનતા બનાવોથી દઘાઈ ગયો, અને અરજાસ્પની આ અતી અસરકારક મમતાએ તે રડયા વના રહયો નહીં! અરજાસ્પ પણ સાથે રડવા લાગ્યો, અને કેહેવું પડશે કે આ નિરદોશતાની પ્રગટ ગુવાહીનાં સઘલાં આંસું હતાં? પાપ રડતું નથી. ભ્રષ્ટ પાપીઓ પોતાના માહાભારત ગુનાહોની તપાસને દરમ્યાંન એક આંસુ પણ બોરવતા જણાતા નથી, અથવા તેઓને કાંઈક સખ્ત—કદાંચ ફાંસીની સજા ફરમાવામાં આવવા પછી પણ ઘણું કરીને તેઓ એ નરમ લાગણી બતાવતા નથી, પણ એક નીરમલ હૈયું નરમ હોય છે, ને તે નિરદોશ છતાં જયારે વાંકના આરોપમાં આવે છે ત્યારે તે રડે છે, કેમકે તેને તેનાં નિરદોશ મનના નિરમલ વિકારો રડાવે છે.

પણ કાઉસથી એ દેખ્ખી ખમાયું નહીં. "ન્યાયધીસ સાહેબ," તે પોકાર મારી ઉઠયો, "આ તો મને અપમાંન છે. બંધવો તકશીરવાર ઠડવા છતાં આવા ઢોંગ ઢતુરા અહીં ચાલવા દીધામાં આવે એ મારા જેવા આબરૂદાર માણસની હોરમતને ધોકો પોંહોંચવા જેવું છે."

"કાઉસ," નોશઆજરે ગંભીર તોરથી કહયું, "બરજો તમારેજ કેહવે તકશીરવાર ઠડી ચુકતો નથી. હજી તો આપણે એને એના બચાવમાં સાંભલ્યો વટીક. નથી. તમો તમારી જગ્યાપર બેસો. દસ્તુર સાહેબ તમો પણ જગ્યા લેઓ, અને હવે બરજો, તમને તમારા બચાવમાં જે કેહેવું હોય તે કહી દો."

બરજોએ મકકમ સાહદે કાઉસનો વાંક બયાંન કીધો. તેણે જણાવ્યું કે કાઉસે સમજાવ્યું તેમ તે કાંઇ ભીખારી નથી, પણ એક અમુક રકમ એક ચોકકસ ઠેકાંણેથી તેને મલતી જાય છે તેથી નાણાં સંબંધી વાતમાં તો ને ઘણી સારી હાલતમાં છે. વલી તેને જુગારની બુરી રમતનો કેવો ધીક્કાર હતો તે તેણે કહી સંભલાવ્યું

અને પછી કાઉસનું કાવત્રું પકડી તેને જાહેર સભામાંથી તેમજ ઉમરાવ પસંગના ગુસ્સામાંથી બચાવા તે પાસેના ઓરડામાં ભરાયો હતો તે, તથા તે પાસા કયા સબબથી તેણે ગજવામાં રાખ્યા હતા તે સઘળું વીગતે ખરાંપણાની ખાત્રી સાથે તેણે કહ્યું.

"ગલત સંધું ગલત," કાઉસ હવે તેનો વારો આવતાં પોકાર મારી ઉઠયો. "પોતાનો વાંક મારાપર ઢોળવી પાડવા માટે આવું હરડતું લુટરૂં મેં કદી સાંભળ્યું ન હતું, પણ ન્યાયધીસ સાહેબ બંધવાને ઉલટપાલટ થોડાક સવાલો પુછવાની મને રજા છે?"

નોશઆજરે રજા આપી.

"તો હું પુછુંછું કે એઓને જે અમુક રકમ મલેછે તે કોણે તરફથી ને શાના પારમાં મલેછે?" કાઉસે કહ્યું.

"તે જવાબ દેવા હું બંધાયલો નથી," બરજોએ કહ્યું.

"વારૂં ત્યારે એક બીજો સવાલ," કાઉસે ફતેહની ખુશાલીમાં કોઇ નહીં જુએ તેમ જામાસ્પ અને તુસને આંખ મારી કહ્યું; "એકજ બીજો સવાલ. શું બરજો તમારૂં ખરૂં અને અસલ નામ છે?"

"ના, તે એક ધારણ કરેલું ખોટું નામ છે," બરજોએ ખરૂં કેહેવાની જરૂર જોઇ.

"અને ત્યારે એ ખોટું નામ ધારણ કરવાની અગત કચેરીને સમજાવો," કાઉસે દમામમાં કહ્યું.

"તે અગત ખાનગી છે અને સમજાવી શકાશે નહીં," બરજોએ કહ્યું.

"એ તમારા જવાબો તમોને નુકશાંન કરશે," ન્યાયધીસે ગંભીર ધમકીથી કહ્યું. "સતાવાર સવાલોના ખરા ખુલાસા વના તમારા બોલવાપર શક પડશે. તમારી ચાલ વીશે અમારી પુરી ખાત્રી થવા તમારી આગલી હાલત અમારાથી છાંની રેહવી જોઇશે નહીં. જો તમોને કયાંથી અમુક રકમ તમારા ખરચ માટે મલે છે તે જણાવો નહીં તો પૈસાને ખાતર આ ઠગારા પાસાથી ઉમરાવ પસંગને લુટવાનો તમારાપર કાઉસે મુકેલો આરોપ ખરો છે એમ ઠરશે, પણ જો તે તમો ખોટો પાડવા માંગતા હો તો તે નાણું તમો કયાંથી મેળવોછો તે અમારી ખાત્રી અરથે તમારાં ખરાં નામ સાથે અમોને જાહેર કરવું જોઇશે."

બરજો કોઇબી જોખમે પોતાનું ખરૂં નામ આપવાને તેમજ પોતાની આગલી હાલત બયાંન કરવાને ના પાડવા જતો હતો, પણ તેજ પલે ન્યાયધીસના બે અમલદારો તે ઓરડામાં નોશઆજરની કાંઇક તાકીદની સલ્લાહ લેવા દાખલ થયા. તેઓ ઓરડામાં આવતાંજ ચોંકયા, અને બીજા હાથપર તેમને જોતાંજ જામાસ્પ અને તુસ નાહાસવાનાં વામાંટામાં કરવા પડયા, પણ તેમ તેઓ ફાવ્યા નહીં. તે અમલદારોએ સઘલું કામ પડતું મેલી તે બંને લુચ્ચાઓને ઓસ્તવાર પકડયા, અને પછી સર્દની પાર વનાની અચરતી વચ્ચે ખુલાસા આપ્યા. "સાહેબ," તે અમલદારો માંહેલા એકે ખુલાસો કીધો, "તમો હજુર થયલી બેઅદબી માફ છે, પણ જે ચંડાલો પોતાની લુટફાટ અને ચોરીથી શેહેરને તોબા પકડાવે છે, ને જેઓએ ઘણાકોને જખમી કીધા છે ને મારી પણ નાંખ્યા છે તે એજ બદમાસો છે. એઓ વારંવાર અમારા હાથમાંથી છટકવા પામ્યા છે, ને આજે નહીં ધારેલી રીત એઓનાં પાપનો ઘડો ભરાઇ જવાથી એઓ સપડાઇ ગયા છે."

"અરે ત્યારે તો એજ નાપાકો," અરજાસ્પે બુમ પાડી. "હવે મને ધ્યાંન આવે છે. મને લુટનાર એજ કરપીણો કે જેની ચુંગાલમાંથી આ મારા દેલાવર બેટા બરજોએ મને છોડવ્યો હતો."

"હું પણ એ બદમાસોને હવે સાહાદપરથી આબાદ ઓલખી શકુંછું," બરજોએ ઉસ્કેરાઇ આવી કહયું; "આ કાવત્રાંબાજ કાઉસને પણ બેશક મેં એઓનેજ હાથથી છોડવ્યો હતો."

અને હવે સઘલો રંગ બદલાવ્યો જામાસ્પ અને તુસની ગરદન જવાનો સમો પાસે આયો હતો એટલે કાઉસ સલાંમત રહી જાય તે તેઓથી તામોશ . થઈ શકયું નહીં, ને તેઓએ કાઉસનું ને પોતાનું સઘલું કાવત્રું ફોડી મુકયું કે લુચ્ચા કાઉસના પણ મુસકા બંધાયા !

બીજા હાથ પર બરજોનું નીરદોશપણું પુરૂં સાબીટ થવાથી બુજોર્ગ અરજાસ્પ, ઉમરાવ પસંગ અને ન્યાયધીસ નોશઆજર અતી ઘણા ખુશ થઇ ગયા, અને તેને થયલા ટુંક ગેરઇનસાફ માટે સૌ પોતપોતાની ભારે દલગીરી જાહેર કરી તેને મુબારકબાદી પર મુબારકબાદીઓ આપવા પડયા.

———

## પ્રકરણ ૩૨ મું.
### તેહેમીનાનું તરકટ.

કાઉસ, બરજો અને તેની આસપાસનાંઓને લગતા જાંણુવાજોગ અને આપણી આ વારતાનાં વલાંમાં અગતનો સંબંધ ધરાવનાર ઘણાક બનાવો વીશે ચાલુ હેવાલમાં લખતાં આપણે ઝુરજીગર માહીયાર અને આપણી વારતામાં વડી સુંદર ગુલને ઘણાંક પ્રકરણોથી વીસારી મેલી છે, માટે કાઉસનાં કેદ પકડાવા સાથે આપણે તેઓને પડતાં મેલીશું, અને ફરી એકવાર માતબર મેહેલની મુલાકાતે નીકલીશું. એમ કરતાં વાંચનારને યાદ આપવા જરૂર નથી કે છેલ્લાં જયારે આપણે એ ભલાં બાપ બેટીને છોડી આવ્યાં ત્યારે માતબર મેહેલના બાહેરના ભાગમાં તેહેમીના નામે જે એક વિધવા ભાડુત તરીકે આવી રહી હતી તેણે જાહેર કરેલા જવાંન જાંહાગીરનાં અકાલ મોહતના દુઃખ ભરેલા સમાચારથી વીલાપ કરતાં તેમને આપણે મુકી આવ્યાં હતાં.

સુંદર ગુલને જાંહાંગીરનાં મરણનો ગમ ઘણો ભારે લાગ્યો હતો. તે સમજી શકતી ના હતી કે એમ કાંય, પણ આટલું તો નકકીજ હતું કે જાંહાંગીરને હવે વીસારી દેવાની તેણીની સઘલી કોશેશો છતાં તેનો હીણાયલો નાશીપાશ થયલો દુઃખી ચેહેરો વારંવાર તેણીની આંખ આગલ આવીને ખડો થતો હતો. ગુલે જાંહાંગીરનો શોક ત્રણ દીવસ રાખ્યો હતો, અને તે તેટલા અરસા સુધી પોતાના મેહેલના ઉંબરમાંથી બાહેર વટીક ગઈ નહીં. તે પછી પણ તે ફકત પોતાના વીસતીર્ણ બાગોમાંજ લટાર લેતી હતી, અને તે વખતે પેલી કોઇ તેહેમીના જે તેણીની મોટી સહી દખાવાનો ઢોંગ કરતી હતી તે હમેશ તેણીની સાથેજ રેહતી હતી.

પણ તેહમીનાની સંગતમાં ગુલને મોજ નહીં પણ કંતાલો પેદા થતો હતો, કેમકે તે ગુલની ઘણીક વાર મના કરવા છતાં જાંહાંગીરનાં મોહત ને ગુલના એક પ્યારના કાઉસ તરફના પ્યારને લગતી વાતો કાઢતી હતી. તે એટલું બધું કયાંથી જાંણી આવી હતી તે ગુલને મુતલગ સમજાયું નહીં. તેહેમીના હંમેશ કાઉસની હીમાયતમાં બોલતી હતી, અને ગુલ અચરત અને અચરત થતી જતી કે એમ કાંય? કાઉસની વાત નીકલતાંજ ગુલ તે વાતને તેમજ તેનાં નામને પણ ધીકકારી કાઢતી હતી, અને તે

છતાં ફરી ફરીને મળતાં પણ બીજી વાતો પરથી વાત કાઢીને બી તે તેહેમીના એજ રૂદનપાટલો લઈને બેસતી, આથી ગુલને તેહેમીના ઉપર કાંઈક નહીં સમજી શકાય એવો વ્હેમ જતો, પણ તોબી તે સબી દીલની છોકરી તે વ્હેમને નાપાયદાર સમજી તુરત બંબેરી કાઢતી હતી. તે એમજ સમજતી કે તેહેમીના કાઉસની કોઈ પીછાંણની હશે, ને જાંહાંગીરનાં મરવાથી તે હવે કાઉસને ઠેકાંણે પાડવા તેના તરફથી ફકત 'ધરમના હોઠ' હલાવતી હશે.

એ રવેસે ઘણાક બીજા દીવસો નિકલી ગયા, અને પછી એક દીવસે ગુલ અને તેનો પીતા માહીયાર નાસ્તા ઉપર બેઠેલા હતા તેટલાં તેમને નામનો ટપાલમાં એક કાગલ આવ્યો. માહીયારે તે ઉખેડયો. તે હામદનની મરનાર જાસેજરની પેઢીના વડા મુનીમ ફરાંમર્ઝે તરફથી લખાઈ આવ્યો હતો. તેમાં કાઉસ શીરબેજ શેહેરમાં પેલાં ભંયકાર કાવત્રાંથી કેદ પકડાયો હતો તે વીશે વીસ્તારથી વીગતે લખવામાં આવ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે કાંઉસ એ ખુંની કસદના લુચ્છા લુટારૂઓની સંફમાં મલી જઈ બોટી બનાવટના પાસાથી એક ઉમરાવને તેત્રીશ હજારની નાદર રકમથી લુટી આવ્યો હતો, ને વલી તે પાપ પકડાતાં બરજો નામના એક સાહલેશ જવાંન (જેની મુનીમે ઘણાક વીસ્તારથી ઘણીક સ્તુતી કરી હતી તે) ની ઉપર તે વાંક ઢોલવી પાડવાની તેણે પેરવી કરી હતી, જેમાં હારીને તે અંતે એ ફજે પોંહોંચ્યો હતો.

માહીયારે આ કાગલ ગુલને વંચાવ્યો, ને તે બાપ બેટીને તે વાંચવાથી જે દુઃખ થયું તેનું બયાંન કરી શકાશે નહીં. એવા એક બદમાસને પોતાના પ્યારા તરીકે માની લઈ જાંહાંગીર જેવા એક દીલજીત જવાંનને જતો અને મરતો મેલ્યો તેથી ગુલનો આજનો બરબરો જેટલો, બરાં દીલનો તેટલોજ અસહય હતો. માહીયાર કાઉસની આ નવી બદકારીથી જાહેરમાં પોતાના માનવંત કુલને દાઘ અને ભારી નામોશી પોંહોંચેલી સમજી બલાપાથી બલીને બાખ રાખ થઈ ગયો. ગુલે એ વખતે તેને પુરતો સધ્યારો આપ્યો, અને તે પછી તે બાપ બેટી છુટાં પડયાં.

માહીયારનાં ઘરમાંથી જવા પછી તેહેમીના વલી ગુલના ઓરડામાં તેણીની મુલાકાતે આવી. તે એ રીતે અવારનવાર હંમેશ આવતી જતી હતી, અને જોકે ગુલ તેની છેલ્લી ચાલથી તેણીને

મલવાને કેટલાક અખાડા કરતી હતી, તોપણ તે આમ ચાલીચલાવીને તેનાં ઘરમાં મલવા આવતી ત્યારે તેણી તેને ખુશીથી આવકાર આપવાની પોતાની સાદાઇ ભુલી જતી નહીં.

મલવા પછી પ્રથમતો સરેસ્તા પ્રમાણે તહરેવાર જુદી જુદી બાબદોપર વાત ચાલી, પણ પછી અંતે વારતાનો રંગ બદલાયો, ને તેહેમીનાએ તેમાં જાંહાંગીરનાં મોહુતની ને કાઉસના પ્યારની વાત પાછી ઘુસાડી દીધી.

"હા પણ બાઇ," ગુલે મગર કંટાલાથી કહયું, "તમોએ વલી એ મને નાપસંદ વાત કાઢી! મેં તમોને કહયું છેની કે એ વાત હું સાંભલવા બીલકુલ રાજી નથી."

"પણ કાંય નહીં, બેહેન ગુલ," તેહેમીનાએ તકરાર કરી; "કાંય નહીં? જાંહાંગીરનાં મરણની વાત મેં કાંઇ તમોને જાંણી જોઇને નથી કહી. સેહજ વાતપરથી વાત નીકલી ત્યારેજ અચબુચ મારાથી તે બોલાઇ ગયું, ને એકવાર બોલાઇ જવા પછી હવે હું તમોને કુમારાં જોવા કરતાં કાઉસની પરણેતર થયલાં જોવાને ઉમેદ બતાઉંછું, ત્યારે હું તેમાં ગેરકાયદે શું કરૂંછું વારૂં?"

"કશુંએ નહીં," ગુલે કબુલ કીધું, "પણ કોઇબી રીતે એ વાતથી મારૂં દીલ દુઃખાય છે એટલે એ ગઇ ગુજરી પાછી તાજી કરવાની કાંઇ અગત?"

"અગત શાંની?" તેહેમીનાએ કહયું, "બે સહીઓ બેશીને સુખ દુઃખની વાત કરે તેમાં અગત ને નહીં અગત જેવું શું છે? જાંહાંગીરને તમે હીણી કાઢયો તે કાઉસને ખાતર, ને પછવાડેથી કાઉસને તેના ઘણા વાંકો માટે પડતો મેલ્યો, તોપણ તે પછવાડેથી સુધરયો હોય ને જાંહાંગીર હક થઇ ચુકયો હોય તો પછી આ વખતે કાઉસનો હાથ માન્ય કરવામાં ખોટું શું છે?"

"બાઇ," ગુલે ગંભીર બની કહયું, "હવે તમો મારી સઘલી ધીરજ ઉઠાડી મેલોછો. હું તમોને કહી ચુકીછું ને ફરીથી કહુંછું કે કાઉસ જેવો બદમાસ કદી પણ મારો ખાવંદ થશે નહીં. તમો તેની સીફારસમાં બોલો છો પણ તેની ભયંકાર બુરાઇઓથી બેશક તમો બીનવાકીફ હોવાં જોઇએ. તેની બદકારીની હદજ કયાં છે? તેની છેલ્લી એક લેઆનતી બુરાઇ તો હજી માત્ર એકજ કલાક આગમચ મારા કાનપર આવી છે."

" કાઉસની નવી બુરાઇ ?" તેહેમીનાએ પ્રગટ ગભરાતમાં કહયું, "અને તે શું વારૂં ?"

"તમો કાઉસની વાતમાં કાંઇક નહીં સમજાય એટલો રસ લેતાં જણાઓ છો," ગુલે ખરેખરી અચરતીથી કહયું. "તમને તેને માટે એટલું બધું કેમ લાગે છે તે હું સમજી શકતી નથી, અને મને લાગે છે કે તમો જાંણીને દલગીર થશો કે તે બુરો હાલ બંદીખાનાની હવા ધોરે છે.

"બંદીખાંનુ ?" તેહેમીનાએ વધારે ને વધારે ગભરાઇને કહયું, "બાનુ ગુલરૂખ એ શું કહો છો ! શું ખરેખર કાઉસ હાલ બંદીખાંને સબડે છે ? મને તેની તકશીર તો મેહેરબાંની કરી વીગતે કહો."

"તેમ કરવાને મારે કશી અડચણ નથી," ગુલે કહયું, "કેમકે એક વાર કાઉસની એ છેલ્લી એકજ બુરાઇ જાંણવા પછી પણ મારી ખાત્રી છે કે તમો ફરીથી કાઉસનું નામ મારી હજુરમાં કાઢવાને હીંમત કરશો નહીં."—અને એ પછી કાઉસને કેદ પકડાવાને લગતી સઘલી કેફીઅત જે તેણીએ મુનીમ ફરાંમર્ઝનાં કાગલમાં વાંચી હતી તે વીગતે બયાંન કરી. આ વાત સાંભલતાંજ તેહેમીના અતી ઘણી ગભરાઇ ગઇ, અને તેણીને જે પરસેવો પડી આવ્યો તે નુછવા તેણીએ રૂમાલ ખેંચી કાઢયો, જેમ કરતાં એક કાગલ તેણીના ખીસામાંથી ખેંચાઇ આવી ભોંય ઉપરના ગલીચા પર પડયો તેની તે બંને અબલાઓને કશી ખબર પડી નહી. ગુલ તેહેમીનાને કાઉસનો આ હેવાલ સાંભલતાં ઉપજેલો ગભરાત જોઇ હેરત થઇ ગઇ. તે સમજી નહીં શકી કે એ અબલા ખરેખાત કોણ હતી !.

એ પછી ગુલની હજુરમાં તેહેમીના ઘણો વાર વેર બેશી શકી નહીં, અને જરા વારમાં કામનું બાંહાંણું કાઢી તે ત્યાંથી ઉઠી ગઇ. તેણીનાં જવા પછી ગુલની નજર અચબુચ પેલાં તેણીનાં સરી પડેલાં કાગલ પર પડી, અને તે તેણીના બાપનું કાંઇક કાગલ જાંણી તેણે ઉંચકી લીધું. તે કાંઇ વાંચવાની મકસદથી નહીં, પણ તે કાગલ કોણનું છે તે ખાત્રી કરવાનો તેણીનો હેતુ હતો; પણ તે કાગલની શુરૂઆતમાં એક નામ જોતાંજ તે ચોંકી. તેને મથાલે મારી "વ્હાલી જર" કરી લખ્યું હતું. "જર ?" ગુલ વિ-

ચારમાં પડી, "જર તો કાઉંસની મરણ પામેલી પરણેતરનું નામ ! તેનું કાગલ હયાં કેમ હોય ? બેશક આ કાગલ પેલી તેહેમીનાનાં ગજવાંમાંથી સરી પડેલું જણાય છે, પણ ત્યારે એ તેહેમીના કોણ છે ! આ દસ્કત બરાબર નાપાબ કાઉંસનાજ છે, અને આએ શું આએ નીચે સહી—"

પણ ગુલરૂખને વધુ તરકો ચલાવાને તક મલી નહીં, કેમકે તેટલામાંજ પેલી તેહેમીના ધસારાબંધ તે ઓરડામાં આવી. તેણીએ એકજ સપાટે જોઇ લીધું કે તેનું કાગલ ગુલના હાથમાં હતું, અને તેણીએ નક્કી માન્યું કે તેનું પાપ પકડાઇ આવ્યું હતું;—કેમકે વાંચનારને છાનું નથી કે કાઉંસની પરણેતર જર કાંઇ મરણ પામીજ નથી, પણ એતો એક એ ઠગારાનું ટરકત હતું, અને ગુલને સમજાવી પટાવીને કાઉંસને પરણવા સીસામાં ઉતારવા કાજે તે અબલાએ જે બીડું જડકયું હતું અને તેને માટે આપણી વારતાનાં એકવીસમાં પ્રકરણમાં આપણે જે ગોઠવણો વાંચી આવ્યાં છીએ તેનાં પરીણામમાં જર તેહેમીનાનાં ખોટાં નામ હેઠલ અત્રે આવી હતી, જયાં ગુલને ફસાવામાં તેણીએ કેવી હાર બાધી છે તે સઘલું આપણે જોઇ ચુકયા છીએ.

પોતાનું કાગલ ગુલના હાથમાં જોઇ જર સઘલો ભરમ ફુટી ગયલો સમજી, અને તેથી પોતાનાં ખરાં રૂપમાં તેણી પ્રગટ પડી. "મારૂં કાગલ વાંચવાની તુંને સત્તા શું રે દુકતી?" તેણીએ ગુસ્સાથી લાલ થઇ પુછયું.

"એ મેં વાંચ્યું નથી," ગુલે તોર ભરેલા ઠાઠના ગુસ્સાથી કહ્યું, અને તે કાગલ ધીક્કાર સમેત તેણીનાં આંગપર ફેંકયું; "મેં એ કોણનું કાગલ છે તે વીશે ખાત્રી કરવા ફકત શરૂઆતમાં તારૂં નામ વાંચ્યું છે, ને તેથી તારૂં સઘલું પાપ હવે જાહેર થઇ ગયુ છે. પકડ એ, ને કાલું કર તારૂં મારાં મકાનમાંથી એકદમ."

આ અપમાન જરથી તામીશ થઇ શકયું નહીં. હલકાં માણસો અપમાન આપવામાં આંબલાં હોય છે, પણ અપમાન ખમવામાં તેટલાંજ તૈયાર નથી. ગુલના અપમાનના જવાબમાં જર હારી જાય એવી ના હતી. "હું જાઉંછું," તેણીએ કહ્યું, "પણ તું જેવી એક ચીબાવલી હલકી ઓછી નીતીની દુકતી તરફ મારો ધીટકાર બતાવીને જાઉંછું. મેં નાહક તારા પર મારા વખત ને મારા પૈસાની ધુલ કીધી."

આ વખતે ગુલ ગુસ્સાથી એટલીતો દીપી રહી હતી કે તેનાં વગર બોલવે પણ તેના દેખાવના દમામથીજ જર ખરેખર ડરી ગઇ, અને એહબત બાઇ ઓરડામાંથી બાહેર જતી રેહેવા કરતી હતી, પણ ગુલને કાંઇક યાદ આવવાથી તેણીએ તેને થોભાવી. "સબર કર," ગુલે કહ્યું, "તું જેવી નાલાયકસે વધારે વાત કરતાં મારો જીવ કમકમે છે, પણ જો તારામાં લાયકાતનો એકબી અંશ હોય તો મને સાચ્ચો જવાબ આપજે કે જાંહાંગીરનાં મોહતની વાત તેં જે કરી હતી તે સઘલી ગલત હતી કે તેટલી ખરી હતી? ખરૂં કેહજે, ખુદાને ખાતર ખરૂં કેહ કે અમારો જાંહાંગીર જીવે છે કે મવો છે?"

"તેટલું તો ખરૂંજ હતું," જરે બાર લીધો, "જાંહાંગીર બરેખાત મુવેલાંઓની દુન્યામાં છે."

ગુલ આજેજ થઇ બેસી પડી, અને જર આ સેવટના ફટકાથી પોતાનો નીચ બાર લઇ ફતેહની મગરૂરીમાં તે ઓરડો છોડી જતી રહી.

---

## પ્રકરણ ૩૩ મું.

### એક મુલાકાત.

કાઉસની જર એ રવેશે ગુલરૂખને ત્યાં રહી જે તરકટ મચાવી ગઇ તેનું એક પરીણામ એ થયું કે ગુલને જાંહાંગીર આગલ કરતાં એક હજાર દરજ્જે વધારે વ્હાલો લાગવા માંડયો. તે મુવો હતો કે જીવતો હતો એ તે સુંદરીને માટે હમણાં વ્હેમની વાત હતી, પણ આજે જો જાંહાંગીર જીવતો હોય તો ગુલ્હણ મરડીએ પડી તેનો હાથ ધીકકારી કાઢવા બાતરની માંફ માંગે એવી કીસમની તેની લાગણીઓ હતી. તે નેકજાદ છોકરીને નેકામાં પોતાની કરવા કાંઇક સેંહેંકડોબંધ કુલવંત જવાંનોએ પોતાની ઉમેદવારી જાહેર કરી હતી, પણ તે સઘલાઓને મનમાં ઓછું નહીં આવે એ રવેશે ગુલની બારા ખુશીથી બુજોર્ગ માહીયાર ના પાડતો હતો. એમ કરવાનું કારણ વાંચનારને સમજાવવું પડશે નહીં. એક તો જાંહાંગીર વના હવે બીજે કહીં ગુલનું ચિત્ત લાગતુંજ ન હતું, અને બીજું તો તેણી ૨૧ વરસની થાય નહીં

ત્યાં ગુલક તેણીને નહીં પરણવાનું તેણીના મરનાર વ્હાલા કાકાનું તેણીને વસીયત નામામાં ખાશ ફરમાન હતું તેથી પણ તે હજી કુંવારી હતી. એ ઉપરાંત ૧૬ માં પ્રકરણમાં મરનાર જાલેજરે ગુલને એક મોહરબંધ પેકેટ આપ્યું હતું તે વાંચનાર યાદ કરશે. આ પેકેટ પણ ૨૧ મું વરસ પુરૂં થાય ત્યારેજ ઉખેડી વાંચવાનું ગુલને તેના કાકાનું ફરમાન હતું, અને એ પેકેટ પણ તેણીની શાહાદીના બનાવ સાથ કાંઇક સંબંધ રાખે છે એમ સમજવાથીબી હજી કુંવારી રહેવાને તેણીને નવું કારણ મલતું હતું.

* * * * * * *

વખત વહી ગયો. એ વખતના અરસામાં પેલા બે બુઢ્ઢ સોબીઓ—માહીયારના બનેવીઓ ધસતમ અને ગોદરેજ થોડે થોડે મહીનાને આંતરે આ જેહાંનથી અસબાબ ઉઠાવી ગયા. જનમ જીવવાના હોય તેમ મરતા જાલેજરનાં મરણની રાહ જોતા એ બેઉ પૈસાના પુંજારીઓ પૈસા એકઠા કરવાના અને મેલવવાના સેવટવેર પછાડા મારી મારીને અંતે સઘલું અહીંજ પડતું મેલી મારગે લાગ્યા! તેમનાં મરણોની વખતે માહીયાર અને ગુલ તેમને મકાને ગયાં હતાં, ને તેમની એકલી પડેલી બેટીઓ શેહેરોય અને શીરીન અને રોદાબે અને મેહેરીનને બની આવતો સઘલો દીલાસો અને મદદ આપી આવ્યાં હતાં. એ વાતને વલી બાજું એકાદ વરસ વહી જવા પછી એ ચારે છોકરીઓ પોત પોતાને લાયકના ખાવંદો જોઇ કાઢી 'ઠેકાંણે પડી,' અને તેથી આપણી વારતામાં દેખાવ કરનાર એ છ આસામીઓનો દેખાવ અત્રે એકઠો પુરો થાય છે.

એ પછી જ્યારે ગુલનું એકવીસમું સાલ પુરૂં થવાને માત્ર એકજ માસ હતો ત્યારે મરનાર જાલેજરના મુનીમ ફરાંમજે તેનાં ગરીબ મકાંનમાં આવીને તેને માન આપવાને તેને અને માહીયારને આગ્રહથી ઇજન લખી મોકલ્યું. એ મુનીમની પેઢી હામદનમાં હતી, પણ તેનું મકાંન શીરબેજ શેહેરમાં હતું, અને ત્યાં તેણે આ ઇજન કરેલું હતું. આ વખતે બુઢ્ઢા માહીયારની તનદરોસ્તી પણ લડડતી ચાલતી હતી, અને તેથી તેણે હવા ફેરબદલ કરવાની આ તક પોતાની ચિંતાતુર બેટીની પ્રાલજી ભરી કાકલુદીને એકમત થઇ હાથ કરી, અને તેઓએ માતબર મેહેલમાંથી થોડાક દીવસ મુનીમને ત્યાં જવાનું ઠરાવ્યું

તેઓ ગયાં મુનીમને ત્યાં તેમને કેટલાં માનનો—કેવા પ્યારનો આવકાર મળ્યો તે વાંચનારને સમજાવવું પડશે નહીં. તે ઘરમાં તેઓ બે ચાર દહાડામાં નવાં જુનાં થઇ ગયાં. મુનીમનાં કુટુંબની ભલી બાનુઓ જોડે સુંદર ગુલ ઘણી વેહેલી હલી ગઇ, અને તે મોટાં શેહેરમાં ફરવા હરવા જોવા જોવામાં તે ભલાં બાપ બેટીને અની ઘણી ગમત પડી.

મુનીમની મારફતે તેને ઘર આવવા પછી માહીયારે કાઉસને લગતી વધુ વીગતો મેલવી. મુનીમે જણાવ્યું કે "હું પેલા બરજો નામના ઉદાર દીલના જવાનનો પણ મુનીમ છું, ને તેની પણ સઘલી દોલત મારા હાથમા છે. કાઉસપર અપરાધ સાબીટ થયો, પણ બરજોએ ઉમરાવ પસંગને કાલાવાલા કરી પોતાનો વગ ચલાવ્યો તેથી તેને માત્ર છ માસનાં આસાન કેદખાંનાંની સજા થઇ હતી. અને જયારે બંદીખાનામાંથી છુટયો ત્યારે બરજોએ તેને સામી ત્રણ હજારની મદદ કરી, અને મલીને હજીબી સુધરવા અને શીગબેજ શેહેર છોડી જવાની ભલાંમણ કરી હતી. એજ વખતે તેની પેલી પરણેતર જર જેને આપણે એ ઠગારાનાં જાહેર કરવાથી મુરેવી જાંણતા હતા તે પણ આવી મલી હતી, ને તે બંને તે દહાડેજ શીરબેજ છોડી ગયાં છે, ને તે પછી તેઓ વીશે કોઇએ કશું સાંભળ્યું નથી એટલે આજે તેઓ કયાં છે તે કાંઇ કહી શકાતું નથી."

માહીયારે પાછલથી એ સઘલી ખીના ગુલને કહી, ને તે બાપ બેટી તે સાંભલી પેલા કોઇ બરજો માટે એટલાં અચરત તેમજ ખુશ થયાં કે તેના જોડે મીલાકાત અને ઓલખાંણ કરવાને પોતાની ખુશી બતાવી. એક જવાંન કે જેને કાઉસ જેવા લુચ્ચાએ વગર વાંકે સતાવાને આટલું કરેલું તેણે સામો કાઉસને બચાવી લેવા મેહેનત કરી એટલુંજ નહીં, પણ એક નાદર રકમની સામી મદદ વટીક કરી તેવા એક ઉદાર દીલના જવાનને ઓલખવાને તેઓએ ઘણી ખુશી બતાવી એ ખુદરતી હતી. મુનીમે તેના જવાબમાં તેમને ધીરજ આપી કે તે ગુલજાની શેઆલગરેહને દને એક નાહની જીઆફત આપનાર હતો, ને તે દને તે બરજોને અને તેના માત્ર બેજ માનીતા દોસ્તોને નોતરનાર હતો.

---

## પ્રકરણ ૩૪ મું.

### બરજો.

તે રોશન રોજ તલુ થયો. જે દને ગુલની ૨૧ મી શ્યાલગરેહ હતી તે રોજે ગુલ પોતાના સદાના સાદા પણ શોભીતા લેબાશમાં તૈયાર થઇ, અને અમોએ અમારી વારતાની શુરૂઆતમાં જે ખુબસુરતીમાં તેણીને ચીતારી છે તે ખુબસુરતીમાં આજે તે અતી ઘણી વધારે ખીલીને દીપી રહી હતી. ગુલ તે વેલાએ એક છોકરી હતી, આજે તે એક જવાંન નાર—એક બહારીના સ્વરૂપમાં ઉછરી નીકલી હતી, અને તેનાં તેજસ્વી સૌંદર્યનો આજનો બાહાર તેણીના ઉંમરના વધારા સાથ વધેલો તદન પ્રગટ જણાતો હતો.

આજે ધામધુમનો દીવસ હતો, કેમકે એ શેઆલગરેહની ખુશાલીમાં મુનીમ ફરાંમજેં પોતાનાં કુસાદે મકાંનમાં એક નાહનીસી 'પારટી' બોલાવી હતી. તેના નોતરેલા મીત્રો કાંઇ ઘણા નહીં હતા. તેમાં ફકત બરજો, ઉમરાવ પસંગ, દસ્તુર અરજાસ્પ અને તેની સુંદર બેટી પરીન એટલાંજ હુતાં. વધતા મેહેમાનોની વધુ ધુમ વચ્ચે આ સાદી પણ સુખી જેઆફતને એક મોટાં ધામ ધુમીયાં ખાંણાંનો બોટો દમામ આપવાનું મુનીમને પસંદ આવતું ન હતું.

પહેરોણાઓએ આવવા માંડયું. પ્રથમ બુજોર્ગ અરજાસ્પ અને તેની બેટી પરીન આવ્યાં. તેમને મુનીમ ફરાંમજેં માન ભરેલો આવકાર આપ્યો, ને પછી ગુલને માહીયાર જોડે તેમની પીછાંણ કરાવી. આ પીછાંણ થવા કેડે જયારે માહીયાર અને અરજાસ્પ એખ્લાસ સમેત વાત કરવા પડયા ત્યારે ગુલ અને પરીન પણ એટલાં જલદી મલી ગયાં કે તેઓ પણ તેજ રવેસે વાતો કરવા પડયાં. વલી બીજા થોડાક વારમાં ઉમરાવ પસંગ આવ્યો, અને અરસપરસ ઓલખાંણ પીછાંણો થઇ. સૌથી છેલો બરજો આવ્યો. તે ૨૩ વરસની ઉંમરનો ખુબસુરત જવાંન હતો. તેનું મોં સફાઇથી કાપેલી દાઢીથી અને જવાંનીની જામીનગીરી—મુછથી વધારે ખુબસુરત જણાતું હતું.

પણ એ શું? તેને જોતાંજ માહીયારનું જીગર એટલું ઉછાલા કેમ મારતું હતું? ગુલનું જીગર એટલું ધપકતું કેમ

હતું ? ગુલ અને માહીયાર મનમાં વિચાર કરતાં હતાં કે બરજોને તેઓએ કેઠે આગલ જોયલો છે ખરો, પણ કયારે અને કયાં તે તેમને બંનેને યાદ આવી શકયું નહીં.

મીજલસ તહરેવાર વાતચીતમાં મશ્ગુલ થઇ, અને ત્યારે બરજો દસ્તુર અરજાસ્પની બેટી પરીન પાસે બેશી તહરેવાર ખુશીમાં વાતો કરતો હતો. આ વખતે સૌ ધારતું હતું કે અરજાસ્પનો બરજો પર આટલો બધો પ્યાર છે, ને બરજોને પરીન પરમપર ફીદા છે ત્યારે તો પાંચે દહાડે તેઓ જરૂર ધણી ધણીઆંણી થવાના. એજ ખ્યાલોને દરમ્યાંન ગુલ બરજો પર ટીકની બેઠી હતી, અને સ્વભાવીક એંચાંણથી તે તેના તરફથી પોતાની ચશમો ખસાડી શકતી ન હતી. એમ કરતાં જો કદી ગુલ પર બરજોની નજર પડી જતી તો તે શરમાઇને લાલ થતી, ને તુરત ચોંકીને નજર પાછી નીચી નાંખતી! એ શું?

એજ વખતે ઉમરાવ પસંગને કોઇ પુછતું ત્યાં આંવ્યું ને તેને એકાતમાં તાકીદે એક ઓરડામાં મલવાની મરજી બતાવી. પસંગ આ બનાવપર ઘણો અચરત થયો, તોપણ તે પેલા નવા આવનારને મલવાને તુરત ઉભો થયો, ને મીજલસની રજા માંગી પાસેના ઓરડામા ગયો. મુનીમ ફરાંમર્ઝે એ ઓરડો ખાશ કરી તેમની ખાનગી ગુફતેગો માટે ઉઘાડી આપ્યો હતો, અને ત્યાં તેઓ એકઠા મલ્યા.

આ નવો આવનાર કોઇ સાહાઠથી પાંસઠ વરસનો દોશો હતો. તેના બાલ પાકી ગયલા હતા અને તે વગર જતને જેમ તેમ ઉગી નીકલ્યા હતા. તેનો દેખાવ કુવડ હતો ને સર્વે પ્રકારે તે કોઈ આબરૂદાર કરતાં કોઈ લુચ્છો વધારે જણાતો હતો. તે બંદીખાંનાંમાંથી તુરતનોજ છુટો થઇ નિકળ્યો હતો, અને બંદીખાનું તબા કેવું? પોતાની પ્યારી જીંદગીનો લગભગ એક અરધો ભાગ—૨૩ વરસ તેણે બંદીખાંનાંમાં કાઢયાં હતાં! તે એક ભયંકાર કાવત્રાંમાં પકડાયો હતો ને તેની સજામાં તે જયારે જુવાંન હતો ત્યારે તેને પકડવામાં આવ્યો હતો, અને તે પછીથી તેણે એક પા સદી બંદીખાનાંમાં ગુજારી માત્ર આજેજ તે ઉગતા સૂર્યની રોશણી જોવા પાંમ્યો હતો!

"સાહેબ," પસંગ તેની આગલ એકાંતમાં જઇ ઉભો રેહેતાં

તેણે કહયું, "આ પરાયાં મકાંનમાં તમોને સોધવા આવવાની મારી બેઅદબી મને માંફ કરશો, પણ હું જે વાત કેહેવા આવ્યો છું તે એટલી તો તાકીદની અગત ધરાવનાર છે કે આજે તે કહી દેવાની તકની એક પણ પલ ખોહોવા મારો જીવ ચાલ્યો નહીં."

"એટલે?" પસંગે અપાર અચરતીથી કહયું, "ભાઇ તું કોણ છે, ને તારી એટલી અગતની વાત તે શું છે?"

"તે વાત આજે ત્રેવીશ વરસ થયાં મારાં જીગરમાં છાપ મારી કોરાઇ રહેલી છે," પેલાએ કહયું. "અભાગ્યા તમો—અભાગ્યો હું કે તે વાતની વેલાસર તમોને જાંણ કરવા હું અતરે આવી નહીં શકયો."

"અરે તું શું કેહેવા માંગે છે?" પસંગે હવે તે શું કેહેવા માંગે છે તેનો થોડો ઘણો વેહેમ જતાં શંકાની ધાસ્તીથી ધ્રુજતાં અતી ઉસકેરાઇ આવી કહયું, "બોલ, અરે બોલ તું કાંઇ મારી દેલારાને લગતી વાત કેહેનાર છે?"

"હા તેજ," પેલાએ કહયું, "તેજ દુઃખની કાંહાંણી."

"ઓ ત્યારે એક જમાના સુધી તું કયા દટાઇ રહયો હતો?" પસંગે દુઃખનો પોકાર માર્યો; "અરે બોલ કમબખ્ત કે પાસદી પછી તું રહી રહી આજે કાંય તે વાત કેહેવા આવ્યો?"—અને પસંગનો હાલ અતી ઘણો ઉસ્કેરાયલો હતો.

"હું દટાયલો હતો તેથીજ નહીં આવી શકયો," પેલા શખ્સે કહયું. "હું આવતો હતો તેટલાંજ મારાં કરેલાં એક કરપીણ પાપના ભાર તલે હું કચડાઇ પડયો ને તેની સજામાં હું કેદ પકડાયો. મને ત્રેવીસ વરસની ટેપ મલી ને તે હીણા દીવસ પછી હું આજેજ આ દુન્યાની રોશણી જોવા બાહેર આવ્યોછું."

"ઓ ગજબરે ગજબ!" પસંગે હાય મારી.

"ધીરજ રાખો સાહેબ," પેલાએ ધીરજ આપી, "અને હવે તો હું જેટલું જાંણુંછું તેટલાંથી મારી છાતીને ખલાસી આપવા દો."

"બોલ, બોલી દે," પસંગે રડતે સાહદે કહયું, "બોલ તુંને શું કેહવું છે? અરે હવે તે કેહેલું શું કારગત લાગવાનું છે?"

"તમારી દેલારા પોતાનું ઝુપડું આંધળાં જનુનમાં તજી નીકલેલી શીનર શેહેરમાં હું જયાં મારી બુઢી મા જોડે રહેતો હતો

ત્યાં એક દીવસ ભટકતી આવી લાગી. તેના પોશાકનું ઠેકાંણું ન હતું. તેનો હાલ હસતાંને રડાવી દીએ એવો હાડગાર અને હેરાંન થયલો હતો. તે રખડતી આવી ને મારી માવતર પાસ અમારાં ઝુપડાંનો આશરો માંગ્યો. તે એકલી શેહરે શેહેર તમારી ખોલમાં ભટકતી હતી, અને કેમ પોતાનો ગુજારો તેમ કરતાં કીધો હશે તે તેને ને તેના ખુદાનેજ રોશણ છે. તે અમારા ઝુપડાંમાં આવી ત્યારે હમેલદાર હતી——"

"ઓ!" પસંગને સરપે દંખ મારયો હોય તેમ તેણે ચોંકી ઉઠી પોકાર મારયો, "મારો નીચ કાકો ત્યારે તો બેવડાં ખુંનનો ખુંની છે."

"સાંભલો ઉમરાવ સાહેબ સાંભલો," પેલાએ કહયું. "તે હંમેલદાર હતી એટલુંજ નહીં પણ હમેલથી ફરાગત થવાનો તેનો વખત પાસે હતો માટેજ તેણીએ અમારાં ઝુપડાંનો આશરો માંગ્યો. મારી માતાએ તે આપ્યો, અને અમો કોઇ તેણીની એવી સ્થીતીથી તેણીનાપર વેહેમ નહીં લઇ જઇએ માટે તેણીએ આંસું ભરી આંખોથી પોતાપર વીતેલું બ્યાન કીધું. સાહેબ, હું બચગીથીજ એક બદમાસ હતો, પણ દેલારાને જોતાં મારૂં જીગર મોમ સમાન પીગલી ગયું. તેનો હાલ એવો દયા ઉપજાવા જોગ—તેનો હેવાલ એવો દુઃખ ઉપજાવા જોગ હતો કે તે સાંભલતાં હું તેનો ખરો સાચ્ચો ભાઇ થઇ લાગ્યો ને મારી માતા તેણીની માતા થઇ."

"હું તમો બંનેનો હેસાંનમંદ છું," પસંગે રડતાં રડતાં કન્હયું, "ઓ દેલારા! દેલારા!"

"તમારી સોહોધમાં હું પણ ખડે પગે બાહેર પડયો પણ જયારે કશી ભાલ નહીંજ લાગી," પેલાએ પાછું ચલાવ્યું, "ત્યારે હું પાછો મારાં ઝુપડાંમાં ગયો. આ વેલાએ દેલારા ગુલાબ જેવા એક બેટાની માવતર થઇ હતી."

"ઓ તે મારો બેટો," પસંગે દુઃખથી કહયું, "મારો પોતાનો હકદાર બેટો! જે બેટાના રોશણ દેદાર તો શું પણ હસ્તી વટીકથી આજની ઘડીવેર હું બીનવાકેફ ને બેનશીબ હતો."

"દેલારાની છાતીમાંથી દુઃખનાં દબાંણે દુધનો ઝરો સુકાઇ ગયો હતો ને તેથી તે બાલકની હાય વેલાએ તે અતી વધારે દુઃખી થઇ. આ દુઃખ દેલારાને નવું અને વલી વધારે નહીં ખમાય

એવું થયું. હવે તેણી જીવપર આવી ગઇ અને તે બાલકનો નીકાલ કાઢવાનો તેણીએ ધાટકી કસદ કીધો.

"અને શું તે તેણીએ મારી નાંખ્યું," પસંગે ચોંકી ઉઠી માહા ગભરાતમાં પુછ્યું.

"નહી મેહેરબાંન," પેલાએ કહ્યું. "ખુદાએ તેને તે બાલકનો બુદેજ રસ્તે નિકાલ કાઢવાનું સુજાડયું. તે જઇને અમારી હદસે દુરના એક કુવાની પાલ ઉપર તે બાલકને મુકી આવી !"

"અરે અરે અફસોસ," પસંગે હાય મારી, "ત્યાં તે નીરદોશ બાલક કેવું તફડી તફડીને મારગે લાગ્યું હશે. ઓ ખોદા ઓ ખોદા ! આ સઘલી આફતની વાત સાંભલવા હું જીવતો રહયો તે કરતાં અત્યાર આગમચ મુવોજ કાં નહીં !"

"દેલારાબી પોતાનાં બાલક પરનો એ સેતમ ખમી શકી નહીં," પેલાએ પસંગને લગાર શાંત થયલો જોઇને પાછું ચલાવ્યું. "તે બાપડી ઝુરી ઝુરીને અને રડી રડીને અમારાંજ મકાંનમાં મરવા સુતી અને મરણ પણ પાંમી. તેની સેવટની ઘડીએ પણ તેની વફાદાર જુબાંનપર તમારૂંજ નામ હતું, ને તમારેજ માટે તે આશીશના બોલો બરબડી આ જેહાંનથી નિકલી ગઇ."

પસંગ પોતાના બંને હાથના ખોલામાં માથું નમાવી પોતાની મરનાર માહાબુબની છેલ્લી યાદમાં માહેતમનાં આંસુઓ રડયો. "ત્યારે દેલારા આ જેહાંનમાં નથીજ !" તેણે ધીમે સાહદે જીવનું સમાધાન થતાં પુછ્યું—કે જયારે તેનો ચેહેરો એવો દુઃખ આધીન હતો કે પેલો શખશ જોકે કોઇ લુચ્ચો અપરાધી હતો તોપણ તેનાથીબી રડયા વના રેહેવાયું નહીં. "મારી દેલારા તો બેહેસ્તમાં મુકાંમ આજ બાવીસ વરસ થયાં કરી ચુકી છે પણ ભાઈ મારા બેટાના કાંઇ વધુ સમાચાર? તેણી મરીજ ગયો કે કુવાની પાલપરથી કોઇ દયાલુએ તેને ઉપાડી લીધો ?"

"તે વીશે હું બીલકુલ બીનવાકેફછું, મારા શેઠ," પેલાએ ગમખાર સાહદે કહયું; "હાં, પણ હું થોડુંક કેહેવાને ભુલ્યો. દેલારાએ મરતી વખતે મને યાદ રાખવા કહયું હતું કે તે બાલકને કુવાની પાલ ઉપર મરતું મેલી આવતાં તેણીએ એક ચીઠીની કાપલી લખીને તેને જે ઉપાડી લીએ તેને પાલવાને વિનંતી કરી હતી, અને વધુ અરજ કરી હતી કે તેનું નામ જાંહાંગીર રાખવું.

વલી વધારે—તેણીએ ઇધાંણીમાં જણાવ્યું હતું કે તે કુવાની પાલ-પર છોડી દીધેલાં બાલકની બાજુ ઉપર ત્રણ લાંછણ ગોલ કુંડાલાંમાં હતી."

એતફાક એજ વખતે માહીયારનું તે ઓરડામાં આવવું થયું. તેને કશી ખબર ના હતી કે ત્યાં ઉમરાવ પસંગ કોઇસે કાંઇ અગતની ખાનગી વાતમાં રોકાયલો છે, અને તે કાંઇક કામસર તે ઓરડામાં દાખલ થવા જતો હતો તેટલાં તેની પસંગ ઉપર અને પેલા શખ્શ ઉપર નજર પડી. આ જોઇ તે તે બારણું પાછું વાંકું કરી ત્યાંથી જતો રેહેવા કરતો હતો તેટલાં તેને જોયા વગર પેલો શખ્શ જે પસંગ આગલ બયાંન કરયો જતો હતો તેના છેલ્લા બોલો માહીયારને કાંને પરગરા આવ્યા, અને તે ચોંકીને ઉતાવલે પાછો ઓરડામાં પસંગ અને પેલા શખ્શ આગલ ધસ્યો ગયો. તે એટલો ઉસ્કેરાઇ આવ્યો હતો કે તે બોલવાને તોતરો બોબરો થઇ ગયો હતો, અને તે શું કેહેવા માંગેછે તે પણ પેહલાં તો પસંગ અને પેલા શખ્શને કશું સમજાયું નહીં.

"શું છે સાહેબો?" તેણે આતુરતામાં પુછયું, "શું શું વાત કરોછો? ત્રણ કુવાની પાલ?—અરે પાલપર ત્રણ લાંછણ?—અરે નહીં રે સાહેબો જરા થોભો. તમે હવણાં શું કહયું? હા, કુવાની પાલપર છોડેલાં એક બાલકની બાજુપર ત્રણ લાંછણ? હેં બરાબર કેની?"

"હા બરાબર," પેલા શખ્શે અચરત થતાં કહયું.

"શું છે દોસ્ત માહીયાર," પસંગે પુછયું, "હું સમજતો નથી કે અમારી વાતમાં તમોને કેમ એટલો રસ મલે છે?"

"જરા સબુર કરો સાહેબ," માહીયારે ઉતાવલમાં કહયું—અને પછી પેલા શખ્શ તરફ ફરીને પુછયું, "મને કેહશો ભાઇ કે જે બાલકની તમો ઉમરાવ સાહેબ આગલ વાત કરોછો તે બાલકને કઇ બાજુના કુવા ઉપર પડતું મેલવામાં આવ્યું હતું, અને તેનાં પેહેરણમાં કાંઇ લખેલી કાપલી બાંધલી મેલી હતી કે નહીં?"

"ઓ ત્યારે તો પતો મલે છે," પેલા પારકા શખ્શે પણ હરખમાં આવી કહયું; "હા સાહેબ તે બાલકનાં પેહેરણમાં એક કાપલી મેલી તેનું નામ જાંહાંગીર પાડવા તેની માતાએ તેના ઉંચકી લેનારને વીનંતી કરી હતી, ને તેને શાનર શેહેરની સહરદ ઉપરના એક કુવા ઉપર પડતું મેલવામાં આવ્યું હતું."

"બસ તેજ ત્યારે," માહીયારે કહયું, "અને હવે મને કહો કે તે બાલક બેટો કોણનો ?"

"મારો, દોસ્ત માહીયાર મારો હકદાર બેટો," પસંગે હરખની શંકાથી ધ્રુજતાં પુછયું, "બોલો, કહી દો, શું તમોએ તેને ઉપાડી લીધો છે, તમોએ તેને પાલ્યો છે ?"

"અફસોસ," માહીયારે ગમ કીધો, "ઉમરાવ સાહેબ તમારા બેટાનો આજે હું પતો આપી શકશ નહીં. મેંજ તેને ઉપાડી લીધો. મેંજ તેને છેક ધાવતાં બાલકથી ઉછેરીને એકવીશ વરસનો ખુબસુરત જવાંન કીધો, પણ તે પાછીથી તે અચબુચ મારૂં ઘર તજી ગયો છે. તેનું શું થયું છે તે હું જાંણતો નથી. તેનાં જવાથી મારૂં જોર ગયું છે. મારી બાજુ ગઇ છે, મારો પોતાનો પેટનોજ બેટો ગુમ થવા જેવું થયું છે. આજે બએ વરસ થઇ ગયાં તે મુવો છે કે જીવે છે તેનો પણ મને પતો મલ્યો નથી."

"હા, આ નહીં ધારેલી નીરાશા," પસંગે હાય મારી, "બેટાનો નહીં વકી રાખેલો આબાદ પતો મલ્યો ત્યારે આ નવો કારી ઘા ! રે દેલારા, ઓ દીકરા જાંહાંગીર !"

પણ હયાં વલી બારણું ઉઘડયું ને દસ્તુર અરજાસ્પ ને મુનીમ ફરાંમર્ઝ ઓરડામાં આવ્યા. દસ્તુર અરજાસ્પે પાસેના ઓરડામાંથી એ ઓરડામાં કાંઇક ઘણી ગરબડ સાંભલી, અને ત્યાં કાઉસ બાઉસ આવ્યો હોય તો હવે તો તેનું માંથુ ભાંજવા તે પોતાની શુનાનાં મુઠની દાંગ હાથમાં લઇનેજ આવ્યો, ને આવ્યો ત્યારે મદદને વાસ્તે સાથે મનીમને તેડતો આવ્યો.

પણ ત્યાં આવ્યા પછી તો તેઓએ જુદોજ દેખાવ જોયો ! ત્યાં કાઉસની જગ્યે એક પારકો હતો, જેનો હાલ ઘણો ગમખાર હતો, ને પસંગ ને માહીયાર ખરેખાત રડતા હતા.

"એ શું બનાવ છે ?" મુનીમે આ દેખાવ જોઇ અકલાઇ જઇને પુછયું.

માહીયારે ટુંકમાં ત્યાં બનેલા બનાવની વીગતો આપી.

"ત્યારે તો તમારો ગમ મોકુફ કરો," ભલા મુનીમ ફરાંમર્ઝે ખુશીમાં આવી કહયું, "દોસ્ત માહીયાર, ઉમરાવ પસંગ ખુશી થાઓ. તે ખોહવાયલા જાંહાંગીરનો પતો હું મેલવી આપશ. આજનો રોશનુ રોજ મેં ધારયું હતું તે કરતાં ત્યારે તો દશ ઘણો

વધારે ખુશબખ્ત છે. દોસ્ત માણીયાર આજે હું તમને તમારો જાંહાંગીર હવાલે કરવાનો તો હતોજ, પણ મને સ્વપને વકી ના હતી કે તેજ વખતે આ મારા ઉમરાવ મીતરને તેના બેટા પણ સપુરદ કરવાનો મને હરખ મલશે. ધીરજ ગમો. જાંહાગીર દુર નથી, જાંહાંગીર હયાંજ છે, પાસેના ઓરડામાંજ છે, જે બરજો છે તેજ ખરો જાંહાંગીર છે !"

મુનીમના આ ખુલાસાથી માણીયારને—અને માણીયાર કરતાં દશ હજાર દરજજે બેહેતર પસંગને જે હરખ થયો તે બારીક વીગતે વીસ્તારવા અતરે થોબશું નહીં. દેલાગનો ગમ ભુલાવા તે પોતા પાછલ એક બેટો મેલી ગઈ હતી અને તે કારતારે પસંગના બુઢાપાની દાદ લઈ તેને સલાંમત રાખ્યો હતો એ ની પણ અતી ઘણું ગણીમત હતું, ને પસંગ દેવાના જેવો તે બેટાને પોતાની ગોદમાં દા. બવા હરખના પોકારો મારતો ઓરડામાંથી બાહેર ધસ્યો, જેની પુઠે માણીયાર અને બીજા સઘલાઓ તેજ રંવસે પાસેના ઓરડામાં ગયા.

---

## પ્રકરણ ૩૫ મું.

### સુખી સેવટ.

ઉપલો દેખાવ જયારે સઘળો એ બાજુએ થતો હતો ત્યારે પાસેના ઓરડામાં બીજોજ વાંચનારને તેટલોજ અગતનો રસ ધરાવનાર દેખાવ થતો હતો. તે ઓરડામાં ગુલરૂખ અને બરજો —હવે આપણો અસલી જાંહાંગીર—એકલાંજ હતાં. તેઓ એખલાં પડવા આગમચ તે ઓરડામા ઘણાં જણ હતાં, અને ત્યારે જાંહાંગીર દસ્તુર અરજાસપની બેટ્રી પરીન સાથ દેખાતી મમતાથી વાતે વલગ્યો હતો. ગુલથી આ દેખા ખમાતું ન હતું ! તે અદેખી ન હતી—તે બરજો (જાહાંગીર)ને ઓલખતી વટીક ન હતી. ને તેમ છતાં તેને જોતાંજ ગુલનાં દીલનું આકરશણ તેણી દીલમાં સમાવી ન શકી હતી, ને એક હજાર મરતબે તે જાહેર પાડી દીધું હતું. ગુલની સાથ મુનીમનાં કુટુંબની બાનુઓ વાત કરવા માગતી પણ ગુલનું તેમની વાત પર ધ્યાંન પોહોંચતું નહીં. તે પરીન ને જાંહાંગીર વાત કરતાં હતાં ત્યાં નજર રાખતી, ને જાંહાંગીરની તેના પર નજર પડતાં તેના હાથ પગ ધ્રુજતા તે તેનો મનમોહન મુખડો રતાશ પકડતો, કે જયારે તેના હાથમાંથી તેણીનો રૂમાલ સરી પડતો !

એ દેખાવ ઘણો વાર થયો જે પછી જાહાંગીર પરીન પાસથી ઉઠયો ને મીઠાસ ભરી અદાથી ડેકાંણે ડેકાંણે વાત કરતો કરતો તે હવે ગુલ પાસ આવ્યો. એ વખતે પરીન પણ તે ઓરડામાં ન હતી. તે મુનીમના કુટુંબ સાથ બાજુના ઓરડામાં ગઇ હતી, અને અચબુચ જાંહાંગીર અને ગુલ ઘણે વખતે—ત્રણે વરસે આજે ફરીને એકઠાં પડયાં.

કેટલો તફાવત ! વાંચનાર, તે દીવસો યાદ કર કે જયારે એજ જાંહાંગીર એજ ગુલરૂખને એક ગાડાંમાં હાંકી જઈ બજારના અડાદાઓ સારૂ લઇ જતાં અમોએ અમારી વારતાના પેહેલાંજ પ્રકરણમાં એ બંનેની પીછાંણ કરાવી છે. ત્યારે જાંહાંગીર કોણ હતો ? એક બુરજીગર નોકર ! અને આજે ? આજે તે એક સુધરેલો શીખેલો દુન્યાદારીથી માહેતગાર થયલો આબરૂદાર રાંક જવાંન છે, એટલુંજ નહીં પણ હાલ જે તે પોતે પણ નથી જાંણતો તે વાંચનાર જાંણે છે કે વલી તે એક કરોડપતી ઉમરાવનો હકદાર બેટો છે !

અને વખતના વધારાએ ગુલના પોતાનામાં શા ફેરફારો આફાત મેલ્યા છે ! તે એક બુરજીગરની બેટી આજે સુધરેલી શેહેરી માન પામેલી બાનુ છે. મેહેલ, વાડી વજીફા, માલ મીલકતની એકલી એક તે માનીતી ધણીઆંણી છે !

"બાનુ ગુલરૂખ," જાંહાંગીરે કહયું, "તમારી સાથની આજની મારી પીછાંણ પેહેલીજ છે, પણ તમે જેવાં એક માન પામેલાં બાનુ સાથની તે પીછાંણ માટે હું મગરૂબ છું."

"હું તમો સાથ આ પીછાંણ માટે ઓછી ખુશ નથી દોસ્ત બરજો," ગુલે શરમાતા શરમાતાં અને અચકાતાં અચકાતાં કહયું "હું ધારછુંછું કે આપણી એ પીછાંણ સદા કાયમ રેહે."

"ઘણી ખુશીથી," જાંહાંગીરે હમાને કહયું. "દસ્તુર બરજોરપની ચેહરેનસુન બેટી પરીને પણ અમારી પેહેલી મલાકાતને દરમ્યાંન એમજ કહયું હતું, ને તમો જાણીને ખુશ થશો કે એ નેક દસ્તુરે એ પોતાની ગુલબદન બેટીના હાથની મને—"

પણ ગુલને સરપે દંખ મારયો હોય તેમ તેણીએ સુખનોથી ચોંકી, અને વલી તેના હાથમાંથી રૂમાલ સરી પડયો. "કેમ શું છે ?" જાંહાંગીરે મોગમમાં હસીને પુછયું, "હું જોઉંછું કે એ વાત તમને પસંદ નથી ?"

ગુલ શું જવાબ દીએ ? તે વાત તેણીને પસંદ ન હતી એ ખરી વાત હતી તેમ છતાં તે ના પાડીને શું જુઠું કહે! તે ખામોશ રહી.

“ગુલ, વહાલી ગુલ.—” જાંહાંગીરે તેણીનો હાથ હવે પ્યારથી પોતાના હાથમાં લેતાં કહયું—જે બનાવ પર ગભરાત ભરી અચરતી તેમજ હરખથી ગુલ ચોંકયા વના રહી નહીં—“ગુલ, જો મારી ભણી. હું તુંને તદનજ પારકો નથી. તું મારો ચેહેરો જોઇ ગુંચવા. છે ને ખરી રીત ગુંચવાય છે. તારી આજ તેજ ચસમોએ તે એક વાર મને લીધુંપો છે, અને આજે પણ તેજ મીઠી ચસમો મને નહીં ઓલખવા છતાં કુદરતી હાવભાવથી પાક મોહબતના ઇસારા મારે છે. ગુલ હું બરજો નથી. બરજો મારૂં ખરૂં નામ નથી. મારૂં ખરૂં નામ તું વેહેમમાં છે તેજ છે. હું પરાતન એક બેહેનથી વધુ ચાહતો નથી, પણ આગલ પેરેજ હું આજેબી તનેજ ચાહુંછું, અને આજે પણ હું તેજ સાદોજ આગલોજ તારો જાંહાંગીર છું.”

ગુલે જાહાંગીરનો લંબાણ એકરાર હરખથી ઝુમતાં મગજ વચ્ચે સાંભળ્યો, અને છેલ્લે તેને મોંથી જાંહાંગીરનું નામ સાંભલતાં તે હરખની એક ચીચીયારી સમેત જાંહાંગીરના હાથમાં પડી !

પણ એજ વખતે બેટાને ગોદમાં દાબવાના હરખથી બાહેર પડેલો બાપ પસંગ અને તેની સાથવાલાઓ ઓરડામાં આવ્યા, અને ત્યારે ઓરડામા જે ખુલાસાઓ, હરખ, ખુશાલી, મુબારકબાદીઓ, ઓલખાંણ પીછાંણ ને મલવા ભેટવાની ધમાલ અને ધામધુમ ચાલી તે સઘલું વીચારી લેવાનું વાંચનારને પોતાને સોંપીશું.

અને હવે હાં જરૂર. જોગા સઘલા ખુલાસાઓ આપીશું. પ્રથમ જાહાંગીર માહીયારનાં ઘરમાંથી ગુમ થયો તે વાત કરીએ. વાંચનાર જાણે છે કે ગુલે ઉતાવલી ઉલટમાં કાઉસને પસંદ કીધો હતો, અને તેથી જાહાંગીરના હાથનો ઇનકાર કીધો હતો; એ વાત પેલા બેહેસ્તી જાસેજરે જોઇ અને જાણી હતી અને તે જમાને ખાધેલા બુઢાએ જાહાંગીર જેવા એક જવાંનને ગુલ ચાહતાં શીખે માટે ખામખા જાહાંગીરને ગુલથી જુદો પાડવાની અગત પીછાંણી. તેણે જાહાંગીરના ગુણોની અને જાહાંગીરની ચાલની બારીક તપા-

સો લીધી હતી અને જાહાંગીર તેની પરીક્ષામાં શુદ્ધ નીવડયો હતો. આથી તે જાહાંગીર પર ખુશ થયો હતો અને તેનેજ ગુલ સેવટે પરણે એવી ગોઠવણ કરવાનું તેને ધારી મેલ્યું હતું. એથી સેવટનો ગુલનો જવાબ ફરીને માંગી લેવાને એ જાલેજરે જાહાંગીરને ઉશ્કેરયો હતો (કે જયારે તે એક કોઈ ગરીબ અર્દેશરનાંજ નામથી પોતાના બાહાના ઘરમાં હતો) તે સઘલું આપણને યાદ છે, ને તે સેવટના જવાબમાં ગુલે ભારથી જાહાંગીરનો હાથ ના પાડયો હતો તે પણ આપણને રોશણ છે. એ જવાબ સાંભલી લઈને જાહાંગીરને માહીયારનું મકાંન છોડી જવાને અર્દેશરે (જાલેજરે) છુપી ભલાંમણ કરી હતી, અને પોતાના મુનીમપર હામદાન ખાતે એક પતર આપી મોકલ્યો હતો. તેણે હામદાન જવા માટે વલી જાહાંગીરને ખરચ વટીક આપ્યો હતો, અને ઘણીક કીમતી સલાહો ને શીખામણોથી વીદાય કીધો હતો. જાહાંગીર ગયો ત્યારે માહીયાર પર એક ચીઠી લખી ગયો તે પણ એ જાલેજરનીજ શીખવણીનું પરીણામ હતું એમ કેહેવું પડશે નહી.

હામદાન જઈને મુનીમને જાહાંગીરે કાગલ આપ્યું જે વાંચી મુનીમે જાહાંગીરને સઘલા ખરા ખુલાસા આપ્યા, એટલે કે એ અર્દેશર ખરેખરો કોણ હતો તે ને તે કેટલો ધનવાંન હતો તે ખધું જાહાંગીરને ખરેખરૂં કહ્યું. વલી મનીમે કહ્યું કે, "એ બુજોર્ગ ગ્રહસ્થ તમારી ચાલથી અતી ઘણા ખુશ થયા છે તેથી જેમ તેઓ તમારા મીત્ર થયા છે તેમજ મને પણ તમારા મીત્ર થઈ રેહેવાને તાકીદ કરી છે. તેઓએ એક મોટી રકમ તમોને દર સાલ આપ્યા જવાને મને તાકીદ કરી છે, જે રકમનો તમો રૂડોજ ઉપયોગ કરશો એવો અમોને પુરો ભરોસો છે. તમો ગામે ગામ ફરીને ખબરદાર થજો ને કાંઈ બી જરૂર પડેતો મારી મદદ માંગવાને શરમાશો અથવા ચુકશો ના. હું તમોને સારે સારે ઠેકાણે પીછાંણો પાડી આપશ ને તેથી તમો આગલ વધશો."

અને ત્યાંથી બરજો બાહેર પડયો. તે ઘણું ફરયો ને તે અરસામાં ગુલની સઘલી છુપી ખબરો તે રાખતો ગયો. કાઉસને ગુલ ધીક્કારવા લાગો તે પણ તેણે મુનીમ ફરાંમર્ઝથી જાણ્યું. ગુલ માતબર મેહેલની ધણીઆંણી થઈ અને જાલેજર મરણ પામ્યો તે બી તેનીજ મારફતે બરજોએ જાંણ્યું, ને ત્યારે એક વાર જઈને

માતબર મેહેલ—પોતાની માનીતી ગુલનો મેહેલ બાહેરથી જોઇ આવવાની લાલચને તે મારી શક્યો નહીં. તે ગયો ને ઘણાં ટાંકણાં સર ગયો! આપણી વાર્તાને સફે ૧૦૩ મે કાઉસ ને ગુલની હોજાતોજીને દરમ્યાંન જયારે કાઉસ ગુલ પર હાથ ઉગામવા જતો હતો ત્યારે જે શખ્શે છુપ્યો નિકલી આવી કાઉસને એક ફટકાથી ભોંયપર પછાડયો હતો અને ગુલને બેભાંન ઉપાડીને ઘરમાં મેલી આવ્યો હતો તે એ જાંહાંગીરજ હતો. જાંહાંગીર ગુલને સદા ચાહતો હતો, ને તેથી કાઉસને ધીક્કારી કાઢવાની એ બાગ માંહેલી હોજાતોજી તેણે અવલથી આખેરવેર છુપાઇને સાંભલી હતી ને તે ઘણો ખુશ થઇ ગયો હતો. તેનો ફેરો સફલ થયો હતો.

એ પછી બરજોનાં નામ હેઠલ જાંહાંગીર કાઉસના પેલા ફગારા પાસાને લગતી ખટપટમાં રોકાયો હતો તે સઘલી બીનાથી આપણે તેને બરજો તરીકે ઓલખવા લાગ્યાં છીએ, ને તેમાં નવા ખુલાસાઓની કશી જરૂર નથી;—એટલુંજ કે જાંહાંગીરને દસ્તુર અરજાસ્પે પોતાની બેટી પરીનનો હાથ આપવા ખુશી બતાવી હતી ખરી, પણ જાંહાંગીરે તે બીજીને પોતાનું દીલ આપી ચુક્યો છે એ વાત જાહેર કરતાંજ પરીનની વાત પડતી મેલવામાં આવી હતી, ને ત્યારથી પરીન ને જાંહાગીર ખરાં પ્યારથી ભાઇ બેહેન થઇને રહયાં હતાં.

જાસૅજરે મરવા આગમચ પોતાનું બાકી રહેલું કામ પાર ઉતારવા મુનીમને સોંપ્યું હતું—એટલે તેણે એક હાથ પરથી ગુલને ૨૧ વરસની થાય નહીં ત્યાં વેર નહીં પરણવાની તાકીદ કરી હતી (જે ફરમાંન તેણી અદા કરશે એવો તે મરનારને વિશ્વાસ હતો), ને બાજુ હાથ પર ૨૧ માં વરસે એ બાપ બેટીને પોતાને ઘર તેડીને જાંહાંગીર સાથ મેલાવી આપવાને અને બને તો પરણાવી આપવાને તેણે મુનીમને અરજ કરી હતી. જાસૅજરને ઉમેદ હતી કે કાઉસને ગુલ ધીકારતાં શીખી હતી એટલે પાછલથી જાંહાંગીરની જુદાઇ તેને ખુંચશે ને વખતના વધારા સાથે તેણી જરૂર જાંહાંગીરને ચાહાતાં શીખશે. આ તેની કલ્પનામાં એ દુરઅંદેશ બુઢો કેટલો બધો ખરો હતો તે અને તે ભલા મરનારની સઘલી ભલી નેમો તેના લાયક અને વિશ્વાસુ મુનીમે કેવી ફતેહમંદ રવેસે તેનાં મોહત પછી પાર ઉતારી છે તે સઘલું આપણે જોયું.

અને હવે બીજે દને જાંહાંગીર સૌને પોતાના ઉમરાવ બાપના મેહેલમાં—પોતાના મેહેલમાં તેડી ગયો. જે ખુશાભરી પારટી આગલે મુનીમનાં મકાનમાં મલી હતી તેજ પારટી બીજે દને તેવીજ ખુશીની ધામધુમમાં ઉમરાવ પસંગનાં મેહેલમાં એકઠી થઇ હતી.

એ પછી ગુલ પોતાના સુખી પીતા સાથે પાછી પોતાના મેહેલમાં આવી, અને પેલું જાલેજરે આપેલુ મોહર બંધ પેકેટ ઉખેડીને વાંચવા કાઢ્યું. વાંચનારને યાદ છે કે ગુલને તેના કાકાએ એ આપતી વખતે ૨૧ મું વરસ પુરૂં કીધા વગર તે નહીં વાંચવાને ખાશ તાકીદ કરી હતી, એટલુંજ નહીં પણ તેવી કાઇક તેની ચીઠી છે એવું કાહાને પણ નહીં જણાવવા આગના કરી હતી. આ બને આગનાઓ ગુલે પાલી છે—તેણીએ તે કાગલ વીશે આજ વેર પોતાના વહાલા બાપને વટીક ખબર કરી નહી—અને હવે તેણીનું ૨૧ મું સાલ તમામ થઇ ગએલું હોવાથી તે હવે એકાંત પોતાના મેહેલના ઓરડામાં તે કાગલ કાઢી ઉખેડી વાચે છે:—

"મારી વહાલી અને દાનાવ દીકરી ગુલ,

આ જયારે તુ વાચશે ત્યારે મને ઉમેદ છે કે મારી હયાતીમાં મેં કરેલા ગોઠવણો આસાંન પાર ઉતરી ચુકી હશે, ને તારૂં ભવીશ સઘલું સુખ ભરેલું કરવાને મેં જે કાલજી કરી છે તે કોસીશમાં હું ફતેહમંદ થયો હોઇશ. દીકરી, મેં જયારે છુપે નામે તારા માયાલુ બાપના છાપરા તલે રહીને તારી પરીક્ષા કીધી તેજ વખત તારા બચપણના સુધા જાંહાંગીરની પણ પરીક્ષા કરી હતી. અને તે જવાનને મેં તારા ભવીશના ભરથાર તરીકે દરેક તરેહે લાયક જાણી ધારી મેલ્યો હતો. તારો ત્યાર કાદેમ પર હતો તે તકરાદ તેનો એમ મારી ખાત્રી થઇ ચુકી હતી, અને તેથી હું માનતો હતો કે જાંહાંગીરને તંયા છુપો પાડતા કાઉસને તેના ખરાં રૂપમાં તું જોઇ શકશે. અને તને નાસગર તરીકે ધીક્કારતા શીખી જાંહાંગીરનેજ તુ તારા ખાવંદ તરીકે લાયક જાણી ચાહતા શીખશે.

"એમ છતા જો હું બુદ્દેયોગ હોઉ ને તુ જો જાંહાંગીરને હજુબી નહીજ ચાહતી હોય તો બેટી તારી મરજી મુઆફેક પરણવાને તને પુરી અખત્યારી છે. જયાં દીલ નહીં ત્યા નેકાથી એક થવું આયદે નુકશાનકારક છે, અને એમ છે તેથી હું ખાશ કરી કહુ છુ કે જાંહાંગીરને તું ચાહતાં શીખે એમ બનાવા સાવલો કરેલી મારા ગોઠવણો જો કદીને માઠા ભાયગે રદ થઇ હોય તે તું તેને નહીજ ચાહી શકે તો જયા તારાં દીલનું ખરૂં ખેંચાણ હોય, તે તુ સુખેથી ત્યાં પરણીને સુખી થજ.

"પણ જો તારૂં દીલ જાંહાંગીરપરજ હોય તો તે નેક જવાંનને તારો હાથ આપજે. આ શીખામણ જયારે તુ વાંચશે ત્યારે કદાચ મને ગુજરી ગયાને લાંબો વખત થઇ જશે, અને તારી દીકરી તરા તે નેકા વખતે હું મારી હયાતીમાં તને આશીશ આપું છુ એમજ સમજજે, ને તે મારાં ખરાં જીગરના આ સેવટના આશીસથી તમો ધણી ધણીઆણી નેક રાહે ચાલી સદા સુખી રેહજો.

લા૦ મારી વહાલી દીકરી,

તારો ગુજરેલો કાકો,

જાલેજર."

ગુલ આ કાગલ ઉપર શાંત ગમગીનીમાં એકાંતમાં રડી. તે તે પૂરૂં કરી રહી ત્યારે તેણીની આંખો આંસુથી ભરાઇ ગયલી હતી. એક વ્હાલા કાકો કે જેણે જીવતાં જીવત આટલી મમતા અને મેહરબાની બતાવી હતી તેણે મવા પછીથી તેનું ભલું કરવાને આવડા પ્યારથી આટલી બધી કાળજી કરી એ હેતાલુ ખ્યાલથી તે મમતાલુ વ્હાલા કાકાની યાદ તેને રડાવા બસ હતી

ગુલે આ કાગલ પોતાના બાપને અને બીજાઓને બતાવ્યો. ને પછી જાંહાંગીર સાથની કદપ્રુમાઇની ખુશી બતાવી. એક ભાગ્યશાલી દીવસ નક્કી થયો, ને જાહાંગીર અને ગુલ તે દીવસે ભાગ્યશાલી ઘણી ઘણીઆંણી થયાં. ગુલ પોતે ધનવાંન હતી ને જાંહાંગીર ઓછો ધનવાન ન હતો. તેઓની ધીરજદાર દોલતનો પરમાતુ કામોમાં ખરે રસ્તે રૂડો ઉપયોગ કરતાં તેમને આવડતું હતું, ને તેથી તેઓ અમન ચમનમાં લાંબો વખત સુધી જીવ્યાં, ને ગરીબ દુન્યાંને ઉપયોગી થઇ સુખ આપી સુખી થયા. એ ધીરજનું ધન હતું. જાંહાંગીરની ધીરજ ને પાછળથી ગુલની ધીરજનું એ જો પરીણામ તે ધન હતું. વારતામાં દેખાવ કરનાર સર્વે નેકબખ્તોનાં સંકટની વખ્તેની સબુરીની એ સમાધાની—એ સુખી સેવટ હતું.

હવે કહેવાનું થોડુંજ બાકી રહ્યું છે, અને આપણી વારતામાં દેખાવ કરનાર અગત જોગ આસામીઓનું શું થયું તે અત્રે ટુંકમાં ટપકાવી દઇ અમો અમારાં વાંચનારાઓથી રૂખસદ માગીશું.

બુઢો માળીયાર અને પસંગ લાંબો વખત વેર જીવ્યા, ને પોતાના દીકરા દીકરીનાં છોકરાંઓને ખોલામાં રમાડવાનો સુખ ભર્યો સંતોષ મેલવીને મુવા.

મનીમ પોતે જસેજરની ધારેલી સઘલી ગોઠવણ ફતેહમંદીથી પાર ઉતારી તેઓનાં સુખમાં સુખી થયો, ને પોતાનાં કુટુંબસાથ સુખમાં રહ્યો.

બુઢો અરજાસપ જાંહાંગીરને એટલો ચાહતો હતો કે તેનાં સુખથી પોતે સુખી થઇ પાછો ગોયા બુઢાનો જવાંન થયો. ને પોતાની બેટીને એક લાયક જવાંનસે પરણાવી તે સઘલાંનું સુખ પુરતું ભોગવ્યા પછીજ મુવો.

કાઉસ ને મેહેરનું કશું સંભલાયું નહીં, પણ વિશ્વાસથી માનવામાં આવ્યું કે તેઓપર જે ગુજર્યું હતું તેથી ચાનક પકડી તેઓ

ધણી ધણીઆંણી તરીકે રહ્યાં, ને ભલા જાંહાંગીરની સલ્લાહ માંની તેણે આપેલાં નાણાંથી કોઇ દુર દેશાવરમાં જઇ ઘર માંડયું, ને બાકીના દીવસો પાપથી અલગ કાઢયા.

જામાસ્પ અને તુસ પેલો તેહેમાસ્પ મરી જવાથી તેમજ બીજાં ખુંનોના વાંક તેમનાપર પુરવાર થવાથી જહલાદની બરછીના ભોગ થઇ પડયા.

અને હાં પ્રીય વાંચનાર! અમારૂં કામ તમામ થાય છે. નેકી બદીનાં ખરાં પરીણામો અમોએ ખરી રીતે ચીતારવાને બનતું કીધું છે, ને તેમાં અમો જો ફતેહમંદ થયા હોઇએ તો પાસેની જાહેર ખબરપર ધ્યાંન ખેંચવાની અમો નમનતાઇ સાહીત રજા ચાહતાં રૂખસદ લઇશું.

સમાપ્ત.

## આગલથી ગ્રાહક થનારાં બાનુંઓ અને ગ્રહસ્થોનાં નામની યાદી.

૧૫ શેઠ દીનશાહજી માણેકજી પીટીટ.
૭ ,, નસરવાંનજી માણેકજી પીટીટ.
૫ ,, ફરાંમજી નસરવાંનજી પટેલ.
૫ ,, બેહેરાંમજી જીજીભાઈ, સી. એસ. આઈ.
૫ ,, જમશેદજી નસરવાંનજી પીટીટ.
૩ ધરમપુરના પાટવી કુંવર સાહેબ શ્રી મોહનદેવજી.
૨ મહારાણા કુમાર શ્રી બલદેવજી.
૨ મહાનત મહારાજા શ્રી ગજરાજગર ઈશ્વરગર.
૧ બાઈ માહાબાનું જમશેદજી તેહેશીલદાર.
૧ મીસીસ બરજોરજી બેજનજી.
૧ બાઈ કુંવરબાઈ બેહેરાંમજી લાંમ.
૧ ,, પીરોજબાઈ એમ. પંથકી.
૧ ,, ધનબાઈ બેજનજી બક્ષી.
૫ શેઠ સોહરાબ લીમજીભાઈ પાહલનકોટ.
૩ ,, નુરમહમદ જેરાજભાઈ પીરભાઈ.
૩ ,, દોસાભાઈ બરજોરજી મીસ્ત્રી.
૨ ,, બંદેખોદા.
૨ ,, દીનશાહ એદલજી વાચ્છા.
૨ ,, ફરામજી સોહરાબજી ભરૂચા.
૨ ,, મેહેરવાંનજી અરદેશર ચીનાઈ.
૨ ,, ભગવાંનદાસ જેઠાભાઈ.
૨ ,, દાદાભાઈ જમશેદજી મીસ્ત્રી.
૧ ,, મુલજીભાઈ જીવરાજ.
૧ ,, દોરાબજી દીનશાહ એદનવાલા.
૧ ,, કેખુશરો મનચેરજી હીરામાણેક.
૧ ,, અરદેશર ફરાંમજી મુસ.
૧ ,, લખ્મીદાસ ખીમજી.
૧ ,, હોરમજજી દાદાભાઈ.

૧ ,, જુમાભાઈ લાલજી.
૧ શેઠ નસરવાંનજી બેહેરાંમજી.
૧ ,, પીરોજશાહ માણેકજી કાકા.
૧ ,, અરદેશર નવરોજી દાવર.
૧ ,, ખરશેદજી સોહરાબજી વાચ્છાગાંધી.
૧ ,, ફરદુનજી મેહેરવાંનજી બનાજી.
૧ ,, અરદેશર જાંહાંગીરજી વાડીયા.
૧ ,, સોરાબજી નવરોજી કુપર.
૧ ,, ઉકરજી ફકીરજી.
૧ ,, બેચરલાલ કાશીરામ વકીલ.
૧ ડાકટર રામલાલ લલુભાઈ
૧ શેઠ અરદેશર ફરાંમજી.
૧ ,, સોહુરાબજી ખરશેદજી નાદરશાહ.
૧ ,, રુસ્તમજી ખરશેદજી પટેલ.
૧ ,, સોહરાબજી મનચેરજી ડાકટર.
૧ ,, અરદેશર ફરાંમજી બહાદુરજી
૧ ,, નસરવાંનજી ખરશેદજી બાટલીબોઈ.
૧ ,, જીવાજી શાહાપુરજી ધનજીભાઈ.
૧ ,, જમશેદજી ખરશેદજી પાંઉવાલા.
૧ ,, અરદેશર બેજનજી સુરતી.
૧ ,, આરદેશર દોસાભાઈ મુનશી.
૧ ,, ફરાંમજી હેમુલજી મીરજાં.
૧ ,, ડાકટર પેસ્તનજી મનચેરજી નીકલસન.
૧ ,, દોરાબજી નવરોજી દાવર.
૧ ,, ફરાંમજી બેજનજી લીલાંઉંવાલા.
૧ ,, બમનશાહ નવરોજી પીવાજ.
૧ ,, પીરોજશાહ કાવસજી માવજી.
૧ ,, પાલણજી ભીખાજી બામબોટવાલા.
૧ ,, નસરવાંનજી નવરોજી બોદ.
૧ ,, શાહાપુરજી રતનજી શેઠના.
૧ ,, એદલજી રુસતમજી મોદી.
૧ ,, મનચેરજી સોહરાબજી લાલા.

૧ શેઠ સોહરાબજી દોસાભાઈ દલાલ.
૧ ,, ધનજીભાઈ એદલજી નેનટીન.
૧ ,, લીમજીભાઈ પસતનજી સરાફ.
૧ ,, સોહરાબજી હોરમજી લાકડાંવાલા.
૧ ,, ફીરોઝશાહ કાવરાજી ગાંધી.
૧ ,, નસરવાંનજી બેહરાંમજી મીસ્ત્રી.
૧ ,, રૂસ્તમજી ફરાંમજી કુપર.
૧ ,, માણેકજી હોરમજજી કાપરા.
૧ ,, પેસતનજી એદલજી શરાફ.
૧ ,, સોહરાબજી નસરવાંનજી પટલુ.
૧ ,, બહુમનજી મનચેરજી મેહેરજી.
૧ ,, બહમનજી એદલજી પટેલ
૧ ,, પેસ્તનજી બેહેરાંમજી લાલા.
૧ ,, ફરાંમજી બેજનજી બીલીમોરીયા.
૧ ,, શાહપુરજી નસરવાંનજી ભેદવાર.
૧ ,, નવરોજી ખરશેદજી.
૧ ,, રૂસ્તમજી જાંહાગીરજી વકીલના.
૧ ,, સોહરાબજી ખરશેદજી મોદી.
૧ ,, બમનશાહ બેજનજી સુરતી.
૧ ,, હોરમજી સી. કુપર.
૧ ,, કાવરાજી જમશેદજી અપુ.
૧ ,, સોહરાબજી ધનજીભાઈ કુપર.
૧ ,, પેસતનજી કાવસજી માવજી.
૧ ,, ઘેલાભાઈ હરીવલભદાસ ગીલડર.
૧ ,, દારાશાહ બહમનજી.
૧ ,, બરજોરજી રૂસતમજી તુરકી.
૧ ,, હોરમજી શેહેરીઆરજી ભરૂચા.
૧ ,, કુવરજી કાવશાજી દુબાશ.
૧ ,, હોરા મહુમદઅલી વલીભાઈ કેમેસરીવાલા.
૧ ,, બેહેરાંમજી દીનશાહજી કરાણી.
૧ ,, સોહરાબજી પેસતનજી મામા.
૧ ,, સી. પાલણજી પાઉંવાલા.

૧ શેઠ અરદેશર જમશેદજી કરંજીઆ.
૧ ,, બેહેરામજી નવરોજજી મોદી.
૧ ,, શાપુરજી મેહેરવાંનજી પારખ.
૧ ,, દાદાભાઈ હોરમજી બીલીમોરીયા.
૧ ,, ઈસમાલજી ઈસુભાઈ કનથવાલા.
૧ ,, ફતેહચંદ ચકુભાઈ મુખત્યાર.
૧ ,, બલવંતરાવ હરીશંકર નયાવધીસ.
૧ ,, અલાદીન માવજીભાઈ.
૧ ,, દારાશાહ દોસાભાઈ.
૧ ,, ખુરશેદજી સોહરાબજી મોવરાંવાલા.
૧ ,, બેરામજી કાવરાજી દોતીવાલા.
૧ ,, નરોતમદાસ માલજી કારભારી.
૧ ,, શીઆવક્ષા અરદેશર ઝીલ્લા ટ્રેઝરર.
૧ ,, હોરમજજી દીનશાહજી દાડીવાલા.
૧ ,, હો૦ પે૦ મડીઆલી.
૧ ,, જમશેદજી મેહેરવાંનજી દારૂખાનાવાલા.
૧ ,, રૂસતમજી આદરજી અમીન.
૧ ,, દીનશાહ રૂસ્તમજી કુપર.
૧ ,, અસ્પનદીઆરજી જમશેદજી વાડીયા.
૧ ઉડવાડા નેટીવ જેનરલ લાઈબ્રેરી.
૧ શેઠ ખરશેદજી નવરોજી ભરૂચા.
૧ ,, રતનજી ભીખાજી.
૧ ,, જમશેદજી ધનજીભાઈ એનજીનીઅર.
૧ ,, શાપુરજી બી. કપટાંન.
૧ ,, બાપુજી જમશેદજી નાજર.
૧ ,, દાહયાભાઈ જગજીવનદાસ.
૧ ,, ખુરશેદજી સોહરાબજી.
૧ ,, અરદેશર પેસતનજી જાલ.
૧ ,, નવરોજજી નસરવાંનજી પોંચાજી.
૧ ,, નવરોજજી નોસરવાંનજી.
૧ ,, જીવણરામ ભગુભાઈ.
૧ ,, મેહેરવાંનજી નાનાભાઈ મેહેતા.

